# THE MEANING OF SERVICE.

BY

HARRY EMERSON FOSDICK.

# સેવાનું રહસ્ય.

અનુવાદક :

મિ. મણીલાલ સી. પારેખ, બી. એ.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

PRINTED AND PUBLISHED BY J. ROGERS
AT THE MISSION PRESS, SURAT.

1928.

કિંમત રૂ. ૦-૧૨-૦.

# અનુવાદકના બે બોલ.

આ પુસ્તકના મૂળ લેખક ડૉ. ફૉસ્ડિક છે, તે અમેરિકામાં અત્યારે એક સમર્થ લેખક તેમ ઉપદેશક ગણાય છે. તેનાં પુસ્તકો વિશેષત યુવકવર્ગમાં બહુ વંચાય છે, પણ તેમાં સહુને માટે બોધ લેવા જેવું કંઇક તો હોયજ. આ પુસ્તકો બાઇબલના અભ્યાસીને વધારે આકર્ષક લાગે એ દેખીતું છે; છતાં બાઇબલ તેમજ ખ્રિસ્તી ધર્મનો સાર શો છે એ ટુંકામાં જાણવા માટે આ પુસ્તકો સહુને લાભકારક થઇ શકે તેમ છે. ડૉ. ફૉસ્ડિક એક સ્વતંત્ર ચિંતક તરીકે ધાર્મિક વિષયનો વિચાર અને તેની તુલના કરે છે, તેથી આપણને તેની પાસેથી ઘણું જાણવાનું મળે છે.

આજે આપણે ત્યાં સેવાધર્મનો પ્રચાર ઘણો થયો છે અને થતો જાય છે, અને એ માટે આપણે ઇશ્વરનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. પણ સેવાધર્મનું મૂળ શું છે અને સેવા કેવા પ્રકારની હોવી જોઇએ, વગેરે બાબતોમાં આપણને હજુ ઘણું શીખવાનું રહે છે. મને ખાતરી છે કે આ પુસ્તકદ્વારા આપણ સર્વને આ વિષય પર નવો પ્રકાશ મળશે.

આ પુસ્તકનો અનુવાદ આજે લગભગ સાતેક વર્ષ પહેલાં થયો હતો. પણ કેટલાંક કારણથી તે હજુ સુધી પ્રકાશમાં આવી શક્યો નહોતો. અનુવાદમાં રહેજસાજ સુધારોવધારો કરી અને પ્રેસને માટે કોપી તયાર કરી ડૉ. એચ. આર. સ્કોટે મને જે મદદ આપી છે તે માટે હું તેમનો ઉપકાર માનું છું.

રાજકોટ, મણીલાલ સી. પારેખ.

૫ અક્ટોબર, ૧૯૨૮.

# અનુક્રમણિકા.

# પ્રકરણ પહેલું.

## સેવા અને ખ્રીસ્તી ધર્મ.

### રોજનાં વાંચન.

માનવીય વિચારના ઈતિહાસમાં એક ઘણો નુકસાનકારક અને ઘણાનાં મનમાં ઠસી ગએલો વિચાર એ છે કે ધર્મની બાબતમાં માણસજાતની સેવા અથવા નૈતિક સત્યતા બહુ અગત્યની નથી. ઈશ્વરની ભક્તિ કરવાનું અને માણસોની સાથે ન્યાયના અને એકબીજાની સેવા કરવાના સંબંધમાં રહેવાનું કામ એ બન્ને જુદાં જુદાં ગણાયાં છે. રાશેનબુશ નામનો એક અધ્યાપક કહે છે તે પ્રમાણે "ભૂતકાળમાં ધર્મ, જીવનના ખરા કાર્યને બાજુએ મૂકીને, યજ્ઞ કરવામાં, પ્રાર્થનાઓ કરવામાં, પવિત્ર મનાતી નદીઓમાં સ્નાન કરવામાં, પવિત્ર પર્વતો ઉપર જવામાં, કાશી, મક્કા, યરૂશાલેમ અથવા રૂમની યાત્રા કરવામાં, અને એવાં એવાં સેંકડો કાર્યો, કે જે માણસોના પરસ્પર વ્યવહારની સાથે માત્ર જુજ ને આડકતરો સંબંધ ધરાવે છે, તે કરવામાંજ ગુંથાઈ રહ્યો હતો."

કોઈ પણ માણસ પોતાના માનવી બંધુઓ સાથે ન્યાય તથા સત્યથી વર્તતો ના હોય, અને તેઓની સેવા કરતો ન હોય, તો તે ઇશ્વરની સાથે યોગ્ય સંબંધમાં રહે છે એમ કોઈ પણ રીતે કહી શકાય નહિ, એવી જે આપણને આજે દૃઢ ખાતરી થઇ છે એ ખાતરી પામવાને માટે માણસોએ સૈકાંઓના સૈકાંઓ સુધી અથાગ પરિશ્રમ ઉઠાવ્યો છે. આ વાતના સંબંધમાં આપણા રોજનાં વાંચનમાં ખ્રીસ્તના આવ્યા પહેલાંના જુના વિચાર કેવા હતા તે જોઇએ. એવા વિચાર આજે પણ કરવામાં આવે છે, કારણ કે હજુ પણ એક બાજુ ઘણા લોકોની ત્રાસદાયક સ્થિતિ નજરે પડે છે, અને બીજી બાજુ ધર્મની બાબતમાં એવા પ્રકારનો ઉત્સાહ જોવામાં આવે છે કે જે માણસોના ઐહિક કલ્યાણને માટે કશું કરતો નથી, એમ દેખાય છે. હાલના જમાનામાં માણસજાતની મોટામાં મોટી જરૂરીયાત એ છે કે તેઓ સમજે કે ધર્મનો અગત્યનો ભાગ તે તો માણસજાતની સેવા છે, અને ધર્મમાં જે મહા મોટી આધ્યાત્મિક શક્તિ રહેલી છે તેને સેવાના કાર્યમાં જોડવાની છે.

**પહેલું અઠવાડિયું, પહેલો દિવસ.**

**ઈશ્વર સંબંધી ઘણા લોકોનો વિચાર હજુ સુધી એવો છે કે તે માત્ર અમુક અંશેજ ન્યાયી છે, તેથી તેઓનાં ધાર્મિક કાર્યો ઘણેભાગે વ્યર્થ જાય છે. આ વાતના સંબંધમાં વધુ પ્રકાશ પામવા માટે આપણને મીખાહ નામના યહુદી પ્રબોધક પાસે જવું પડે છે.**

"હું શું લઇને પરમેશ્વરની હજુરમાં આવું, ને મહિમાવાન દેવની આગળ નમસ્કાર કરૂં? શું હું દહનીયાર્પણો લઇને, હા, એક વર્ષના વાછરડાને લઇને તેની આગળ આવું? શું હજારો ઘેટાંઓથી કે દસ હજાર નદીઓના તેલથી યહોવાહ રાજી થશે? શું મારા અપરાધને લીધે હું તેને મારો પ્રથમજનિત અર્પું, કે મારા આત્માનાં પાપને લીધે મારા અંગનું ફળ તેને અર્પું? હે મનુષ્ય, સારૂં શું છે તે તેણે તને બતાવ્યું છે; અને ન્યાયથી વર્તવું તથા દયા ચાહવી તથા તારા દેવની સાથે નમ્રતાથી ચાલવું, એ સિવાય બીજું શું યહોવાહ તારી પાસે માગે છે?" મીખાહ ૬; ૬–૮.

આ વચનનો આપણી હાલની ભાષામાં અર્થ કરતાં આ પ્રમાણે થાય છે: જે પરમેશ્વર ઈસુનો પિતા છે, અને જે પોતે પ્રેમસ્વરૂપ છે, તેની પાસે મારે શું લઈને જવું અને તેનું ભજન કરવું? તેની આગળ જતાં મારે કઈ મોટી ક્રિયાઓ કરવી કે વિધિઓ પાળવા? અમુક મંત્રો વારંવાર બોલવાથી પરમ દયાળુ પિતા પરમેશ્વર રાજી થાય, કે ધર્મ સંબંધીનાં લાંબાં લાંબાં ભાષણો કરવાથી તે સંતુષ્ટ થાય? મારા અપરાધ માફ થાય માટે તેનું વંદન કરૂં, અને મારા આત્માએ કરેલાં પાપના બદલામાં તેને પૈસા આપું તો શું બસ થશે? અરે માનવી, સારૂં શું છે તે તેણે તને બતાવ્યું છે; અને તું ન્યાયી થા, પરોપકારી થા, અને ઈશ્વર પ્રત્યે દીન રહે તે સિવાય બીજું શું ઈશ્વર તારી પાસે માગે છે?

ઈશ્વર પૂર્ણ ન્યાયી છે અને આપણી પાસે તે એટલુંજ માગે છે કે આપણે પણ તેના જેવા ન્યાયી થઇએ, એ વાત આપણામાંના કેટલા બધા હજી સમજતા નથી! રેમંડ લલ કે જેણે પોતાનું આખું જીવન નિ:સ્વાર્થપણે લોકસેવામાં ગાળ્યું હતું, અને જેને ઇ. સ. ૧૩૧૫માં ઉત્તર આફ્રિકાના મુસલમાન લોકોએ પાણા મારી મારીને મારી નાખ્યો હતો, તેણે પોતાના "મધુર અને બુદ્ધિપરાયણ નિવેદન" નામના લેખમાં બરાબર કહ્યું છે કે, "ઓ પ્રભુ, જે કોઇ તને પ્રાપ્ત કરવા ઇચ્છતો હોય તેણે પ્રેમ, વિશ્વાસુપણું, ભક્તિ, શ્રદ્ધા, આશા, ન્યાય, દયા અને સત્યમાં તને શોધવો જોઇએ; કારણ કે જ્યાં જ્યાં આ બધાં છે, ત્યાં ત્યાં તું છે."

## પ્રાર્થના.

"ઓ પ્રકાશ આપનાર પિતા અને સર્વ સત્યના ઇશ્વર, તું જગતને સર્વ પ્રકારની ભ્રાંતિ, અનર્થ, બદી અને પાપમાંથી શુદ્ધ કર. શેતાનનો ઝુંડો પાડી નાખ, અને ખ્રીસ્તનો ઝુંડો સર્વ ઠેકાણે ઉભો કર. પાપના રાજ્યનો નાશ કર, અને સર્વ માણસોનાં હૃદયમાં કૃપાનું રાજ્ય સ્થાપિત કર. અહંકાર અને મહત્ત્વાકાંક્ષા ઉપર દીનતાનો, ધિક્કાર, દ્વેષ અને અદેખાઇ ઉપર દયા અને પ્રેમનો, વિષયવાસના અને પાપવૃત્તિ ઉપર પવિત્રતા અને મિતાહારનો, ક્રોધ ઉપર નમ્રતાનો, લોભ અને આ નાશવંત જગતના મોહ ઉપર નિસ્પૃહતાનો અને રાંક

આત્માનો વિજય થવા દે, અને આખા જગતમાં ખ્રીસ્તની સુવાર્તા વિશ્વાસમાં અને સદાચારમાં જય પામે એવું તું કર."

(ફ્રેંચ રાજ્યાભિષેક વખતે કરવામાં આવતી પ્રાર્થના.)

**પહેલું અઠવાડિયું, બીજો દિવસ.**

સેવાનાં કાર્યોમાં ધર્મમાં રહેલી શક્તિ જોડવામાં આવતી નથી તેનું બીજું એક કારણ એ છે કે માણસ ઇશ્વર સાથેનો પોતાનો સંબંધ અને જનસમાજ સાથેનો પોતાનો સંબંધ પોતાના ચારિત્રનાં જુદાં જુદાં ખાનાંમાં વિચિત્ર રીતે રાખે છે. યશાયાહે જે ભયંકર અને જુસ્સાદાર દોષારોપણ કર્યું છે તે શું આપણને લાગુ પડતું નથી?

"સનાતન દેવ કહે છે કે, મારી આગળ તમારા પુષ્કળ યજ્ઞો તે શા માટે? હું ઘેટાનાં દહનીર્યાપણોથી, તથા માતેલાં જાનવરોના મેદથી ધરાઇ ગયો છું, ને ગોધા, હલવાન તથા બકરાનું રક્ત મને ભાવતું નથી. તમે મારૂં મુખ જોવા સારૂ આવો છો, ત્યારે મારાં આંગણાં પગ તળે છુંદવાને કોણે તમારી પાસે માગ્યું છે? બીજાં વ્યર્થ ખાદ્યાર્પણ લાવશો મા, ધૂપ તો મને અમંગળ લાગે છે; અમાસ તથા સાબ્બાથ તથા સભા ભેગી કરવી—અન્યાયયુક્ત ધર્મમેળો હું સહન કરી શકતો નથી. તમારી અમાસ તથા તમારાં પર્વોથી મારો જીવ કંટાળે છે, તેઓ મને બોજારૂપ થઈ પડે છે; સહન કરી કરીને હું થાક્યો છું. જ્યારે તમે પોતાના હાથ જોડશો ત્યારે હું મારી દૃષ્ટિ તમારી તરફથી ફેરવીશ; હા, તમે ઘણી પ્રાર્થનાઓ કરશો, તે હું સાંભળનાર નથી; તમારા હાથ રક્તથી ભરેલા છે. સ્નાન કરો, શુદ્ધ થાઓ; તમારી ભુંડી કરણીઓ મારી આંખ આગળથી દૂર કરો; ભુંડું કરવું મૂકી દો; સારૂં કરતાં શીખો; ન્યાયકરણ શોધો; જુલમથી દુ:ખિત થતા માણસોનો બચાવ કરો; અનાથને ઇનસાફ આપો; વિધવાની હિમાયત કરો." યશાયાહ ૧; ૧૧–૧૭.

આ લોકો ધાર્મિક હતા, પણ તેમનો ધર્માચાર ભલાઇ વગરનો હતો, તેમનો વિશ્વાસ ન્યાય વગરનો હતો, અને તેમની ઇશ્વરભક્તિ માણસો પ્રત્યે દયા વગરની હતી. ઈશ્વર સાથેનું તેમનું જીવન તેમના રોજના વ્યવહારની સાથે કશો સંબંધ ધરાવતું નહોતું, તેમ તેમના ઈશ્વર સાથેના સંબંધથી તેઓ પાડોસી તરીકે કે મિત્ર તરીકે કે નાગરિક તરીકે વધારે સારા થઇ જતા નહોતા. ઘણા ખ્રીસ્તીઓ પણ આવા છે. એવા ઘણા લોકો છે કે જેઓ એમ માને છે કે ઈશ્વર આખી મનુષ્યજાતનું કલ્યાણ ઇચ્છે છે, પણ તેઓ પોતાના વ્યવહારમાં ઈશ્વરના આ હેતુને અનુભવમાં લાવીને તે

પ્રમાણે વર્તતા નથી. તેઓ માને છે કે ઇશ્વર આખા જગતને ચાહે છે, પણ તેઓ પોતાના નિત્યના વ્યવહારમાં માણસોનો તિરસ્કાર કરે છે, અથવા તેમની પ્રત્યે બેદરકાર રહે છે. લિવિંગસ્ટન નામના પ્રખ્યાત મિશનરીને સ્કોટલાંડના એક વૃદ્ધ રહેવાસીએ જે શિખામણ આપી હતી તે આપણે આજે પણ ધ્યાનમાં લેવા જેવી છે : "છોકરા, ધર્મને તારા રોજના વ્યવહારનું કાર્ય થવા દે; એટલે ધર્મને ક્વચિતજ અને કોઇ ખાસ પ્રસંગેજ કામમાં લાવવાની વસ્તુ તું સમજ નહિ."

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, અમારા પ્રકાશ અને તારણ, અમે તને વિનંતી કરીએ છીએ કે તું અમને તારા પરમપવિત્રસ્થાનમાં પ્રવેશ કરવાને અને ત્યાં સતત નિવાસ કરવાને સહાય કર. અને, હે સર્વશક્તિમાન પ્રભુ, તારી પાંખ તળે અમારૂં રક્ષણ થાય એવું તું કર. અમારામાંના પ્રત્યેકને તારા ઉપર પ્રેમ કરવાને, પોતાના વિચાર અને લાગણીઓ અને હેતુઓ તારી પાસે લાવવાને, અને તું અમને શિખવે તેમ વિચાર કરવાને, તેં અમારા પર પ્રેમ કર્યો છે તે પ્રમાણે બીજાઓ પર પ્રેમ કરવાને, અને તારી આજ્ઞાઓ પાળવાને, અને તને ગમતાં કાર્ય કરવાને સહાય કર. અમે તારી સાથે એકરૂપ થઈએ અને આ સ્થાને કરવામાં આવતી અમારી ભજનસેવા અમારા રોજનાં કાર્યોની સાથે એકતા પામે એવું તું કર."

આલેક્ઝાંડર મેક્લારેન.

## પહેલું અઠવાડિયું, ત્રીજો દિવસ.

ઘણી વખત ધર્મની ગૌણ અને નજીવી વાતો, તેનાં બાહ્ય સ્વરૂપ અને તેની સાથે માત્ર ઉપરઉપરનો સંબંધ ધરાવનારી બાબતો ઉપર ઘણું ધ્યાન આપવાથી ધર્મ નીતિ વગરનો થઇ જાય છે. આના સંબંધમાં આમોસ પ્રબોધક (જે ઇ. સ. પૂર્વે ૭૫૫માં હયાત હતો તે)ની ગર્જના સાંભળવાની આ જમાનાના લોકોને જરૂર છે.

"હું તમારાં પર્વોને ધિક્કારૂં છું, ને તમારા ધર્મમેળાવડાઓથી હું મગ્ન થઇશ નહિ; હા, જો કે તમે તમારાં દહનીર્યાપણો અને ખાદ્યાર્પણો આપવા માંડશો, તોપણ હું તેમને સ્વીકારીશ નહિ; ને તમારાં પુષ્ટ પશુઓનાં શાંત્યર્પણોને પણ હું નહિ ગણકારીશ. તારાં ગીતોનો ઘોંઘાટ તું મારાથી દૂર કર; કેમકે હું તારી સારંગીઓનું ગાયન નહિ સાંભળીશ. પણ ન્યાયને પાણીની પેઠે, ને નેકીને મહા નદીની પેઠે વહેવા દો." આમોસ ૫; ૨૧-૨૪.

ધર્મના વિધિઓ પાળવાની રીત અને માણસો પ્રત્યે ન્યાય, એ બેઉનો મુકાબલો આ પ્રબોધક કેવા જુસ્સાથી કરે છે! ઘણા માણસો એવા છે, કે જેઓને પોતાનો ધર્મ મંદિરોની અને દેવળોની, આત્માને ગુંગળાવી નાખે એવી ક્રિયાકાંડવાળી હવામાંથી બહાર લઇ જવાની, અને સત્ય ધર્મ એ "કુદનાનો, સૂવાનો અને

જીરાનો દશમો ભાગ આપવામાં" નથી, પણ "ન્યાયકરણ, દયા અને વિશ્વાસમાં છે" એ જાણવાની જરૂર છે. ક્વિન્ટન હોગ નામના ખ્રીસ્તી માણસે લંડન શહેરના ગરીબ છોકરાઓની સેવામાં પોતાનું જીવન ગાળ્યું. એવા એક છોકરા પર એક વખત તેણે લખ્યું હતું કે, "તું કયા સંપ્રદાયમાં છે કે તું કયો ધર્મ પાળે છે તેની મને જરા પણ પરવા નથી, પણ તું ધર્મ વિષે જે કંઇ માને છે તેનું પરિણામ તારા બંધુઓનું ભલું કરવામાં આવે......આ વાતની તો મને ચિંતા છે. આપણે જુદાં જુદાં મતમતાંતર વિષે ઘણું સાંભળીએ છીએ; પણ મારે તને કહેવું જોઇએ કે જ્યારે ઈશ્વરે આપણે માટે આપણો ધર્મમત ઠરાવી આપ્યો ત્યારે તેણે શબ્દો વાપર્યા નહોતા, કેમકે તેમના અર્થમાં મતભેદ પડે, પણ આપણી આગળ એક માણસને ઉભો કર્યો, જેને જોઇને આપણને ખાતરી થાય કે ધર્મ એ તેના જેવું જીવન ગાળવાનો વિષય છે.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, તું મને દોર, મને શિખવ, મને સબળ કર, કે જેવો તું મને કરવા ઈચ્છે છે, તેવો હું થાઉં; પવિત્ર અને નમ્ર, સત્યવાદી અને ઉંચા મનવાળો, હિમ્મતવાન અને બળવાન, વિવેકી અને ઉદાર, આજ્ઞાંકિત અને બીજાઓને ઉપયોગી મને કર."

ચાર્લ્સ કિંગ્સ્લી.

## પહેલું અઠવાડિયું, ચોથો દિવસ.

ધાર્મિક જીવન ને રોજના વ્યવહારને કંઇ પણ સંબંધ હોતો નથી એમ ઘણા લોકો માને છે તેનું બીજું એક કારણ એ છે કે મંદિરોને અને દેવાલયોને મનુષ્યના રોજીંદા જીવનથી છુટાં પાડવામાં આવે છે, જેથી ઘણાખરા લોકો એમ સમજે છે કે ઈશ્વર મનુષ્યજાતના રોજના વ્યવહારથી દૂર થઇને આવાં મંદિરોમાં રહે છે. હોશીઆ પ્રબોધકે કહ્યું છે કે,

"હે એફ્રાઇમ, હું તને શું કરૂં? હે યહુદાહ, હું તને શું કરૂં? કેમકે તમારી ભક્તિ સવારના વાદળ જેવી તથા જલદી ઉડી જનાર ઝાકળ જેવી છે. એ માટે મેં તેઓને પ્રબોધકોની મારફતે કતલ કર્યા છે; મેં તેઓનો મારા મુખનાં વચનોથી સંહાર કીધો છે! અને તારી દંડાજ્ઞાઓ પ્રગટતા અજવાળારૂપ છે. કેમકે બલિદાનો કરતાં હું કૃપા તથા ઇશ્વરનું જ્ઞાન ચાહું છું." હોશીઆ ૬; ૪-૬.

જ્યારે ઈસુ ખ્રીસ્તે, સેવાને અર્થે, હલકા ગણાતા લોકો સાથે ખાધુંપીધું (માત્થી ૯; ૧૩), અને વળી માણસજાતની સેવાને માટે તેણે સાબ્બાથના નિયમો તોડ્યા, અને તે બંને વાતને લીધે લોકો તેને અધર્મી ગણવા લાગ્યા, ત્યારે તેણે હોશીઆના આ વચનનો આશ્રય લીધો. "તમે જાઓ, અને 'હું બલિદાનો નહિ પણ કૃપા ચાહું

છું ' એનો અર્થ શીખો." મુક્તિફોજના વડા જનરલ બૂથ વિષે એવું કહેવાય છે કે તેની નજરમાં મનુષ્યસેવાના મુકાબલામાં બાહ્ય રૂઢીઓ તો છોકરાની રમત જેવી હતી. જેમ કેટલાક પુરાણા કાળના અગ્નિપૂજક લોકો પોતાનો પવિત્ર અગ્નિ જુદોજ રાખતા, અને તેનો માણસજાતની સેવામાં કોઈ પણ પ્રકારનો ઉપયોગ કરતા નહોતા, તેમ ઈશ્વરને પવિત્ર ગણી એક સ્થાને રાખી મૂકી તેનો માણસજાતના કલ્યાણને માટે ઉપયોગ ન કરવો એ ઈસુ સાંખી શકે તેમ નહોતું. ઇસુના સમજવા પ્રમાણે ઈશ્વર મંદિરમાંજ હતો એમ નહિ, પણ તે લાચાર, પાપી અને ભિન્ન ભિન્ન અભિલાષા રાખનારી મનુષ્યજાત તેને જ્યાં જ્યાં મળે ત્યાં બધે તે આવી રહેલો હતો. ધર્મ એ માત્ર ભક્તિનો ડોળ નથી. હેન્રી વોર્ડ બીચર કહે છે તે પ્રમાણે, "ધર્મ એટલે કાર્ય; ધર્મ એટલે આ પાપી જગતમાં કાર્ય; ધર્મ એટલે જોખમ; ધર્મ એટલે ઘા ઝીલવાનું અને ઘા મારવાનું કામ; ધર્મ એટલે જીવનનું પરિવર્તન. જગતને શુદ્ધ કરવાની જરૂર છે, અને તમે તેને સાફસુફ કરવાને શરમાતા હો તો ઈશ્વરે તમને તેની સેવા કોઇ બીજી રીતે કરવાનું આમંત્રણ આપ્યું નથી એમ નક્કી સમજવું."

## પ્રાર્થના.

સર્વશક્તિમાન પ્રભુ, જીવન અને પ્રકાશના સાગર, જેણે પુરાતન કાળમાં માણસોને ચેતવણી અને જ્ઞાન આપવા માટે પ્રબોધકો મોકલેલા છે, અને જેના પુત્ર ઈસુ ખ્રીસ્તે જગતમાં પ્રેરિતો, સુવાર્તિકો, પાળકો અને શિક્ષકો મોકલ્યા છે તે, અમે તને વિનંતી કરીએ છીએ કે તું આજના કાળમાં પ્રબોધકોના જેવા જુસ્સાવાળા અને પ્રેરિતોના જેવા ઉત્સાહવાળા શાણા અને વિશ્વાસુ માણસોને ઉભા કર કે તેમના પ્રયત્નથી તારી મંડળીને મોટો આશીર્વાદ મળે. તારૂં રાજ્ય આવે અને સ્વર્ગમાં તારી ઈચ્છા પૂરી થાય છે તેમ પૃથ્વી ઉપર થાય.

## પહેલું અઠવાડિયું, પાંચમો દિવસ.

ધાર્મિક શક્તિનો મોટો ભાગ મનુષ્યની સેવામાં જોડાતો નથી તેનું હજુ બીજું એક કારણ એ છે કે નીતિની બાબતમાં ખરૂંખોટું શું છે તે વિષે માણસના વિચાર અપૂર્ણ છે. ધાર્મિક ઉત્સાહની સાથે નૈતિક ઉત્સાહ અવશ્ય હોયજ એમ કહી શકાતું નથી. મેકિસકો નામના દેશમાં એક મંદિર હતું, જેની આજુબાજુ એક લાખ છત્રીસ હજાર માણસની ખોપરીઓ ગોઠવેલી હતી. કેટલાક સંપ્રદાયોમાં ઈશ્વરની સેવા માણસનું ખૂન કરીને અથવા વ્યભિચાર કરીને થાય છે. આ વાંચીને આપણને આજે ચીતળી ચઢે છે. મનુષ્યજાતે ધર્મના માર્ગમાં પ્રગતિ કરવા માટે જે ભગીરથ પ્રયત્નો કર્યા છે તે જાણવા માટે આપણે પ્રબોધકોનાં પુસ્તકો વાંચવાં જોઈએ. પણ શું આપણે આજે પણ ધાર્મિક જીવનની સાથે નૈતિક અંધાપો ઘણા મોટા પ્રમાણમાં ભળેલો નથી જોતા? "જ્ઞાન વગરની ભક્તિ" એ શું આગળના વખતમાંજ હતી, અને આપણા હાલના સમયમાં નથી? યિર્મેયાહ પ્રબોધક આજે પણ પૃથ્વી ઉપરના આખા ખ્રીસ્તી સમાજ ઉપર પોતાનાં વાગબાણ મારી શકે છે.

"સૈન્યોનો યહોવાહ ઇસ્રાએલનો દેવ એમ કહે છે, તમારા માર્ગોમાં તથા તમારી કરણીઓમાં સુધારો કરો, તો હું તમને આ ઠેકાણે વસાવીશ. યહોવાહનું મંદિર આ છે, યહોવાહનું મંદિર આ છે, એવું કહીને જૂઠાં વચનો પર ભરોસો ન કરો; કેમકે જો તમે ખરેખર તમારા માર્ગોનો તથા તમારી કરણીઓનો સુધારો કરો, જો આડોશીપાડોશીની વચ્ચે તમે ન્યાય કરો, જો પરદેશી, અનાથ, તથા વિધવા પર જુલમ ન કરો, ને આ ઠેકાણે નિર્દોષ રક્ત નહિ પાડો; ને અન્ય દેવોની પાછળ ચાલીને પોતાનું નુકસાન ન કરો, તો આ ઠેકાણામાં, એટલે જે ભૂમિ તમારા પિતાઓને મેં પુરાતન કાળથી આપી, તેમાં તમને હું સદાસર્વકાળ વસાવીશ. જુઓ, તમે નીરૂપયોગી જૂઠાં વચનો પર ભરોસો રાખો છો. શું ચોરી, હત્યા તથા વ્યભિચાર કરીને, ખોટા સમ ખાઇને તથા બઆલની આગળ ધૂપ બાળીને, જે અન્ય દેવોને તમે જાણ્યા નહિ તેઓની પાછળ ચાલીને, આ મંદિર, જેના પર મારૂં નામ મૂકેલું છે, તેમાં તમે પેસશો, ને મારી આગળ ઉભા રહીને એમ કહેશો કે આ સર્વ ધિક્કારપાત્ર કામો કરવાની અમને છુટ છે? આ મંદિર જે મારા નામથી ઓળખાય છે, તે શું તમારી દૃષ્ટિમાં લૂટારાની ગુફા થઈ ગયું છે?" યિર્મેયાહ ૭; ૩-૧૧.

આ લોકો પોતાના ધાર્મિક જીવનમાં ઉત્સાહી હતા. તેઓ કેવા ઉત્સાહ અને જુસ્સાથી "મંદિર"નું નામ લે છે તે ધ્યાનમાં લ્યો. પણ સર વિલ્ફ્રેડ ગ્રેન્ફેલ લાબ્રા-ડોરના લોકો મધ્યે રહીને જે સાદો પાઠ ભણ્યો હતો તે તેઓ શીખ્યા નહોતા. તે તે પાઠ આ પ્રમાણે વર્ણવે છે: "આટલું તો ચોક્કસ છે કે આપણું ધાર્મિક જીવન આપણે પોતાને માટે કે બીજાને માટે શું સારૂં કરવાને શક્તિમાન કરે છે તેનાજ ઉપરથી તેની કિમ્મત અંકાય છે."

## પ્રાર્થના.

મારા પિતા અને મારા પ્રભુ, જે ખોટા આદતોથી મારા દુર્બળ આત્માએ મને ડગ્યો છે તે બધાનું નિકંદન તારા પ્રેમના આવેશથી થાય એવું કર. તું જેમ ખરો છે તેમ મને ખરો કર. સત્યને માટે અને ઈસુ ખ્રીસ્તના જેવો થવાને માટે મારા મનમાં પ્રબળ અભિલાષા ઉત્પન્ન કર, કે તેણે જેમ પ્રેમ કર્યો તેમ હું પ્રેમ કરૂં, અને ભલા થવામાં અને ભલું કરવામાં તે જેમ આનંદ માનતો તેમ હું બીજાઓનું ભલું કરવામાં આનંદ માનું. તું મારામાં વાસો કર કે જેથી મને તેની હિમ્મત, તેની મૃદુતા અને તેની સરળતા પ્રાપ્ત થાય, અને મારો દુર્બળ આત્મા તેના આત્મા જેવો નિખાલસ તથા બળવાન થાય. આમેન. શમૂએલ મક્કોમ્બ.

## પહેલું અઠવાડિયું, છઠ્ઠો દિવસ.

"હે મનુષ્યપુત્ર, તારે વિષે તો તારા લોકના પુત્રો ભીંતો પાસે તથા ઘરના બારણાંમાં વાતો કરે છે, ને તેઓ એક બીજાને, સૌ પોતપોતાના ભાઇને, એમ કહે છે કે, કૃપા કરીને આવો, ને યહોવાહ પાસેથી જે વચન આવે છે તે શું છે તે સાંભળો. અને તેઓ લોકોના રિવાજ પ્રમાણે તારી પાસે આવે છે, ને મારા લોક તરીકે તારી આગળ બેસે છે, ને તેઓ તારાં વચનો સાંભળે છે, પણ તેમનો અમલ કરતા નથી; કેમકે તેમના મુખથી તેઓ બહુ પ્રીતિ દેખાડે છે, પણ તેમનું મન તો તેમના લાભ પાછળ ફરે છે. અને જો, જેનો સૂર મધૂર હોય, ને જે સારી રીતે વાજીંત્ર વગાડી શકે, તેમના મહા મનોહર ગીત જેવો તું તેઓને લાગે છે; કેમકે તેઓ તારાં વચનો સાંભળે છે, પણ તેઓ તેમનો અમલ કરતા નથી." હઝકીએલ ૩૩; ૩૦-૩૨.

હઝકીએલ અહીં નીતિ વિનાના ધર્મના એક સામાન્ય રૂપની વાત કરે છે. આ લોકોનો ભાવ કેવો મળતાવડો, તેમની રીતભાત કેવી પ્રીતિમય અને તેઓ કેવા મિલનસાર દેખાય છે! ઇશ્વરની ઈચ્છા શી છે એ તેઓ જાણવા ઇચ્છતા હતા ખરા, પણ તેઓ તેમ કરવાને ખુશી નહોતા. ઘણા માણસોનો ધર્મ એ માત્ર તેમની લાગણીઓમાંજ રહ્યો છે, અને તેનું પરિણામ કોઈ સારા કે ઉપયોગી કાર્યમાં થતું નથી. તેઓને સુવાર્તા સાંભળવામાં જે આનંદ થાય છે તેથી તેઓ પૂર્ણ રીતે સંતુષ્ટ થઇને બેસી રહે છે, ને તેને પોતાના જીવનમાં દાખવવાને પ્રયત્ન કરતા નથી. તેઓ જોતા નથી કે ધર્મ એ બોલવામાં નહિ, પણ કાર્ય કરવામાં છે.

### પ્રાર્થના.

ઓ પ્રભુ, અમે તને નમ્રતાથી વિનંતી કરીએ છીએ કે સુનિશ્ચય કરવા વિષેની દુર્બળતાથી, ખરી કાળજીના અભાવથી, પ્રમાદ અને આલસ્યથી, બેપરવાઇના સુસ્તપણાથી અને સર્વ પ્રકારની આત્મિક મંદતાથી તું અમને બચાવ અને સહાય કર.

ઓ પ્રભુ, અમે તને નમ્રતાથી વિનંતી કરીએ છીએ કે વિવેકબુદ્ધિની મંદતાથી, કર્તવ્ય બજાવવામાં ઢચુપચુ રહેવાથી, બીજાના હિત પ્રત્યે બેપરવા રહેવાથી, અમારી પોતાની સ્થિતિ પ્રમાણેની જવાબદારીના અયોગ્ય આદર્શથી અને અમારા કામમાં સર્વ પ્રકારની બેદરકારીથી તું અમને બચાવ અને સહાય કર.

બિશપ રિડીંગ.

**પહેલું અઠવાડિયું, સાતમો દિવસ.**

"ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ છે; કેમકે તમે એક શિષ્ય કરવા સારૂ સમુદ્ર તથા પૃથ્વી ફરી વળો છો; ને તે થાય છે ત્યારે તમે પોતા કરતાં તેને બમણો નરકનો દીકરો બનાવો છો. ઓ આંધળા દોરનારાઓ, તમને અફસોસ છે, તમે કહો છો કે, જો કોઇ મંદિરના સમ ખાય, તો તેમાં કાંઇ નહિ, પણ જો કોઇ મંદિરના સોનાના સમ ખાય તો તે બંધાએલો છે. ઓ મૂર્ખો તથા આંધળાઓ, વિશેષ મોટું કયું? અર્પણ કે અર્પણને પવિત્ર કરનારી હોમવેદી?"

"ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ છે; કેમકે ફુદનાનો તથા સુવાનો તથા જીરાનો દસમો ભાગ તમે આપો છો; પણ નિયમશાસ્ત્રની ભારે વાતો, એટલે ન્યાયકરણ તથા દયા તથા વિશ્વાસ તમે પડતાં મુક્યાં છે; તમારે આ કરવાં, ને એ ન પડતાં મૂકવાં જોઇતાં હતાં. ઓ આંધળા દોરનારાઓ, તમે મચ્છરને ગાળી કાઢો છો, પણ ઉંટને ગળી જાઓ છો." માત્થી ૨૩; ૧૫-૧૯, ૨૩, ૨૪.

યહુદી પ્રબોધકોએ જે ખાસ શિક્ષણ માણસજાતને આપેલું છે તે એ છે કે ઈશ્વર પોતે નેક છે અને માણસ નેક થાય એવું તે ફરમાવે છે. ધર્મને નામે અનીતિ કે અન્યાય કરનારાનો તેઓ તિરસ્કાર કરતા. ઇસુએ પણ નીતિ વગરના ધર્મનો તિરસ્કાર કીધો, અને તે વિષે બોલતાં તેણે પ્રબોધકોના કરતાં વધારે હૃદય-ભેદક અને અસરકારક શબ્દો વાપર્યા. તેણે જાહેર રીતે ફરોશીઓને એવા તો કટુ શબ્દોથી વખોડી કાઢયા હતા કે જેથી તેમનો ધિક્કાર સદાકાળ થયાં કરે. નાની નાની બાબતો વિષે તેઓનો વાદવિવાદ, તેમનો વાક્છલ, તેમણે નજીવી વસ્તુઓ ઉપર મૂકેલો વધુ ભાર, તેમની ધર્માંધતા, તેમની પ્રેમહીનતા, તેમની પ્રમાણિકતાની ખામી વગેરેથી તેને તેમના પ્રતિ ધગધગાટ ઉત્પન્ન થતો. તેમના ધર્મથી તેઓ સારા થવાને બદલે ખરાબ થયા હતા; આપણને એમ લાગે છે કે તેઓ એવા ધર્મરહિત હોત તો તેઓ વધારે સારા થાત. તેમના ચારિત્રમાં આપણને જે અપ્રિય લાગે છે તે તો તેમનો ધર્મ હતો. તેનાથી તેઓ મોટા મનના થવાને બદલે સાંકડા દિલના થયા હતા; ઉદાર થવાને બદલે પાજી થયા હતા. પ્રેમ અને ઉદારતા, નિઃસ્વાર્થતા અને સ્વદમન, ઉચ્ચ હેતુ અને જનસેવામાં આનંદ માનવો, સર્વની પ્રત્યે ભ્રાતૃભાવ રાખવો અને કોઈ પણ પ્રકારની દુષ્ટતા કે પાપથી નાસીપાસ ન થાય એવો પ્રેમ, એ બધામાં ઈસુને મન ધર્મ સમાએલો હતો. ઈશ્વર પર તેનો વિશ્વાસ એટલો બધો હતો કે તેને લીધે આખી મનુષ્યજાતના કલ્યાણને માટે તે યત્ન કરતાં કદી કાયર થાય નહિ. તેને પૂર્ણ ખાત્રી હતી કે ઈશ્વર જે પોતે ભલો

છે તે તેનાં સર્વ બાળકો ભલાં થાય એમ જોવાને ઇચ્છે છે, અને આખી માણસ-જાતની સેવામાં ગુજારવામાં આવેલી જીંદગી તેજ ભલામાં ભલી જીંદગી કહેવાય.

## પ્રાર્થના.

ઓ પ્રભુ, તું મને મારા ખરા અંત:કરણથી, મારા ખરા મનથી અને મારા આત્માના પૂર્ણ બળથી તારા ઉપર અને મારા પડોશી ઉપર એવી રીતે પ્રેમ કરવાની શક્તિ આપ કે મારામાં પ્રેમ અને ભ્રાતૃભાવ સદા રહે, અને સર્વ ઈર્ષા, કઠોરતા અને દ્વેષ મારામાંથી લોપ થઇ જાય; અને મારૂં હૃદય પ્રેમથી, માયાળુપણાના ભાવથી અને અનુકમ્પાથી એવી રીતે ભર કે જેથી બીજાનાં સુખ અને સારી સ્થિતિ જોઇને હું નિરંતર આનંદ પામું. તેમનાં દુ:ખમાં હું દુ:ખી થાઉં, અને મારા મનમાંથી બીજા માણસો વિષેના ઈર્ષાખોર અને કઠોર વિચારો દૂર કરૂં, અને તેમ કરીને તું જે પૂર્ણ સાચો અને પૂર્ણ પ્રેમરૂપ છે તેને અનુસરૂં એવું તું કર. આમેન.

## અઠવાડીઆનું વિવેચન.

૧. ઈસુના જીવન અને શિક્ષણમાં સેવાનું કામ મુખ્ય હતું એમાં કંઈ પણ સંદેહ નથી. પેલા ભલા સમરૂનીનું દૃષ્ટાંત યાદ કરો (લુક ૧૦; ૩૦–૩૭), અથવા તો એ કરતાં વધારે ગંભીર બોધ કે જેમાં તે એવું બતાવે છે કે મરણ પછી માણસોની સ્થિતિ કેવી થશે તે તેઓએ ભુખ્યાને અન્ન, તરસ્યાને જળ, નગ્નને વસ્ત્ર અને દુ:ખિત અને દરદીને દિલાસો અને ઔષધ આપેલાં હોય કે નહિ એ ઉપરથી નક્કી કરવામાં આવશે (માત્થી ૨૫; ૩૧-૪૬) એ યાદ કરો. વળી તેનાં બીજાં કેટલાંએક વચનો પર ધ્યાન રાખો, એટલે,

"માણસનો દીકરો સેવા કરાવવાને નહિ, પણ સેવા કરવાને, તથા ઘણા લોકની ખંડણીને સારૂ પોતાનો જીવ આપવાને આવ્યો છે" (માત્થી ૨૦; ૨૮). "તમારામાં જે મોટો તે તમારો સેવક થાય" (માત્થી ૨૩; ૧૧). "હું તમારામાં સેવા કરનારના જેવો છું" (લુક ૨૨; ૨૭).

તેનું જીવનચરિત્ર પણ ધ્યાનમાં રાખો. ઇશ્વરનું રાજ્ય જગતમાં પ્રચારવાનો ભાર તેને શિર હતો તે છતાં પ્રત્યેક વ્યક્તિ ઉપર પ્રેમ કરતાં તે પેલા આંધળા બારતીમાયની, કે નિરાશ થએલા ઉડાઉ દીકરાની, કે પોતાના હકને માટે રડતી કોઈ અન્યાયનો ભોગ થઇ પડેલી વિધવાની કાળજી તે કેવી રીતે રાખતા તેનો ખ્યાલ કરો. તેણે માનવીય જીવનને કલ્યાણમય કરવા માટે અનેક નવાં સત્યો પ્રગટ કર્યાં છે; તેણે એક એવી હિલચાલ શરૂ કરી હતી કે જે નાઝારેથ જેવા નાના ગામડામાંથી નીકળીને આજે સહુનું કલ્યાણ કરતી આખા જગતમાં ફેલાઈ ગઈ છે. તેનો પોતાનો ભાવ એવો ઉચ્ચ અને ઉજ્વળ હતો કે તે આજે સૂર્યની માફક સર્વ ઉપર પ્રકાશી રહ્યો છે, અને તેનું પોતાનું જીવન એ જગતના ઇતિહાસમાં મનુષ્યજાત પર થએલો

મોટામાં મોટો આશીર્વાદ છે. પણ આ બધાથી વિશેષ તેણે પોતાના જીવનનો ભોગ બીજાઓને અર્થે આપીને સેવાનું ઉંચામાં ઉંચું કાર્ય જાતે કરી બતાવ્યું છે. વળી આવો આત્મભોગ જે લોકો મોટા અથવા સન્માનપાત્ર છે તેમનેજ માટે કાંઇ આપવામાં આવ્યો નહોતો. રવિંદ્રનાથ ટાગોરનું આ ગીત વાંચીને આપણને ઈસુની યાદ આવ્યા વિના રહેતી નથી :

જ્યાં રહે સહુ અધમ દીનથી દીન
ત્યાંજ તમારા તે ચરણ થંભે,
સહુની પાછળ, સહુની નીચે,
સહુ ખોવાએલા માંહિ.
જ્યારે તમને પ્રણામ કરૂં હું,
પ્રણામ મારો વચ્ચે જાય અટકી
તમારાં ચરણ જ્યાં માન અપમાન નહિ,
ત્યાં મ્હારો પ્રણામ પ્હોંચે નહિ,
સહુની પાછળ સહુની નીચે,
સહુ ખોવાએલા માંહિ.
અંહકાર તો પહોંચે નહિ જ્યાં તમે રહો.
દીન દરિદ્રનાં વસ્ત્ર ધરી,
સહુની પાછળ, સહુની નીચે,
સહુ ખોવાએલા માંહિ.
સંગી થઇને રહ્યા છો સંગીહીનતા ઘરે,
ત્યાં મારૂં હૃદય નમે નહિ રે,
સહુની પાછળ, સહુની નીચે,
સહુ ખોવાએલા માંહિ.

કોઇ પણ માણસમાં સેવાનો આવો ભાવ ન હોય તો તે પોતાને ખ્રીસ્તી એટલે ખ્રીસ્તનો શિષ્ય કહેવડાવે તે શા કામનું ?

એમ છતાં, આટલું તો ખુલ્લું છે કે ઘણા એવા નામના ખ્રીસ્તીઓ છે, જેઓ પોતાના ધર્મનો આવો અર્થ સમજતા નથી સામાજિક અનર્થો, જેવા કે લડાઇ, ગરીબાઇ, દરદ, અજ્ઞાન, પાપાચાર વગેરેથી માણસજાતને કેટલું બધું નુકસાન થયું છે અને થાય છે, તેનો વિચાર કરો. જ્યારે પૃથ્વી ઉપરના ત્રીજા ભાગના લોકો પોતાને ખ્રીસ્તી કહેવડાવે છે, અને તે છતાં દુનિયાની સ્થિતિ આવી ભયંકર અને દુઃખી છે, ત્યારે ખ્રીસ્તી ધર્મ એ શું છે તે તેઓ બરાબર સમજતા હોવા નજ જોઇએ. આજે ખ્રીસ્તી ધર્મ, મોટે ભાગે, તેનો અર્થ, ખ્રીસ્ત પછીના જમાનામાં તેનો જે અર્થ કરવામાં આવ્યો હતો, અને તેને લઇને તે વખતના ખ્રીસ્તી લોકો વધસ્તંભનો ભાવ હૃદયમાં રાખીને જગતના ઉદ્ધારને માટે પોતાના પ્રાણનું અર્પણ કરવા તૈયાર

હતા, તેનાથી જુદો કરે છે એ ચોકખું દેખાઈ આવે છે. લેટિમર નામના એક પ્રખ્યાત ઉપદેશકે ઈ. સ. ૧૫૨૯ માં ઉપદેશ કરતાં કહ્યું હતું કે, "હું તમને ખાત્રીથી કહું છું કે જો તમે સેંકડો દેવળો બાંધો, અને સંતોની પ્રતિમાઓને શણગારવાને માટે અખૂટ દ્રવ્ય ખરચો, અને આખા જગતમાં સર્વ યાત્રાસ્થાનમાં જઇ આવો, પણ જો તમે દયા ન રાખો, અને ઈશ્વરની બીજી આજ્ઞાઓ ન પાળો, તો બધું વ્યર્થ છે. ખ્રીસ્તની મૂર્તિઓને આભુષણથી શણગારવા પહેલાં એ ધ્યાનમાં રાખવું કે તમારા ઘર આગળ લોકો ભુખ્યા, તરસ્યા કે વસ્ત્ર વિનાના મરી ન જાય." જો ખ્રીસ્તના શિક્ષણ અને ચારિત્રનો અર્થ લોકસેવારૂપે કરવામાં આવ્યો હોત, અને તે અર્થ પ્રમાણે તેના શિષ્યોનો મોટો ભાગ વર્ત્યો હોત, તો આજે પૃથ્વી ઉપર ભ્રાતૃભાવ ઘણે અંશે વ્યાપી રહ્યા હોત, અને માણસજાત ખરેખર ઘણી વધારે સુખી હોત.*

આ આપણા અભ્યાસની શરૂઆતમાં આપણે ખ્રીસ્તી લોકોએ ખ્રીસ્તી ધર્મનો જે કેટલીક અધૂરી અને અવળી રીતે અર્થ કરેલો છે, અને જેથી માણસો ઈસુનો ખરો સંદેશો સમજી શકતા નથી, તેનો વિચાર કરવો એ યોગ્ય છે.

૨. પહેલી વાત તો એ છે કે ખ્રીસ્તી ધર્મ એ ઘણા ખ્રીસ્તી લોકોને માટે માત્ર નામનો ધર્મ છે. બીજી રૂઢીઓની માફક એ પણ એક જાતની રૂઢી છે. આ લોકોને તે તેમના બાળપણમાં શિખવવામાં આવ્યો હતો, તેમને વિષે તેને કંઇ ખાસ ઉંડી શંકા થઈ નથી, કારણ કે એ કરવા માટે પણ જેટલી બુદ્ધિ જોઇએ તેટલી તેમનામાં નથી; તેઓ જાણે છે કે તેઓ તેને ગમે તેવો ઉપરઉપરથી પાળે, પણ તેથી લોકોમાં તેમનું સારૂં બોલાય છે; અને તેઓ પોતાને નાસ્તિક કે પાખંડી કહેવરાવવાને ઇચ્છતા નથી. આ કારણથી ખ્રીસ્તનો સર્વ જાતનાં મનુષ્યો માટેનો પ્રેમ તેમના જીવનના મુખ્ય હેતુ તરીકે રહ્યા નથી, અને આખી મનુષ્યજાતનો ઉદ્ધાર થઈ શકે છે એવી જે ખ્રીસ્તની માન્યતા હતી તે તેમના મનમાં સહેજ પણ ઉતરી નથી.

ધર્મની બાબતમાં ઘણા માણસોનો અનુભવ આ પ્રમાણે વર્ણવી શકાય છે: તેઓ પોતાના જીવનની બધી સામગ્રી લઇને તેઓ વસી શકે એવું એક માત્ર દુનિયાઈ ઘર બાંધે છે. તેમનું કૌટુંબિક, કે સામાજીક, કે રાષ્ટ્રિય જીવન આવા આપસ્વાર્થી વાતાવરણમાંજ રહે છે. હવે ધર્મનું મનુષ્યજીવનમાં કંઈ સ્થાન છે એવું સમજીને તેઓ આ પોતાના ઘરમાં એક નાનું દેવાલય બાંધે છે, અને ત્યાં જઇને કોઈ કોઇ વાર દેવને નમસ્કાર કરી આવે છે. તેમનો ધર્મ તેમના જીવન ઉપર કંઇ પણ

*મહાત્મા ગાંધીની સાથે કોઈ એક માણસ ખ્રીસ્તી ધર્મ વિષે વાત કરતો હતો, અને તે દરમિયાન તેણે યોહાનની સુવાર્તામાં ખ્રીસ્તનું જે સ્વરૂપ દર્શાવવામાં આવ્યું છે તે પ્રત્યે તેમનું ધ્યાન ખેંચ્યું. ત્યારે મહાત્મા ગાંધીએ જવાબ આપ્યો કે "ખ્રીસ્તી લોકો યોહાનની સુવાર્તાનો એક શતાંશ જેટલો પણ પાળતા હોય તો બીજું શું જોઇએ?"

અસર કરી શકે એવો નથી; તેમનો ધર્મ તેમના જીવનનું મૂળ નથી. કોઈ વાર રવિવારને દિવસે, જ્યારે કામકાજ બંધ થાય છે અને જીવનની પ્રવૃત્તિ સહેજ શાંત થાય છે, ત્યારે તેમને ધર્મ યાદ આવે છે, અને તેઓ ગાડરીયા પ્રવાહની માફક બીજાની સાથે દેવળમાં ઇશ્વરભક્તિને માટે જાય છે. પરંતુ રવિવારનો દિવસ પૂરો થતાં તેઓ તે વિષે બધું ભુલી જાય છે, અને જ્યારે તેમને તેમના રોજના જીવનમાં આવે વખતે પ્રભુનાં વચનથી તેમનાં મન પર થએલી અસર યાદ આવે ત્યારે તે તેમને સ્વપ્નવત્ લાગે છે.

એક જાતની માછલી છે જેને ઉડતી માછલી કહે છે. તે જળમાંજ રહે છે, પણ કોઇ વાર પાણીમાંથી ઉછાળો મારી બહાર નીકળી ત્યાંની હવા લઈ તુરત પાણીમાં પાછી પડે છે. એ માછલીના જેવા ઘણા ખ્રીસ્તીઓ છે, એટલે કે તેમને પણ ક્વચિત ક્વચિત ધાર્મિક લાગણીઓ થાય છે, પણ તેની અસર કંઈ લાંબી મુદત સુધી રહેતી નથી. તેમ છતાં જે ઈસુનું હૃદય લોકોને સહાય કરવાને માટે અહોનિશ ઉત્કંઠિત અને તત્પર હતું, જેનો ઇશ્વરપિતા પ્રેમસ્વરૂપ છે, જેનો વિચાર ઇશ્વરભક્તિ વિષે એવો હતો કે તે નિત્ય જનસેવાના રૂપમાં દેખાઇ આવે છે, જેની આશા એવી હતી કે પૃથ્વી પર દેવનું રાજ્ય સ્થાપિત થશે, અને તે રાજ્ય સ્થાપિત કરવાનું સાધન વધસ્તંભ હતું, તે ઇસુના શિષ્યો આપણે કહેવાઇએ છીએ. આપણી આવી સ્થિતિમાં આપણે ખરેખર ખ્રીસ્તી નથી, આપણે પેલી ઉડતી માછલીના જેવાજ છીએ, ઇસુના ખરા શિષ્ય થવું એ અમુક ધાર્મિક રૂઢીઓનું અમુક વખતેજ અનુસરણ કરવું એવું ધારવું ભૂલભરેલું છે. રવિવારને દિવસે કરવામાં આવતી આપણી જાહેર ઉપાસનાને આપણે "મંડળીની ભજનસેવા" (Church Service) કહીએ છીએ, એમાં આપણે ભૂલ કરીએ છીએ. આપણી 'મંડળીની ભજનસેવા' સોમવારની સવારથી શરૂ થાય છે, અને તે આખું અઠવાડીઉં ચાલે છે. લોકોને ઉપયોગી થવું એજ મંડળીની ભજનસેવા છે; દેવળમાં ઈશ્વરની ભજનસેવા જે થાય છે તે એને માટે કરવામાં આવતી તૈયારી છે. જે ભજનસેવા ઇસુ ખ્રીસ્તે પોતાનાં દૃષ્ટાંતોમાં અને શિક્ષણમાં વર્ણવી છે તથા વખાણી છે તે આપણા રોજના જીવનમાં દેવનું રાજ્ય આ જગતમાં લાવવાને માટે કરવામાં આવતી આત્મભોગરૂપી સમાજસેવા કરવામાં રહેલી છે.

૩. ઘણા લોકોમાં ખ્રીસ્તી ધર્મ એવી જનસેવારૂપે જોવામાં આવ્યો નથી તેનું એક બીજું કારણ છે, અને તે એ છે કે ઘણી વખત તે ધર્મના આંતર સ્વરૂપને લગતી ન હોય એવી, અને ઘણી નજીવી વાતો ઉપર હદથી જાદે અને બહુ ઉત્સાહથી ભાર મૂકવામાં આવે છે. દાખલા તરીકે કોઈએક અંગ્રેજ અમીરે એક વાર કહ્યું હતું કે, ધર્મને મોટામાં મોટો ધક્કો અધ્યક્ષોએ અમુક પ્રકારની ટોપીઓ પહેરવી છોડી દીધી ત્યારે લાગ્યો હતો!

ખ્રીસ્તી ધર્મનો ઈતિહાસ એ એક મોટી નદીના જેવો છે. નદી જેમ જેમ આગળ વધતી જાય છે તેમ તેમ તે પોતાના અસલ પ્રવાહની સાથે અનેક પ્રકારનો

કચરો, જેવો કે ઝાડ, પાન, ધૂળ, મેલ વગેરે લેતી જાય છે. આગળ ઉપર એવો પણ વખત આવે છે કે જ્યાં આ બધા કચરાથી પાણીનો પ્રવાહ અટકી જાય છે. જ્યારે પાણીના જોસ વધે છે ત્યારે તે આ અટકાવ સહન કરી શકતો નથી, અને પછી કાં તો તે કચરાને આગળ ધકેલે છે, અથવા કંઇક જુદોજ માર્ગ લે છે. આવો પ્રકાર પ્રત્યેક મોટા ધર્મના ઈતિહાસમાં બનેલો જોવામાં આવે છે. યહુદી પ્રબોધકોના જીવનમાં પણ એમજ જોવામાં આવે છે, અને ઈસુ ખ્રીસ્તના જમાનાનાં જે ધર્માચાર્યો હતા, તેઓએ "ફુદનાનો, સૂવાનો તથા જીરાનો" દશાંશ લીધો, અને "નિયમશાસ્ત્રની ઉત્કૃષ્ટ વસ્તુઓ—એટલે ન્યાયવૃત્તિ, દયા તથા વિશ્વાસ"ની પરવા ન કરી, તેને લીધે તેમને સખત ઠપકો આપવામાં આવ્યો (માત્થી ૨૩; ૨૩).

આજે પણ ઘણા માણસો જ્યારે ખ્રીસ્તી ધર્મની વાત કરે છે ત્યારે તેઓ તેની અંદર રહેલા તેના પવિત્ર બળ તથા જીવનની વાત કરતા નથી, પણ વખતના વહેવા સાથે તેમાં જે કચરો ભળ્યો છે તેનીજ વાત કરે છે. પણ આપણા વખતમાં થએલા મોટા યુદ્ધે ઘણા માણસોની આંખો ઉઘાડી છે. એ તો ખુલ્લું છે કે ખ્રીસ્તી ધર્મના હાલના સ્વરૂપમાં કંઈક એવું છે જે ઘણુંજ કીમતી તથા અગત્યનું છે, અને કંઈક એવું છે કે જે જરા પણ કામનું નથી. ઘણી વખત ખ્રીસ્તી ધર્મ એ પલા ગર્ધવસેન રાજાની ગંડુ નામની અંધેરી નગરી, જેમાં 'ટકે શેર ભાજી ને ટકે શેર ખાજાં' એમ બધું એક ભાવે વેચાતું હતું, તેના જેવો કરી નાખવામાં આવે છે. આવી સ્થિતિ દૂર કરવાને માટે રામબાણ ઉપાયની જરૂર હતી, અને તે આ મહાન યુદ્ધથી માણસોને પ્રાપ્ત થયો છે.

અત્યારે નવો યુગ બેઠો છે, અને તેમાં નવી વાતો આગળ આવી છે. તત્ત્વજ્ઞાનના અને બ્રહ્મજ્ઞાનના કેટલાક પ્રશ્નો, જેના ઉપર આગળ મોટા વાદવિવાદ થયા હતા અને જેને માટે યુદ્ધો પણ કરવામાં આવ્યાં હતાં, તે આજે એક બાજુએ રાખવામાં આવેલા છે. એકજ વસ્તુ એવી છે કે જે બાજુએ ખસેડાય તેમ નથી, અને તેના જેવું બીજું કશું અગત્યનું નથી, અને તે આ છે: ઈસુ ખ્રીસ્તની માન્યતા અને તેના સિદ્ધાંતો આ જગતમાં સર્વત્ર સ્થાપી શકાય છે કે નહિ? માણસો તેના પર અને તેના બોધમાં દર્શાવેલા સિદ્ધાંતો પર એવી રીતે વિશ્વાસ કરી શકે છે કે તેઓ આ છિન્નભિન્ન થએલી દુનિયાને ઈસુએ આપેલા આદર્શના પાયા ઉપર પાછી નવેસરથી બાંધી શકે? દુઃખ અને પાપથી નિર્ગત અને નિરાશ થએલા માણસોનો ઉદ્ધાર થઇ શકે એમ છે? શું આપણાં સામાજીક જીવન, વ્યાપાર, ઉદ્યોગ, રાજ્યકારભાર વગેરેમાં એવો સુધારો થઇ શકે કે તે ખરેખર ખ્રીસ્તી કહેવાય? આના જેવા અગત્યના કોઇ પણ બીજા સવાલ નથી.

આ વાતની આગળ, અમુક મત કે માન્યતાવાળા થવું, અથવા અમુક રીતે પ્રાર્થના વગેરે કરવાં, એ બધું સુવાર્તાનું ખરૂં રહસ્ય ખોવા જેવું છે. મુક્તિફોજના સ્થાપક જનરલ બુથે મોટાં દેવળોની છાયામાં રહેનાર લાખો લોકોની

શારીરિક, નૈતિક, અને આધ્યાત્મિક અધોગતિ જોઈ હતી, તેને લોકોના પ્રચલિત ધર્મમાં ઘણી ખામીઓ માલમ પડી, અને તે પ્રત્યે અવિરાઇની લાગણીથી જુએ એમાં કંઇ નવાઇ જેવું નથી. તે કહે છે કે, જે ખ્રીસ્તી દેવળો પોતાની આજુબાજુ રહેનારા પાપ અને દુ:ખમાં ડુબેલા અસંખ્ય લોકોની પરવા કરતાં નથી, તેમને જે ઈસુએ પોતાનું આખું જીવન ખોવાએલાંઓને શોધવાને અને ઉદ્ધારવાને અર્થે ગાળ્યું તે દેવળોની સાથે તેનું નામ જોડવું એ તો એક ભયાનક મશ્કરી સિવાય બીજું કાંઈ નથી. મરણ પછી પરલોકમાં માણસોનો નાશ ન થાય તેને માટે અનેક દેવળો અને સમાસ્થાનો બાંધવામાં આવ્યાં છે, પણ લોકો આ જગતમાં નરકના જેવા દુ:ખમાં ડુબેલા છે તેમને તેમાંથી કાઢવા માટે કોઇ પોતાનો હાથ લાંબો કરતું નથી. જે વસ્તુઓ છેક નજીવી છે તેને માટે તકરાર કરવી બાજુએ મૂકીને લોકો પોતાની સર્વ શક્તિઓ એકત્ર કરીને જે માણસોને તારવા માટે તેમના માનવા પ્રમાણે પ્રભુ ઇસુ ખ્રીસ્ત આ પૃથ્વી પર આવ્યો અને જેઓને વાસ્તે તેણે પોતાના પ્રાણનો ભોગ આપ્યો, તેમાંના થોડાકને પણ આ જીવનની ભયંકર અને ત્રાસદાયક દુર્દશામાંથી બચાવવાનો પ્રયત્ન કરે, એ શું જરૂરનું નથી ?"

૪. લોકો ખ્રીસ્તી ધર્મનું સેવારૂપે થતું ફળ ખૂએ છે તેનું એક કારણ એ છે કે, માણસો પોતાના ધર્મથીજ સ્વાર્થી બની જાય છે. તેઓ ધર્મને સ્વીકારે છે, તેને ચાહે છે અને તેને વળગી રહે છે, પણ તે છેક નિ:સ્વાર્થના કારણથી નહિ, કેમકે તેથી તેમને આંતરિક શાંતિ, હૃદયનો આરામ અને આનંદદાયી આશા પ્રાપ્ત થાય છે, તે માટેજ તેઓ તેને સ્વીકારે છે. ધર્મથી તેમને જનસેવા કરવાનું ઉત્તેજન મળતું નથી, પણ સ્વાર્થસાધક શાંતિ પ્રાપ્ત કરીને તેઓ બેસી રહે છે ; એથી તેમને સેવા કરવાની પ્રેરણા પ્રાપ્ત થતી નથી. આત્મિક આનંદના ગૂઢ અનુભવ, પોતાનાં પાપોની ક્ષમા પ્રાપ્ત થઈ છે, અને ઈશ્વર સાથે પોતાનો મેળાપ થયો છે એવી ખાત્રી થવાથી મળતી મનની શાંતિ, મંડળીના સંસર્ગમાં રહીને ઈશ્વરની સ્તુતિ તથા પ્રાર્થના કરવાથી મળતો આનંદ, ભવિષ્યમાં સ્વર્ગપ્રાપ્તિની આશા,—આ બધાં અને એના જેવા બીજા આશીર્વાદો માણસને ધર્મ પાળવાથી પ્રાપ્ત થાય છે. ઘણીક વાર તેમને આ ઉપરાંત બીજું કશું મળતું નથી. આ પ્રાપ્તિનીજ વાત થઇ, એજ તેમના ધર્મનું ફળ છે. આ શું તેમનો એક મોટામાં મોટો સ્વાર્થ નથી ?

વળી ખ્રીસ્તી ધર્મનું સ્વરૂપ એવું છે કે જેને લીધે કેટલેક અંશે આવું પરિણામ થવાનો સંભવ રહે છે. ખ્રીસ્તી ધર્મને બે બાજુ છે : એક બાજુએ ખ્રીસ્તી ધર્મ માણસે કદી આગળ સાંભળ્યો ન હોય એવો એક સંદેશ છે. ઈશ્વર આપણો પિતા છે, ખ્રીસ્ત આપણો તારક છે, પવિત્ર આત્મા આપણો મિત્ર છે, ધર્મનો જય થવાનો છે, અને આપણને અનંતકાળનું જીવન મળનાર છે,—આના જેવો શાંતિ-જનક અને આનંદકારી બીજો કયો સંદેશ હોઇ શકે? પણ આની સાથે એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ, અને નવા કરારમાં આપણને જેની પુષ્કળ ખાત્રી મળી આવે છે, કે આ સુવાર્તા પ્રગટ થવાની સાથેજ એક જવાબદારી ઉભી થઇ છે. સુવાર્તા

એટલી બધી આનંદદાયી છે કે પહેલા સૈકાથી લોકો માત્ર તેને સાંભળીનેજ સંતુષ્ટ થવા લાગ્યા, અને તે સાંભળવામાં અને માનવામાં બધું આવી ગયું હોય એમ સમજવા લાગ્યા. ઇસુ પોતે આના સંબંધમાં ગંભીર ચેતવણી આપે છે: "જે કોઈ મારા શબ્દ સાંભળે છે, અને તે પ્રમાણે કરતો નથી તે, જે માણસે પોતાનું ઘર રેતી ઉપર બાંધ્યું, તેના જેવો મૂર્ખ છે" (માત્થી ૭; ૨૬). પાઉલ કહે છે કે, "નિયમશાસ્ત્રના શ્રવણ કરનારા નહિ, પણ નિયમશાસ્ત્ર પાળનારા દેવની આગળ ન્યાયી ઠરશે" (રૂમીઓને પત્ર ૨; ૧૩). યાકુબ કહે છે કે, "તમે વચનના કેવળ સાંભળનારાજ નહિ, પણ તેને પાળનારા થાઓ" (યાકુબ ૧ ; ૨૨).

કહેવાને અને સાંભળવાને સહેલી જણાતી સુવાર્તાનો આદર કરીને તેનો સ્વીકાર કરવાની જે ચેતવણી આપવામાં આવી છે તે વગર વિચારે આપી નથી. સુવાર્તા એ શું છે તેના સંબંધમાં નવા કરારમાં જે ખુલાસો આપેલો છે તેના એક આવશ્યક અંગરૂપે તે ચેતવણી આપવામાં આવેલ છે. સુવાર્તા સાંભળવા માટે છે એ ખરૂં છે, પણ તેથી તે કંઇ અધિક પણ છે; એ આપણને એક કરવાનું કાર્ય આપણી આગળ મૂકે છે. એ આપણી પાસે ખરી અને સ્વાર્પણવાળી સેવા માગે છે, આખી દુનીઆમાં એક એવી પ્રવૃત્તિ શરૂ થઈ છે કે તેના જેવી વર્તમાનકાળમાં મહાન અસરકારક અને ભવિષ્યને માટે શક્તિવાળી બીજી કોઈ પ્રવૃત્તિ જગતના ઇતિહાસમાં કદી થઇ નથી. જગતનું મહાન ચક્ર ફેરવી નાખવાને આજે બે હજાર વર્ષ થયાં કરવામાં આવતું મહાન ધર્મયુદ્ધ તેમાંથી શરૂ થયું છે. ખરેખર ખ્રીસ્તી ધર્મ એ એક માત્ર શ્રવણ કરવાનો સંદેશો નથી, પણ એ તો એક આચારવિચારમાં ઉતારવાનો જીવનક્રમ છે.

મનુષ્યજીવનના ઉંડામાં ઉંડા અનુભવોને પણ આ પ્રમાણે બે બાજુ છે. અને સ્વીકાર કરવાનું તથા કાર્ય કરવાનું એ બન્ને જ્યારે એક સરખાં થાય ત્યારેજ તે બધાં પૂર્ણ થાય છે. આમાંથી જે લોકો એક બાજુ લેવા ઈચ્છે છે અને બીજી બાજુ લેવા ઇચ્છતા નથી તેઓ તો ખરેખર સ્વાર્થ સાધનારાજ છે.

ખ્રીસ્તી ધર્મના ઇતિહાસમાં સંખ્યાબંધ લોકોએ સુવાર્તાનો આ સુખકારી ભાગ પસંદ કર્યો અને તેનો બીજો ભાગ, એટલે કાર્ય કરવાનો ભાગ પસંદ કીધો નહિ, એવા ઘણા પુરાવા મળી આવે છે. ખ્રીસ્તી ધર્મથી સાંત્વન, સુખ વગેરે મળે છે તે પ્રાપ્ત કરવા માટે લોકોની તાણ કદી પણ પડી નથી. ધર્મનું જે સ્વરૂપ શિલ્પકળામાં સુંદર, સંગીતમાં ચિત્તાકર્ષક, કળામાં મનોહર, ઉપદેશમાં સ્પષ્ટ અને સંસ્કારમાં પ્રતિરૂપ બનાવવામાં આવ્યું છે તેથી અનેક લોકોનાં મન હરણ થયાં છે, અને તેથી તેમને આશા, હિમ્મત અને દિલાસો પ્રાપ્ત થયાં છે, પણ પ્રત્યેક ખ્રીસ્તી સિદ્ધાંતને અંગે એક આત્મભોગવાળી જવાબદારી રહેલી છે, તે તેઓ ઘણી વખત ભૂલી જાય છે. પ્રત્યેક સિદ્ધાંતની સાથે એક ફરજ રહી છે, પ્રત્યેક સત્યની સાથે કેટલુંક કર્ત્તવ્ય રહ્યું છે. દાખલા તરીકે, કોઈએક રવિવારની સવારે ઈશ્વર પ્રત્યેક માણસ ઉપર પ્રેમ રાખે છે એ ખ્રીસ્તી ધર્મના મોટામાં મોટા સત્ય વિષે વ્યાખ્યાન અપાય છે

અને બોધ કરતાં ઉપદેશક કહે છે કે માણસ ગમે તેવો ક્ષુદ્ર હોય તો પણ તે ઇશ્વરના પ્રેમમાંથી બાતલ થતો નથી. ઇશ્વર આપણામાંના પ્રત્યેકને એવી રીતે ચાહે છે કે જાણે આપણે તેના એકનાએક પુત્ર હોઈએ. આ વાત અદ્ભુત છે, અને જો ઉપદેશક પોતે સારો વક્તા હોય અને ખરી લાગણીથી બોલતો હોય તો પછી તે તેના શ્રોતાઓ ઉપર જાદુઈ અસર કરે તેમાં કાંઈ નવાઇ નથી. પણ આ અસર ગમે તેવી આનંદદાયક હોય છતાં તે ઘણી વખત લાભને બદલે ગેરલાભ કરે છે. આ સુવાર્તા માત્ર **ઉપદેશને** માટે પહેલેથીજ લોકોની આગળ મૂકવામાં આવી નહોતી; એ તો **કાર્યને** માટે પ્રગટ કરવામાં આવી હતી. જે લોકોને ઈશ્વર ચાહે છે એવું આપણે કહીએ છીએ તેમના ઉપર આવતું અસહ્ય દુ:ખ, તેમની મોટી મોટી મુશ્કેલીઓ, અને તેમનો નાશ કરનારૂં પાપ, એ બધાંને ઇસુએ જોયાં હતાં તેમ શું આપણે જોતા નથી? ઇસુ કહે છે તે પ્રમાણે માણસનો આત્મા એ સર્વથી મૂલ્યવાન વસ્તુ હોય, તો પછી જે બધા એ શિક્ષણને માને છે તેમને સહુની સેવા કરવાને માટે તત્પર થવાની અનિવાર્ય જરૂર છે. કારણ કે અસંખ્ય સ્ત્રીપુરૂષો જેઓને માટે ઇસુએ પોતાનો પ્રાણ આપવાનું યોગ્ય ધાર્યું હતું તેવાં આપણી આસપાસ પણ છે; અને તેમની દયામણી હાલત આપણે જોઇએ છીએ.

થોડા વખત પર ન્યુયોર્ક શહેરમાંથી એક યુવક લિબેરીયા જવા નીકળ્યો, તેની જીંદગીમાં જે ભિન્ન ભિન્ન અનુભવો તેને થયા, તે પર લક્ષ આપો; પહેલવહેલો તે આપણી નજરે પડે છે ત્યારે તેનું ચિત્ર કેવું છે! આફ્રિકાના જંગલમાંથી એક મિશનેરીને રખડતો મળેલો, નવ વર્ષની ઉમરનો નગ્ન છોકરો; તેનો બાપ ભૂતપ્રેતનો પુજક હતો, તેની મા જંગલની નિવાસી હતી, તેની કોમ જંગલીમાં જંગલી હતી. તેની મા પાસેથી એક કપડાનો કટકો લઈને તેની લંગોટ મારી તે એક મિશન શાળામાં જતો. એ પહેલું ચિત્ર. હવે બીજું ચિત્ર જુઓ. હવે એજ છોકરો હારવર્ડ વિદ્યાપીઠની છેલ્લી પરીક્ષા પોતાને ર૯મે વર્ષે બહુ સારી રીતે પસાર કરીને આવ્યો છે, અને તે ઉત્તમ ભાવનાથી ભરેલો ખ્રીસ્તી જુવાન નીવડયો છે. તેણે વૉશીંગ્ટન શહેરમાં મળેલી એક મોટી સભામાં આફ્રિકાના પોતાના જાતિભાઇઓના હકમાં એવી તો સુંદર અને સચોટ દલીલો કરી છે કે તેવી દલીલો બ્રિટિન અને અમેરિકાના રાજકૌશલ્યમાં કુશળ વકતાઓ પણ કરી શકે નહિ. આ યુવક પોતાના જાતિભાઈઓને સહાય કરવા માટે આફ્રિકામાં પાછો ગયો છે.

અનેક જાતનાં બંધનોમાંથી આવી રીતે એક પણ વ્યક્તિ મુક્ત થાય તો તેથી કોને આનંદ નહિ થાય! દુનિયામાં અસંખ્ય માણસો છે, જેઓમાં આવી અથવા એથી પણ ઉંચી શક્તિઓ છે, પણ તે યોગ્ય પોષણ અને કેળવણી નહિ મળવાથી ખીલ્યા વગરની રહી ગઇ છે, અને તેઓ હજી પણ પોતાની અધમ સ્થિતિમાં પડયાં રહેલાં છે, એ જોઇને કોને માઠું લાગ્યા વગર રહે?

આવા સર્વ લોકો જેઓ છેક કંગાળ અને અધોગતિએ પહોંચેલા છે તેઓ ઈશ્વરની નજરમાં અતિશય મૂલ્યવાન છે એમ કોઈ કહે તો પછી તે માન્યતા ખરી

છે કે ખોટી છે એ વિષે સવાલ ઉભો થાય છે. આ માન્યતાનો મુખ્ય ઉદ્દેશ માત્ર આનંદ આપવાનો નથી, પણ એ તો આપણી પાસે ભગીરથ મહેનત અને સ્વાર્પણમય પ્રયત્નો કરાવવાની માગણી કરે છે. દરેક માણસનો આત્મા મૂલ્યવાન છે એવું માન્યા પછી તેવી માન્યતાવાળા માણસને કંઇ પણ કર્યા વગર ચેન પડતું નથી. જો આપણે સુવાર્તામાં બતાવેલા આશીર્વાદોજ લેવા ચાહીએ, અને તેમાં બતાવેલા આત્મભોગની વાતને દૂર રાખીએ તો આપણે ધર્મદ્વારા સ્વાર્થ સાધનારા છીએ.

૫. આ વાતનો સાર એ છે કે ખરા ખ્રીસ્તી ધર્મનું અનિવાર્ય પાલન તો આત્મભોગમય સેવાપરાયણ જીવન છે. જો ધર્મને આપણે માત્ર તાત્કાળિક ઉશ્કેરણીથી કરેલા બાહ્ય વિધિનું રૂપ આપીએ, અથવા ધર્મની નજીવી વાતો પર આપણું પૂરૂં લક્ષ લગાડીએ અથવા આપણે તેના સાંત્વનકારી ભાવનો સ્વીકાર કરીએ, અને તેમાંના આત્મભોગનો ત્યાગ કરીએ, તો આપણામાં ખ્રીસ્તનું મન છે, એમ આપણાથી કેમ કહી શકાય? આધ્યાત્મિક જીવનનો એક સામાન્ય નિયમ એ છે કે આપણામાંથી કાંઇ બહાર નીકળે નહિ તો આપણી અંદર કાંઈ આવી શકતું નથી. આપણે સાધારણ રીતે એમ માનીએ છીએ કે અભ્યાસથી જ્ઞાન મળે છે, પણ એથી ઉલટું એમ બને છે કે, જે જ્ઞાન આપણને મળ્યું છે, તે બીજાને ન આપવાથી અથવા તેનો ઉપયોગ ન કરવાથી આપણું મન જડ બની જાય છે. જે વિદ્વાન થવા ચાહે છે તેણે માત્ર અભ્યાસ કરવો બસ નથી, પણ તેણે શિખવવું જોઈએ, પુસ્તકો લખવાં જોઈએ, વ્યાખ્યાન આપવાં જોઈએ, અને એવી અનેક રીતે પોતાના જ્ઞાનનો વ્યાવહારિક ઉપયોગ કરવો જોઈએ. તેને જે મળે છે તે જો તે કોઈ પણ રીતે પાછું ન આપે તો તેને બીજું જ્ઞાન મળી શકશે નહિ. જેમ ખાબોચિયાના પાણીને બહાર નીકળવાનો માર્ગ ન હોય તો તેને અંદર આવવાના માર્ગથી બહુ ફાયદો થતો નથી, પણ ઉલટું નુકસાન છે, તેમ મનનું પણ સમજવું.

તેવીજ રીતે જે માણસ ખ્રીસ્તી ધર્મમાંથી મળતું સાંત્વન મેળવવા ચાહે છે ખરો, પણ બીજાને તે આપવા માગતો નથી, તે ખરૂં ખ્રીસ્તી તાત્પર્ય સમજી શકેજ નહિ. કોઈ માણસ કાચના પાયાવાળા પાટલા પર બીજા કશાને અડકયા વિના ઉભો રહે, તો તે સહેજ પણ હરકત વિના વિજળીના તારને અડકી શકે છે. વિદ્યુતપ્રવાહ જેમાં થઇને વહી શકતાં નથી તેમાં વિજળી આવી શકતી નથી, તેવીજ રીતે ખ્રીસ્તી સુવાર્તાને અંદર આવવાનો માર્ગ મળ્યા પહેલાં બહાર જવાનો માર્ગ જોઇએ છે. ઘણા ખ્રીસ્તીઓની નિષ્ફળતાનું કારણ આમ સેવાના સંબંધમાં છે, તેઓ ખરો વિશ્વાસ અને ખરી પ્રાર્થના કરતાં અટકયા છે; તેમને દિવ્ય વસ્તુઓ સાથે સજીવન સંબંધ નથી. બહાર નીકળવાનો માર્ગ બંધ થવાથીજ જનસમાજના મોટા ભાગની મુશ્કેલી ઉભી થઈ છે. સેવા એટલે શું એ તેઓ જાણતા નથી..

---

# પ્રકરણ બીજું.

## નિરૂપયોગીપણાનું જોખમ.

### રોજનાં વાંચન.

એમ કહેવાય છે કે લૉર્ડ મેલ્બોર્ને કહ્યું છે કે :—"જો આપણને કોઈ પણ ધર્મની અગત્ય હોય તો તે એવો હોવો જોઇએ કે તેનાં લક્ષણ અતડાઇ અને તટસ્થતા હોય. એવો ધર્મ તો આપણને પ્રાપ્ત થએલો છે." આવી જાતના ધર્મથી સેવા થઈ શકતી નથી, પણ તે મનુષ્યના જીવનને તટસ્થ બનાવી દે છે, આવું માનનાર માણસ ઘાતકી અને નિર્દય હોતો નથી, પરંતુ તે એમ માને છે કે કોઈનું નુકસાન ન કરવું, એટલે ધર્મ સચવાઈ ગયો. આ અઠવાડીએ આપણે કેટલાક સારા, મળતાવડા લોકો, જેઓ ધાર્મિક ગણાતા હોય, પણ આવું સ્વાર્થમય અને તટસ્થ જીવન ગુજારનારા હોય છે, તેઓનો વિચાર કરીએ.

**બીજું અઠવાડીયું, પહેલો દિવસ.**

"નાઝારેથ જ્યાં તે ઉછર્યો હતો ત્યાં તે આવ્યો, અને પોતાની રીત પ્રમાણે વિશ્રામવારે સભાસ્થાનમાં જઇને તે વાંચવા સારૂ ઉભો થયો. યશાયાહ પ્રબોધકનું પુસ્તક તેને આપવામાં આવ્યું, તેણે તે ઉઘાડીને, જ્યાં નીચે પ્રમાણે લખેલું છે તે જગા કાઢી કે, પ્રભુનો આત્મા મારા પર છે, કેમકે દરિદ્રીઓ આગળ સુવાર્તા પ્રગટ કરવા સારૂ તેણે મારો અભિષેક કર્યો છે; બંદીવાનોને છુટકો તથા આંધળાઓને દૃષ્ટિ પામવાનું જાહેર કરવા, ઘાયલ થએલાઓને છોડાવવા, તથા પ્રભુનું માન્ય વર્ષ પ્રગટ કરવા સારૂ તેણે મને મોકલ્યો છે. તેણે પુસ્તક બંધ કર્યું, અને સેવકને પાછું આપીને તે બેસી ગયો, ને સભામાં સહુની નજર તેના પર ઠરી રહી હતી. તે તેઓને કહેવા લાગ્યો કે, આજ આ ધર્મલેખ તમારા સાંભળતાં પૂરો થયો છે." લુક ૪; ૧૬-૨૧.

જ્યારે ઇસુ મંદિરમાં જતો ત્યારે તે બીજાઓની સેવા કરવાનો વિચાર રાખતો. તેના બધા આધ્યાત્મિક જીવનનો મુખ્ય આશય સેવા કરવાનોજ હતો. જાહેર ઉપાસના વગેરે બધું તેની નજરમાં સેવાને અંગેજ હતું. જ્યારે તે પોતાના પિતાની ઉપાસના કરતો, ત્યારે તે તેના વિષે એવો વિચાર કરતો કે, 'આ નાનાં [બાળકો]માંથી એકનો નાશ થાય' તેમાં તે રાજી નથી (માત્થી ૧૮; ૧૪). જ્યારે તે એકાંતમાં પ્રાર્થના કરતો, ત્યારે તે પીતર જેવા પોતાના મિત્રો, જેઓ

પરીક્ષણમાં ફસાઇ પડયા હતા, અને જેઓને મદદની જરૂર હતી તેઓને યાદ કરતો હતો (લુક ૨૨; ૩૧, ૩૨); જ્યારે તે અમરપણાનો વિચાર કરતો હતો, ત્યારે જે લોકો આ જીવનમાં દુઃખી હતા તેમને આગળ વધવાની એક નવી તક મળશે એવું જાણીને તે આનંદ કરતો હતો (લુક ૧૬; ૧૯--૩૧); તેનું રૂપાંતર થયું ત્યાર પછી તરતજ તેણે પોતાને પ્રાપ્ત થએલી નવી શક્તિ સેવાકાર્યમાં વાપરી (માત્થી ૧૭; ૯--૧૮). તેની જાહેર ઉપાસના, ઈશ્વર ઉપરનો તેનો વિશ્વાસ, તેની ખાનગી પ્રાર્થના, તેની અનંત આશા, રૂપાંતર પછીનું તેનું જીવન, એ બધાં તેણે જનસમાજની સેવામાં વાપર્યાં. ઘણા લોકો અડતાઇ અને તટસ્થ જીવન ગાળવામાં સંતોષ માને છે તેનું પહેલું કારણ એ છે કે તેઓ ઈસુના જીવનનું રહસ્ય બિલકુલ સમજી શક્યા નથી. તેમના મનમાં ધર્મનો અર્થ ગમે તે હોય—ધર્મમતની શુદ્ધતા, સંપ્રદાયની ઐતિહાસિક પરંપરા, ધર્મવિધિ, ક્રિયા વગેરેનું ચોક્કસપણું, સુપ્રતિષ્ઠિત રૂઢી, વગેરે હોય—પણ તેમાં એવું કંઇ તત્ત્વ નથી કે જેને લઈને તેઓ મંદિરમાં જઇને ઇસુની પેઠે ગરીબ, દરિદ્રી, દુઃખી, આંધળાં, લુલાં, પાંગળાં વગેરેનો વિચાર કરે.

### પ્રાર્થના.

"હે પ્રભુ, તને ઓળખનારાંઓનાં મનનો તું પ્રકાશ છે, તારા પર પ્રેમ કરનાર આત્માઓનું તું જીવન છે, અને તને શોધનારાઓનું તું સામર્થ્ય છે; તને ઓળખવામાં તું અમને એવી સહાય કર, કે અમે તારા પર શુદ્ધ પ્રેમ રાખીએ; અને પ્રેમ રાખવામાં અમને એવી સહાય કર, કે અમે તારી સેવા પુર્ણ રીતે કરી શકીએ, કારણ કે તારી સેવા કરવામાં સંપૂર્ણ મુક્તતા છે; ઇસુ ખ્રીસ્ત અમારા પ્રભુને નામે માગીએ છીએ. આમેન.

પુરાતન પ્રાર્થનાપુસ્તકમાંથી (ઈ. સ. ૪૯૪).

### બીજું અઠવાડીયું, બીજો દિવસ.

જે ધર્મ લોકસેવા પ્રત્યે અતડો અને તટસ્થ રહે છે તેવો ધર્મ સ્વીકારવાનું એક બીજું કારણ એ છે કે, કેટલાક લોકોની એવી તો વિચિત્ર માન્યતા છે કે ઈશ્વર પૃથ્વીના કોઈ ગર્વિષ્ઠ રાજાની માફક, પોતાની સ્તુતિ સાંભળવામાં આનંદ માને છે; તેથી તેની પુષ્કળ સ્તુતિ કરીએ તો તે તેને પસંદ છે, અને પુરતી છે, પણ આના સંબંધમાં ઈસુનું શિક્ષણ કેટલું સ્પષ્ટ છે, તે ધ્યાનમાં લો.

"એ માટે જો તું તારૂં અર્પણ વેદી પાસે લાવે, ને ત્યાં તને યાદ આવે કે મારા ભાઇને મારી વિરૂદ્ધ કંઇ છે, તો ત્યાં વેદી આગળ તારૂં અર્પણ મૂકીને જા; પહેલાં તારા ભાઇની સાથે સલાહ કર, અને ત્યાર પછી આવીને તારૂં અર્પણ ચઢાવ." માત્થી ૫; ૨૩, ૨૪.

આ બાબતમાં ધર્મ તો દેશાભિમાન જેવો છે. શરૂઆતમાં એ બન્ને ભાવનાઓ આપણને આનંદ આપનારી છે. સુંદર ગાયનો ગાઈને અને દેશાભિમાની વ્યાખ્યાનો

આપીને આપણે આપણા દેશને વખાણીએ છીએ, અને આપણને તેમ કરવું ગમે છે. પણ એવો વખત પણ આવે છે કે જ્યારે આપણો દેશ આપણી પાસેથી ખાલી વખાણ કરતાં કંઇક વધારે માગશે. સ્વદેશાભિમાન દેશહિતેચ્છુના જીવનની સર્વ શક્તિઓ, પ્રવૃત્તિઓ તથા હિમ્મતની માગણી કરે છે. આનો અર્થ સ્વનકારમય આત્મભોગ છે; એવું કરતાં આપણે પરાર્થે આપણો જાન પણ આપવો પડે. તેમજ ઇસુ કહે છે કે, ઇશ્વર પણ આપણી પાસેથી ઉપાસના કરતાં કંઇક અધિક માગે છે. તે તો એવું માગે છે કે માણસો એક બીજાની સાથે આત્મભોગમય અને બંધુપ્રેમવાળો સંબંધ રાખે. ઇશ્વર કંઈ ખુશામતથી પ્રસન્ન થઇ જાય એવો મૂર્ખ નથી. જો આપણે અન્ય માણસોની સેવા ન કરીએ, તો તે આપણાં ગાયનોની કે ભજનોની શી પરવા કરે? ઇસુ કહે છે કે, "જેઓ મને પ્રભુ, પ્રભુ, કહે છે, તેઓ સર્વે આકાશના રાજ્યમાં પેસશે, એમ તો નહિ, પણ જેઓ મારા આકાશમાંના બાપની ઈચ્છા પ્રમાણે કરે છે તેઓજ [પેસશે]" (માત્થી ૭; ૨૧).

## પ્રાર્થના.

"સર્વશક્તિમાન અને પરમદયાળુ પિતા, તેં અમને એક નવી આજ્ઞા આપી છે, કે અમે એકબીજા પર પ્રેમ કરીએ. તું અમારા પર એવી કૃપા કર કે અમે તે આજ્ઞા પાળી શકીએ. અમને તું નમ્ર, વિવેકી અને સહનશીલ બનાવ. અમારાં જીવન એવી રીતે ચલાવ, કે અમે વચન અને કૃત્યદ્વારા એકબીજાનું ભલું કરવાનું લક્ષમાં રાખીએ. તારા આત્માના આશીર્વાદથી અમારી સર્વ મૈત્રી તું પવિત્ર કર; ઈસુ ખ્રીસ્ત અમારો પ્રભુ, જેણે અમારા ઉપર પ્રેમ કર્યો અને અમારે માટે પોતાનો પ્રાણ આપ્યો તેને નામે. આમેન." બિશપ વેસ્ટકોટ.

### બીજું અઠવાડીયું, ત્રીજો દિવસ.

ઘણા સભ્ય અને સુશીલ લોકો તટસ્થ અને નિરૂપયોગી જીવન ગુજારે છે, તેનું બીજું એક કારણ એ છે કે, તેમના સામાજીક વર્તુલની હદ બહારના લોકોની શી શી જરૂરીઆતો છે તે વિષે તેઓ અજ્ઞાત છે.

"તેઓ સમુદ્રને પાર ગેરાસીનીઓના દેશમાં ગયા. તે હોડીમાંથી ઉતર્યો, એટલે કબરસ્તાનમાંથી અશુદ્ધ આત્મા વળગેલો એક માણસ તેને મળ્યો; તે કબરસ્થાનોમાં રહેતો હતો; અને સાંકળોથી પણ કોઇ તેને બાંધી શકતો નહોતો; કેમકે તેને ઘણીવાર બેડીઓથી તથા સાંકળોથી બાંધવામાં આવ્યો હતો, અને તે સાંકળોને તોડી નાખતો તથા બેડીઓને ભાંગી નાખતો; અને કોઇ તેને વશ કરી શકતો નહોતો. તે નિત્ય રાતદિવસ પહાડોમાં તથા કબરોમાં બુમ પાડતો હતો, અને પત્થરોથી પોતાને ઘાયલ કરતો હતો." માર્ક ૫; ૧-૫.

નજદીકમાં આવેલા ગાડારા ગામના કેટલા લોકો આ માણસ વિષે જાણતા હશે? અથવા તેઓમાંના કેટલાએ તેને સહાય કરવાનો પ્રયત્ન કર્યો હશે? પણ ઇસુ તો જ્યાં જતો ત્યાં પોતાની સ્વાભાવિક સહાનુભૂતિને લીધે માંદાં, ગરીબ અને ભૂતગ્રસ્ત લોકોને શોધી કાઢીને તેમની સહાયે પહોંચી જતો હતો. આપણે તો આપણાં સામાજિક વર્તુલોમાં રહીનેજ એકલવાયું જીવન ગાળીએ છીએ, અને આપણા નોકરોને, કે આપણાં કારખાનાંઓમાં કામ કરતા કારીગરોને, કે એવા બીજા આપણા સંસર્ગમાં આવતા માણસોની સાથે આપણને બહુ પરિચય નથી. લેવડદેવડના જેવોજ સંબંધ આપણે તેઓની સાથે રાખીએ છીએ, પણ તેમને આપણા બંધુઓ સમજીને આપણે તેઓની સાથે વર્તતા નથી. વળી આપણા સમાજનાં અધમ સ્થિતિનાં મનુષ્યો, તુરંગ તથા આશ્રમોમાં રહેનારાઓ, બિમારી તથા વિષયને વશ થએલાઓ, ઘરબાર અને ધંધારોજગાર વગરનાં માણસો, તથા માનસિક ખામીવાળાંઓની કેવી સ્થિતિ છે, તેઓ શું ખાય છે, પીએ છે, પહેરે છે, તથા તેઓ કેવું જીવન ગાળે છે, એ વિષે આપણને શું કંઇ પણ ખબર છે, કે પરવા છે? પણ ખ્રીસ્ત આપણી જગાએ આપણા સમાજમાં હોય તો તે શું કરે, તેનો ખ્યાલ કરો. તે તો નિશ્ચે કોઇ પણ સામાજિક કોકડામાં ભરાઇ રહેજ નહિ. જે ગામ, શહેર કે સ્થળમાં તે હોય, ત્યાંના લોકોની જરૂરિયાતો જાણ્યા વગર તેને તો ચેન પડેજ નહિ.

### પ્રાર્થના.

"હે પ્રભુ, તું ઉઠ; કેમકે ગરીબો લૂંટાય છે, અને તંગીવાનો નિસાસા નાખે છે. તારી આગળ તો રાજકર્તાઓ, ધનવાનો અને રંક પુરૂષો સહુ સરખાંજ છે. દુઃખિત અને નિરાધારને તું દાદ દે, નિર્બળને બચાવ, અને એવું કર કે અમારા પ્રભુ ઇસુ ખ્રીસ્તદ્વારા તારૂં રાજ્ય આ પૃથ્વી પર વહેલું આવે." બિશપ વેર્નોન હેરફર્ડ.

### બીજું અઠવાડીયું, ચોથો દિવસ.

"ઇસુએ ઉત્તર આપ્યો કે, એક પુરૂષ યરૂશાલેમથી યરેખો જતો હતો; અને તે લૂટારાના હાથમાં પડયો, અને તેઓ તેનાં લુગડાં ઉતારી લઇને તથા તેને મારીને તેને અધમુઓ મૂકીને ચાલ્યા ગયા. દૈવયોગે એક યાજક તે માર્ગે થઇને જતો હતો, અને તે તેને જોઇને બીજી બાજુએ ચાલ્યો ગયો. એમજ એક લેવી પણ તે ઠેકાણે આવ્યો, ત્યારે તેને જોઇને તે પણ બીજી બાજુએ ચાલ્યો ગયો. પણ એક સમરૂની માર્ગે ચાલતાં ચાલતાં જ્યાં તે પડયો હતો ત્યાં આવ્યો, અને તેને જોઇને તેને કરૂણા આવી. તે તેની પાસે ગયો, તેના ઘા પર તેલ તથા દ્રાક્ષરસ રેડીને પાટા બાંધ્યા, અને તેને પોતાના જાનવર પર બેસાડીને ઉતારામાં લઇ ગયો, અને તેની માવજત કરી. બીજે દહાડે તેણે બે દીનાર કાઢીને ઉતારાવાળાને આપીને કહ્યું કે, એની માવજત કરજે, અને

એ કરતાં જે કંઇ વધારે ખરચ લાગશે, તે હું પાછો આવીશ ત્યારે તને આપીશ. હવે તું શું ધારે છે, લુટારાના હાથમાં પડેલા માણસનો પડોસી એ ત્રણમાંનો કોણ ઠર્યો ? તેણે તેને કહ્યું કે, જેણે તેના પર દયા કરી તે. ઇસુએ તેને કહ્યું કે, તું જઇને એ પ્રમાણે કર." લુક ૧૦ ; ૩૦—૩૭.

ઈસુ અહીં આપણી સમક્ષ ત્રણ પરિચિત વર્ગના માણસો રજુ કરે છે. એક તો લૂટારા; તેઓ તો ઘણાજ ઘાતકી અને અમાનુષી મનુષ્યો છે. બીજો ભલો સમરૂની; તે ઘણોજ નિઃસ્વાર્થી છે. ત્રીજો યાજક તથા લેવી; તે તો ઉપરોક્ત એકે વર્ગમાં આવી શકતા નથી. તેઓ ઈજા કરનાર નથી તેમ સહાયક પણ નથી. તેમને તો એ કામમાં હાથ ઘાલવાનુંજ ઠીક લાગ્યું નહિ. તેઓ તટસ્થ રહ્યા, એટલે તેઓએ પેલા મુસાફરને લૂટયો નહિ, તેમજ તેની સેવા પણ કરી નહિ. તેઓ પોતાનાં અંગત કામોમાં એટલા બધા રોકાએલા હતા કે પોતાના વિચારો બીજી દિશામાં વાળવા, પોતાનો કાર્યક્રમ અવ્યવસ્થિત કરવા કે આ ઘવાએલા માણસની સારવારમાં પડી પોતાના હાથ બગાડવા તેઓ ઇચ્છતા નહોતા. આજ પણ આપણામાં કેટલા બધા આવા માણસો છે, કે જેઓ પોતાના નિત્યના અને સામાન્ય કાર્યક્રમનો ભંગ ન થાય એવું ઇચ્છે છે, અને એવી રીતે અન્યની સેવા કરી ઉપયોગી થવાની અસંખ્ય તકો ગુમાવે છે. બીજાઓની જરૂરિયાતો પ્રતિ બેપરવા રહેવા સંબંધે આપણો તારનાર કેટલો સખત ક્રોધિત થાય છે, તેનો વિચાર કરો.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, જેઓ શારીરિક વાનાંઓ સંબંધી તંગી તથા દરિદ્રતામાં સપડાએલા છે, જેઓ જેમ જોઇએ તેમ તારા પર પોતાનું ચિત્ત ચોંટાડી શકતા નથી; વળી, જેઓ તેઓને આવશ્યક વસ્તુઓના અભાવથી નિરાશ થઈ ગએલા છે, અને અતિશય દુઃખને લીધે છેક હૃદયભગ્નિત થઇ ગએલા છે, તેઓ પર, હે દયાળુ પિતા, તું દયા કર, અને તારા અખુટ ભંડારમાંથી તેમની ગરજો પૂરી પાડી તેમનાં સંકટોનું નિવારણ કર, કે તે જોઈને તેઓ તેમનાં હૃદયો તારા પ્રતિ વાળે. હે પ્રભુ, તું તો તારા ઉદાર હાથે સર્વ માણસોની ગરજો પૂરી પાડે છે, અને જો કે તારી ઉદારતા અને ભલાઈને લીધે તારાં દાનો તો સાર્વજનિક અને મફત છે, તોપણ અમે (અમારી ઉન્મત્તાઈ, કૃપણતા અને તારા પરના અણભરોસાને લીધે) તેમને ખાનગી અને પોતીકાંજ બનાવી દીધાં છે. અમારા દોષથી જે કંઇ અવ્યવસ્થિત થયું છે, તેને તું સુધાર, અમારી કૃપણતાથી જે છીનવી લેવામાં આવ્યું છે તે તારી ઉદારતાથી તું પૂરું પાડ. તું ભૂખ્યાને ખોરાક અને તરસ્યાને પીવાનું આપ, દુઃખિતને દિલાસો, ખેદિતને આનંદ તથા નિર્બળને બળ આપ; વળી બંદીવાનોને મુક્તતા અને નાહિમ્મત થઈ ગએલાઓને આશા તથા હિમ્મત આપ."

મહારાણી એલિઝાબેથના પ્રાર્થનાપુસ્તકમાંથી.

**બીજુ અઠવાડીયું, પાંચમો દિવસ.**

નિરૂપયોગી જીવનનું બીજું પણ એક કારણ એ છે કે, પોતે અન્યને નુકસાન-કર્તા નથી એટલા વિચારથીજ કેટલાક માણસો સંતોષ માનીને બેસી રહે છે.

"તમે જગતનું મીઠું છો; પણ જો મીઠું બેસ્વાદ થયું હોય તો તેને શાથી [ ફરીથી ] ખારૂં કરવામાં આવશે? બહાર ફેંકી દેવું તથા માણસોના પગ તળે છુંદાવા દેવું તે સિવાય તે બીજા કંઇ કામનું નથી." માત્થી ૫; ૧૩.

"મીઠું તો સારૂં છે; પણ જો મીઠું સ્વાદ વગરનું થયું હોય, તો તેને શાથી ખારૂં કરશો? પોતામાં મીઠું રાખો, ને માહોમાંહે સલાહ રાખો." માર્ક ૯; ૫૦.

મીઠાના બેસ્વાદપણામાં શું ભુંડું રહેલું છે કે જેથી આપણો પ્રભુ તેના પર એટલો બધો નાખુશ થાય. તે શું નુકસાન કરે છે? એ ઝેર નથી કે આપણે તેનાથી બીવું પડે. તે તો નિરૂપયોગી, હરકત ન કરનાર ચીજ છે; તેથી કોઇને કંઈ પણ જોખમ નથી. પણ ખારાશ વગરના મીઠાના સાદા દાખલા પરથી આપણો પ્રભુ એ બતાવવા માગે છે કે નિરૂપયોગી જીવન તે ખરેખર નકામું છે. એક જણ કહે છે કે, "હું દુનિયામાં રહીને શી રીતે ઉપયોગી થઇ શકું?" એજ પ્રશ્ન આ દુનિયામાં મુખ્ય છે. આજ કસોટી પર આપણો પ્રભુ બહુ ભાર મૂકતો. જો કોઈ નિરર્થક જીવન ગાળનાર એમ પૂછે કે, "શું, હું કોઈને હરકતરૂપ છું?" તો ઇસુ ખ્રીસ્તનો સખત ઠપકો તેને લાગુ પડે છે. આવા સ્વભાવથી અન્ય માણસોને ઉપયોગી થવાની સારી સારી તકો નિષ્ફળ જાય છે. ઈસુ ખ્રીસ્ત જેમ સ્વાદરહિત મીઠું સાંખી શકતો નથી, તેમ તે તેવા સ્વભાવવાળા માણસનું પણ સાંખી શકતો નથી.

**પ્રાર્થના.**

"હે સનાતન દેવ, તેં અમને આ જીવનરૂપી વારસો સોંપ્યો છે. તેમાં કાલે શું થશે તે અમે જાણતાં નથી, પણ એટલું જાણીએ છીએ કે તારી સેવા કરવાની ઘડી તો હમેશ હાજરજ છે, માટે આવતી કાલની રાહ ન જોતાં, આજેજ તને આધીન થઈને તારી પવિત્ર ઈચ્છાની માગણીઓ પૂર્ણ કરવાને અમે તત્પર થઈએ એવું કર. તારા પવિત્ર આત્માની પ્રેરણાવડે અમારા મનોવિકારો, ભય અને અમારી આળસ, જે અમારા કર્તવ્યમાં આડરૂપ છે, તેને તું દૂર કર. તું અમારી સાથે રહીને અમારા માર્ગોને પવિત્ર કર, તેથી અમારૂં હલકામાં હલકું કાર્ય પણ શોભાયમાન થશે, અને સર્વ મુશ્કેલીઓ દૂર થશે. તારી ખાતરીપૂર્વક ઈચ્છા પર દૃઢ ભરોસો રાખીને અમે અયોગ્ય ક્રોધ ઉપર તથા વિશ્વાસ, આશા અને પ્રેમ પર અમારો જે અણભરોસો છે તે પર વિજયી થઇએ, એની સહાય તું અમોને આપ. દરેક બાબતમાં તું અમને ખ્રીસ્તના મન પ્રતિ આકર્ષ કે જેથી તારી ખોવાએલી પ્રતિમા અમારામાં પાછી આવે, અને તું અમને તેની અને તારી સાથે એક કરીને તારા પોતાના કરી લે. આમેન."

જેમ્સ માર્ટીનો.

**બીજું અઠવાડીયું, છઠ્ઠો દિવસ.**

"માણુસમાંથી નીકળ્યા પછી અશુદ્ધ આત્મા ઉજાડ જગામાં વિસામો શોધતો ફરે છે, પણુ તે તેને મળતો નથી; ત્યારે તે કહે છે કે, જે ઘરમાંથી હું નીકળ્યો તેમાંજ હું પાછો જઇશ; અને જ્યારે તે ત્યાં આવે છે ત્યારે તે તેને ખાલી, વાળેલું તથા વ્યવસ્થિત જુએ છે. પછી તે જઇને પોતાના કરતાં ભુંડા બીજા સાત આત્માઓને પોતાની સાથે લેતો આવે છે, અને તેઓ તેમાં પેસીને ત્યાં રહે છે; અને તે માણુસની છેલ્લી અવસ્થા પહેલાંના કરતાં ભુંડી થાય છે." માત્થી ૧૨ ; ૪૩-૪૫.

ઈસુ ખ્રીસ્ત એક પરિચિત અનુભવ પરથી ભૂતો વિષે તેના જમાનાના લોકોની કેવી માન્યતા હતી તે પ્રગટ કરે છે. કોઇ માણસ પોતાના જીવનમાંથી નિર્દય સ્વભાવ, સ્વાર્થવૃત્તિ, કે નીચ દ્વેષભાવ દૂર કરવાને સમર્થ નીવડે, ત્યારે તે પોતાનું હૃદય ખાલી, વાળેલું તથા શોભાયમાન બન્યું છે, એમ જાણી આનંદ કરે છે. પણ જે બાબતને લીધે તે આનંદ કરે છે, તેનેજ ઈસુ ખ્રીસ્ત ખરા અંતઃકરણથી નિન્દી કાઢે છે. વ્યર્થ જીવન તે સાંખી શકતો નથી. ઘણા લોકો એમ સમજે છે કે, ખ્રીસ્તી થવું એટલે પોતાની સ્વાભાવિક વૃત્તિઓને દબાવવી, લાગણીઓને વશ કરવી, અને કુદરતી શક્તિઓને અટકાવવી. અમુક અમુક બાબતો નિષેધિત કે વર્જિત છે, એજ તેમનો આદર્શ છે, પણ હેન્રી વૉર્ડ બીચર પાઉલ પ્રેરિત વિષે કેવું વર્ણન કરે છે, તેનો વિચાર કરો. "તેનામાં અતિશય તીવ્ર પ્રેરકબુદ્ધિ, અભિમાન અને યુદ્ધવૃત્તિ હતાં. તેનું પરિવર્તન થયું. તેની પ્રેરકબુદ્ધિ કમી થઇ નહિ, તેનો અભિમાન ઉતર્યો નહિ, તેની યુદ્ધવૃત્તિ નરમ પડી ગઇ નહિ, તે બધાંજ મહાન તત્ત્વો તેનામાં કાયમ રહ્યાં. પરિવર્તન પહેલાં તેની પ્રેરકબુદ્ધિ દ્વેષભાવવાળી લાગણીઓથી કામ કરતી; પરિવર્તન પછી તેની પ્રેરકબુદ્ધિ પરોપકારી લાગણીઓથી કામ કરવા લાગી. પહેલાં તેનો અભિમાન સ્વાર્થ સાધવામાં વાપરવામાં આવતો; પરિવર્તન થયા પછી તેનો અભિમાન પરમાર્થને માટે વપરાવા લાગ્યો. પહેલાં તેની યુદ્ધ-વૃત્તિ નિર્દયતામાં કામે લગાડવામાં આવતી; પરિવર્તન થયા પછી તેની યુદ્ધવૃત્તિ ધાર્મિક જુસ્સાના રૂપમાં બદલાઇ ગઇ." ઇસુ ખ્રીસ્ત કહે છે કે, શૂન્ય જીવન પહેલાંના કરતાં પણ સાતઘણું ભુંડું જીવન છે ખરો ખ્રીસ્તી તો પોતાની સર્વ શક્તિઓને કામે લગાડે છે. તે હમેશ તત્પર, જાગૃત, શસ્ત્રસજ્જ અને ઉત્તમ કામમાં રોકાએલો હોય છે.

**પ્રાર્થના.**

"ઓ સૈન્યોના પ્રભુ, તું નિર્બળ મનુષ્યોને પાપ અને દુઃખ પર જીત મેળવનાર આનંદી યોદ્ધાઓ બનાવે છે. અમે તને વિનંતી કરીએ છીએ કે, આ દેશના તથા સર્વ દેશના વિદ્યાર્થીઓ પર તું તારા આત્માની એવી ફુંક માર કે તેઓ વિશ્વાસ

તથા મૈત્રીમાં એકત્ર થાય, અને જેઓ જુદી જુદી રીતે પીડાએલા છે તેઓને છોડાવવા સારૂ તથા તારા રાજ્યના વિજયને સારૂ તેઓ એક મહાદળ થાય. ઈસુ ખ્રીસ્તની ખાતર. આમેન." વિદ્યાર્થીઓને માટે પ્રાર્થનાપુસ્તક.

## બીજું અઠવાડિયું, સાતમો દિવસ.

નિરૂપયોગી જીવન ગાળવામાં આવે છે, તેનું બીજું કારણ દુનિયાદારીમાં ગુલતાન રહેવાનો સ્વભાવ છે.

"દૃષ્ટાંત[નો અર્થ] આ છે; બી તો દેવનું વચન છે. માર્ગની કોરે પડેલાં તો સાંભળનારા છે; શેતાન આવીને તેઓનાં મનમાંથી વચન લઇ જાય છે, રખેને તેઓ વિશ્વાસ કરીને તારણ પામે. પત્થર પર પડેલાં તો એ છે કે, જેઓ વચન સાંભળીને હરખથી તેને માની લે છે; પણ તેઓને મૂળ ન હોવાથી તેઓ થોડી વાર સુધી વિશ્વાસ કરે છે, અને પરીક્ષણની વેળાએ પાછા હઠી જાય છે. જે કાંટાઓમાં પડ્યાં તે એ છે કે, જેઓએ વચન સાંભળ્યું અને પોતાને માર્ગે ચાલતાં ચાલતાં સંસારની ચિંતા, દ્રવ્ય તથા વિલાસથી દબાઇ જાય છે, અને તેઓને પાકું ફળ આવતું નથી. સારી ભોંયમાં પડેલાં એ છે કે, જેઓ સાંભળીને ચોકખા તથા રૂડા દિલથી વચન ગ્રહણ કરે છે, ને ધીરજથી ફળ આવે છે." લુક ૮; ૧૧-૧૫.

હવે ત્રીજા પ્રકારની જમીનના વિચાર કરતાં માલમ પડે છે કે જગતની જંજાળ, દ્રવ્યલોભ અને મોજશોખથી સારા ફળનો નાશ થાય છે. આ પરથી દેખાય છે કે આવા પ્રકારનું જીવન તે ખાસ ભૂંડું જીવન નથી, પણ તે જીવનમાં ગાંભીર્યની અછત છે. આમાંના કેટલાક લોકો દેખીતી રીતે મોજીલા હતા. મોજ-શોખની નિયમિતતા જાળવવાને બદલે તેઓ તેમાં લપટાઈ ગયા હતા. ભલે તેઓ આનંદી, આકર્ષક અને મળતાવડા હોય, તો પણ આટલી વાત સત્ય છે કે તેઓએ પોતાનો વખત અને પોતાનું બળ એળે ગુમાવ્યાં. તેઓ એક પછી એક ક્ષણિક વિલાસોના શોધક હતા. તેઓ પોતાનાં જીવન નકામાં વ્યતિત કરે છે.

સભ્ય લોકો જે કારણોને લીધે નિરૂપયોગી જીવન ગાળે છે, તે બધાં કારણો સર્વેના જાણવામાં છે. ઘણા દેવળમાં જાય છે ખરા, પણ ખ્રીસ્તની પેઠે સેવા કરવાના હેતુથી નહિ; કેટલાક ઈશ્વરની સ્તુતિ કરે છે ખરા, પણ તેઓએ પોતાની શક્તિઓને પરમેશ્વરની ઈચ્છા પ્રમાણે વાપરવાને સોંપી દીધેલી નથી; કેટલાક તો પોતાના મંડળ બહારના લોકોની સ્થિતિ જાણવાની તસ્દી લેતા નથી; કેટલાક તેમના જીવનના વ્યાવહારિક કાર્યક્રમમાં અવ્યવસ્થા થાય એવું ઈચ્છતા નથી; કેટલાક તો એટલેથીજ સંતોષ માને છે કે, અમે અન્યને અડચણકારક નથી; કેટલાક કર્તવ્યનો અર્થ એવો કરે છે કે, આપણી શકિતઓને દબાવી દેવી પણ

ખીલવવી નહિ; અને કેટલાક તો ગુસ્તાનમાં તલ્લીન થઈ ગએલા છે. જે જે વિવિધ દોષને લીધે જીવન સેવાભાવ વિનાનું નીવડે છે, તેવા દોષથી મુક્ત શું આપણામાં કોઈ છે ?

## પ્રાર્થના.

ઓ પ્રભુ, હું નિરર્થક જીવન ગાળું, એવું થવા ન દે !

જોન વેસ્લી.

## અઠવાડિયાનું વિવેચન.

૧. સેવામય જીવનના સદ્‌ગુણોની સામે થનારા કેટલાક વિનાશક દુર્ગુણો છે, જેવા કે નિર્દયતા, દ્રવ્યલોભ અને ધિક્કાર, વગેરે. પણ ઈસુએ આ દુર્ગુણો અને એવા સર્વ દુર્ગુણોની વિરૂદ્ધ પોતાનો કોપ પ્રગટ કર્યો હતો. ઈસુ ખ્રીસ્ત તો સારી પેઠે જાણતો હતો કે ઘણાખરા લોકો સેવામય જીવનને બદલે બીજાને નુકસાનકારક જીવન પસંદ કરવાના પરીક્ષણમાં પડતા નહોતા, પણ તેઓ તો, જે સેવામય નહિ તેમજ નુકસાનકારક પણ નહિ, તેવું જીવન પસંદ કરવાને લલચાતા હતા. આ મહા પાપ પર પ્રભુએ કેટલો સખત પ્રહાર કર્યો છે, તે ખરેખર ધ્યાનમાં લેવા જોગ છે.

ભલા સમરૂનીના દૃષ્ટાંતમાં પેલા બે યાજક અને લેવીની વાત આવે છે. તેઓએ ઘાયલ થએલા મુસાફરની કંઇ પણ દરકાર કરી નહિ, પણ તેને એમનેએમ પડયો રહેવા દીધો. તેઓએ તેની સારવાર કરી નહિ એ સિવાય તેઓ અન્ય કોઇ પણ રીતે દુષ્ટ હતા એવો કોઈ આક્ષેપ તેમના પર મૂકવામાં આવેલો નથી. તેઓએ શું ખાસ દુષ્ટ કાર્ય કર્યું હતું, એવું કોઇ પુછે, તો તેને માટે ઉત્તર નથી. ખ્રીસ્ત તેઓને એટલા માટેજ વખોડે છે, કે તેઓએ કંઈજ કર્યું નહિ. તેઓ "બીજી બાજુએ થઈને ચાલ્યા ગયા." તેમજ વળી દ્રવ્યવાન અને લાજરસના ઉદાહરણમાં (લુક ૧૬ ; ૧૯–૩૧) દ્રવ્યવાનના કોઇ ખાસ દોષ દર્શાવવામાં આવ્યા નથી. એટલુંજ કહેવામાં આવ્યું છે કે લાજરસ તેના બારણા આગળ પડી રહેતો હતો, અને તે વખતે દ્રવ્યવાન મિષ્ટાન્ન જમતો હતો, અને લાજરસની પરવા કરતો ન હતો. તેણે કંઈજ ખાસ ખોટું કર્યું નહોતું પણ એટલુંજ કે જે કરવું જોઈએ તે તેણે કર્યું નહિ. તેણે નહિ કર્યું એજ તેના દોષહતા, તે નિરૂપયોગી હતો. ન્યાયકાળના દિવસના વર્ણનમાં (માત્થી ૨૫ ; ૩૧–૪૬). ડાબી તરફના લોકોનાં ખાસ દુષ્કર્મો જાહેર કરવામાં આવતાં નથી, પણ તેમનું નિરૂપયોગીપણું જાહેર કરવામાં આવે છે. તેઓ નકામા હતા એ સિવાય બીજો દોષ તેમના પર મૂકવામાં આવતો નથી. "હું ભૂખ્યો હતો, પણ તમે મને ખવડાવ્યું નહિ; હું તરસ્યો હતો, પણ તમે મને [પાણી] પાયું નહિ; હું પારકો હતો, પણ તમે મને પરોણો રાખ્યો નહિ; હું નાગો હતો, પણ તમે મને વસ્ત્ર પહેરાવ્યાં નહિ; હું માંદો તથા કેદમાં હતો, પણ તમે મારી ખબર લીધી નહિ."

આપણા પ્રભુના શિક્ષણમાં ઠેકાણે ઠેકાણે આ મુખ્ય બાબત પર ભાર મૂકવામાં આવેલો છે. કોઇ કોઇ વાર તે પોતાના વિચારોને વેપારવણજની વાતોના રૂપમાં જાહેર કરે છે. તાલંતના દૃષ્ટાંત (માત્થી ૨૫; ૧૪-૩૦) પરથી જણાય છે કે પેલા એક તાલંતવાળા ચાકર પર કોઈ જાતના અપ્રમાણિકપણાનો દોષ મૂકવામાં આવ્યો ન હોતો. એટલુંજ કે તેના સાથી ચાકરોએ તેમને મળેલાં તાલંતોનો ઉપયોગ કરી. શેઠે સોંપેલી મિલ્કતની વૃદ્ધિ કરી, પણ આણે તે સંતાડી મૂકયું. ખ્રીસ્ત તેને વખોડે છે, કારણ કે તેણે કંઇજ કર્યું નહિ. તે નકામો ચાકર હતો; અને નકામાપણા વગર ખ્રીસ્તની નજરમાં બીજો કોઇ દોષ વધારે મહત્ત્વનો નથી. ખ્રીસ્ત કહે છે કે, એ નકામો ચાકર છે, અને "બહારના અંધકારમાં" ફેંકી દેવો જોઈએ. કેટલીક વાર પ્રભુએ પોતાના આ વિચારોને ખેતીવાડીની ભાષામાં દર્શાવ્યા છે. બી વાવનારના દૃષ્ટાંતમાં (માર્ક ૪; ૧-૨૦) ત્રણ પ્રકારની જમીન નિંદ્ય ગણવામાં આવી છે. એક પ્રકારની જમીન સખત હતી, તેથી તેમાં બીજનો પ્રવેશ થઈ શકયો નહિ. બીજા પ્રકારની જમીન પત્થરવાળી હતી, તેથી બીજનાં મૂળિયાં બરાબર ફેલાઈ શકયાં નહિ. ત્રીજા પ્રકારની જમીન સારી હતી ખરી, પણ તેમાં છોડને દાબી નાખનાર ઝાંખરાં ઉગ્યાં. પણ દરેક પ્રકારની જમીનનો સામાન્ય દોષ એ હતો કે, તે જમીન બીને વાસ્તે એક નહિ તો બીજી રીતે નિરૂપયોગી હતી. કેટલીક વાર ઈસુ ખ્રીસ્ત પોતાના વિચારોને ગૃહસંસારની ભાષામાં પ્રગટ કરે છે, એક માણસ પોતાના બે પુત્રોને દ્રાક્ષવાડીમાં કામ કરવાનું ફરમાવે છે (માત્થી ૨૧; ૨૮-૩૧). એક છોકરો, જે સારો, આકર્ષક, અને મીઠા બોલો દેખાય છે, તેણે કહ્યું કે, "પિતાજી, હું જાઉં છું." ઇસુ કહે છે કે, તેણે એવું કહ્યું ખરૂં, પણ "તે ગયો નહિ" પોતાનું કર્તવ્ય બજાવ્યા વગર રહેવું એ પ્રભુની નજરમાં સૌથી મોટો દોષ છે. પેલો છોકરો ગમે તેટલા સારા હેતુવાળો હોય, પણ તે નકામો હતો. ખ્રીસ્ત તો બીજા છોકરાની પ્રશંસા કરે છે. તેના શબ્દો અણગમો ઉપજાવે તેવા હતા ખરા, પણ તેણે જઇને દ્રાક્ષવાડીમાં કામ કર્યું.

ભવિષ્યના જીવન વિષે વાત કરતાં આપણો પ્રભુ નકામા માણસો માટે ભયંકર ઉદ્‌ગારો કાઢે છે. તે કહે છે કે, નકામા ભુસાને બાળી નાખવામાં આવશે (માત્થી ૩; ૧૨). નકામું નિંદણ બાળી નાખવામાં આવશે (માત્થી ૧૩; ૩૦). 'ગેહેન્ના' જેનો તરજુમો 'નર્ક' શબ્દથી કરવામાં આવ્યો છે તેનો અર્થ એવો થાય છે કે, "હિન્નોમની ખીણ." આ જગા તો યરૂશાલેમની બહાર હતી, અને તેમાં શહેરનું બધું કચરૂં રાતદિવસ બાળી નાખવામાં આવતું હતું. આવી જાતની આબેહુબ ઉપમા કદાચિત ખરા સિદ્ધાંતની સાથે બંધબેસતી ન આવે, તોપણ પ્રભુ ઇસુ મનુષ્યની કિમ્મત કયા ધોરણ મુજબ આંકતો હતો તે આથી સ્પષ્ટ જણાઇ આવે છે. નિરૂપયોગીપણાને તે સર્વથી વિશેષ ધિક્કારે છે. બેસ્વાદ થએલા મીઠાનો વિચાર કરો. તે નુકશાનકારક નહિ ખરૂં, પણ તદ્દન નકામું, અને નકામું માટેજ તે ધિક્કારી કાઢવાજોગ. કેટલાંક જીવનો ખાટલા નીચે અથવા કોઇ વાસણ નીચે મુકાએલી

મીણબત્તી જેવાં છે. એ મીણબત્તી બળે છે ખરી, પણ તેનું બળવું નકામું છે (લુક ૮ ; ૧૬). તેના પ્રકાશથી કોઇને લાભ મળતો નથી, એવાં જીવનોને માટે ઈસુ ખ્રીસ્ત કેટલા સખત શબ્દો ઉચ્ચારે છે, તેનું સ્મરણ કરો. વળી નિષ્ફળ અંજીરી (લુક ૧૩ ; ૬-૯) પણ એજ શિક્ષણ આપે છે. તેના શબ્દો ખરેખર કારી ઘા સમાન છે. "કોઈ એક માણસની દ્રાક્ષવાડીમાં એક અંજીરી રોપેલી હતી, તે તેના પર ફળ શોધતો આવ્યો, પણ તેને એકે જડયું નહિ. ત્યારે તેણે દ્રાક્ષવાડીના માળીને કહ્યું કે, જો, આ ત્રણ વરસથી આ અંજીરી પરથી હું ફળ શોધતો આવ્યો છું, અને મને એકે જડતું નથી, તેને કાપી નાખ; તે વળી ભોંય કેમ નકામી રોકે છે?"

૨. જેમ માણસોને તેમજ સંસ્થાઓને પણ પ્રભુ ઈસુએ આજ ધોરણ લાગુ કર્યું. તેની દૃષ્ટિમાં કોઈ પણ સંસ્થા જો સ્થાયીત્વનો દાવો કરતી હોય તો તે તેની ઉપયોગિતાના પાયા પરજ કરી શકે. તેના જમાનાની પૂજ્ય અને ધાર્મિક સંસ્થાઓને પણ આ ધોરણ લાગુ પાડતાં તે જરા પણ આંચકો ખાતો નથી. દાખલા તરીકે તેના વખતના લોકોની દૃષ્ટિમાં સાબ્બાથ દિવસ અતિ પવિત્ર મનાતો હતો. તેઓ સાબ્બાથના મહત્ત્વ વિષે એમ કહેતા હતા કે, સાબ્બાથને દિવસે પ્રભુએ વિશ્રામ લીધો, સાબ્બાથને દિવસે ઈસ્રાએલી લોકોનો મિસર દેશમાંથી છુટકારો કરવામાં આવ્યા; અને સાબ્બાથ દિવસને પવિત્ર પાળવાનો નિયમ પ્રભુએ પોતે પોતાની આંગળી વડે લખીને સિનાય પહાડ પર આપ્યો હતો. વળી રાબીઓ કહેતા હતા કે પ્રભુએ મનુષ્યને એટલાજ માટે ઉત્પન્ન કર્યું કે તેને સાબ્બાથ પાળનાર કોઇ મળે. પણ ઇસુએ આવીને આવા પવિત્ર મનાએલા સાબ્બાથને પણ ઉપયોગિતાની કસોટી લાગુ પાડી. રાબ્બીઓ કહેતા હતા કે, સાબ્બાથ પાળવાને માણસોને ઉત્પન્ન કરવામાં આવ્યાં; ત્યારે ઇસુએ કહ્યું કે, "વિશ્રામવાર માણસને અર્થે થયો, માણસ વિશ્રામવારને અર્થે નહિ" (માર્ક ૨ ; ૪૭). તેણે વળી કહ્યું કે, ભલે સાબ્બાથ દિવસનો ઈતિહાસ એટલો બધો ઉજ્જવળ હોય, અને તેને લગતી ઘણી સારી સારી બાબતો હોય, તોપણ તેને પણ આજ કસોટી લાગુ પડે છે, એટલે માણસને તે ઉપયોગી છે કે નિરૂપયોગી. જો તેનાથી મનુષ્યજીવન ઉચ્ચતર થઇ શકતું હોય તો ઠીક છે ; પણ જો એમ ન હોય તો પ્રભુએ તેને સ્થાપ્યો છે, એટલા પરથીજ તેના સ્થાયીત્વને આધાર મળતો નથી. સાબ્બાથ દિવસ તો માણસોને આશીર્વાદરૂપ થવાને બદલે બોજરૂપ નીવડયો છે, તે કારણથીજ ખ્રીસ્તી લોકોએ તેને વિસારે પાડ્યો છે, અને તેનું સ્થાન "પ્રભુના દિવસે" લીધું છે.

જે કસોટી પ્રભુ ઈસુએ સાબ્બાથ દિવસને લાગુ પાડી, તેજ કસોટી તેણે મંદિરને પણ લાગુ પાડી. સિયોન પર્વત પર જે પ્રભુનું મંદિર હતું, તે યહુદી લોકોને મન અતિ પવિત્ર સ્થળ હતું. કેટલાંક સૈકાં સુધી, એટલે જ્યાં સુધી તે મંદિર યહુદીઓને કબજે રહ્યું ત્યાં સુધી, તેઓએ તેને અતિ વહાલું ગણ્યું ; યહુદીઓ બંદીવાસમાં હતા, તે દરમિયાન તેઓ તેને જોવાને ઘણા ઉત્કંઠિત હતા ; તેઓને જ્યારે તે પાછું હસ્તગત થયું ત્યારે તેઓએ તેને સમારીને નવેસરથી બાંધ્યું ; અને

તેઓ પૃથ્વીના ગમે તે ભાગમાં હોય તો પણ આત્માથી કે મનથી પ્રાર્થનામાં તેઓ તેની મુલાકાત કરે છે. ઈસુ ખ્રીસ્ત પણ તે મંદિર પ્રત્યે આવોજ વફાદાર હતો. તે બાર વરસનો હતો અને મંદિરમાં ઉભા રહીને તે પંડિતોને પ્રશ્ન કરતો હતો ત્યારથી માંડીને તેના વધસ્તંભે ચઢીને મરણ પામવાના દિવસ સુધી તે આ મંદિર પર પ્રેમ કરતો રહ્યો, અને એક વખતે તો તેના ઝગઝગિત ઘુમટને જોઈને તે પોકેપોક રડયો. તે ખરેખર આ મંદિર પર પ્રેમ રાખતો હતો, તોપણ ઉપરોક્ત નિયમ તેના ધ્યાનમાં હતો, અને તે નિયમના પંજામાંથી આ મંદિર પણ છટકી શક્યું નહિ. લોકોના ભક્તિભાવનો લાભ લઈને તેમની પાસેથી અઘટિત લાભ લેવામાં યાજકો તે મંદિરનાં પવિત્ર આંગણાંઓનો ઉપયોગ કરતા હતા; રાબ્બીઓ ધર્મગુરૂ કહેવરાવવા ઈચ્છતા હતા, અને જમણવારોમાં મુખ્ય આસનો મેળવવાને યત્નપ્રયત્ન કરતા હતા; લેવીઓ યરૂશાલેમથી યરેખો જવાના માર્ગ પર મંદિરનાં અર્પણો ચઢાવવાનો વખત સાચવવાને દોડાદોડ કરી મૂકતા હતા, અને રસ્તે ચોરોના હાથમાં સપડાએલા, ઘાયલ થએલા જો તેમને મળે તો તેમની દરકાર કરતા નહિ; ફરોશીઓ તેમના લાંબા ઝભ્ભા પર પહોળાં પહોળાં માદળિયાં પહેરતા હતા, અને લોકો પર અસહ્ય બોજો મૂકતા હતા. આ રીતે મંદિર તો ઈશ્વરસેવા અને મનુષ્યસેવાનું સ્થાન મટીને ખાસ લાભો મેળવવાનું સ્થળ બન્યું હતું. આ બધું ખ્રીસ્તે જોયું, ત્યારે ગદ્‌ગદ કંઠે તેણે કહ્યું કે, આમાંનો એક પણ પત્થર બીજા પર રહેવા દેવામાં આવશે નહિ.

આપણા પ્રભુના જીવન અને શિક્ષણના સંબંધમાં ઘણા એવા પ્રશ્નો ઉપસ્થિત થાય છે, કે જેના ઉત્તર સ્પષ્ટતાથી આપી શકાય નહિ, પણ તેમાં એક કેન્દ્રરૂપ સત્ય સ્પષ્ટ માલમ પડે છે, અને તે એ છે કે તેની દૃષ્ટિમાં નિરૂપયોગિતા મહા મોટું પાપ ગણાતું હતું, અને કોઈ પણ વ્યક્તિ ગમે તેટલી મહાન હોય, અને કોઈ પણ સંસ્થા ગમે તેટલી પવિત્ર કે માનનીય હોય, તથાપિ જો તે જનસમાજને નિરૂપયોગી હોય તો તેને સ્થાયીત્વનો કે મહત્ત્વનો કોઈ પણ જાતનો હક નથી.

૩. મનુષ્યજાતિનો સમગ્ર ઈતિહાસ ઈસુના આ સિદ્ધાંતનું વિવેચન કરે છે. મનુષ્યથી હલકાં પ્રાણીઓની બાબતમાં પણ, જ્યાં નીતિ અનીતિનો સવાલજ નથી હોતો ત્યાં પણ, આપણે જોઈ શકીએ છીએ કે, સ્થાયીત્વ અથવા કાયમીપણાને અને ઉપયોગિતાને અન્યોન્ય સંબંધ છે. જો તેમ ન હોય તો આપણાં બાળકો તેમને પ્રિય પ્રાણીઓ વિષે આપણને જે સહેલા, સરળ પ્રશ્નો પૂછે છે, તેમનો જવાબ પણ આપણે આપી શકીએ નહિ. ખીસકોલીઓને ગુચ્છાદાર પુછડીઓ હોવાનું શું કારણ? કારણ એજ કે પુછડી વડે ખીસકોલી ઝાડની ડાળીઓમાં સમતોલપણું જાળવી શકે છે. કુતરાં અને બિલાડાંને તેમનાં કપાળમાં સામે આંખ હોય છે, તેનું શું કારણ? એજ કારણ કે તેઓ શિકારી પ્રાણીઓ છે, અને શિકારની શોધ કરવામાં આંખો એવી જગાએ આવેલી હોવાથી તે તેમને ઉપયોગી છે. સસલાંને શા માટે બાજુ પર આંખ હોય છે? કારણ કે તેઓ પોતે શિકારી નથી,

પણ એથી ઉલટું તેઓનો શિકાર બીજાં પ્રાણીઓ કરે છે, તેથી આગળને બદલે બાજુ પર આંખો હોવાથી તેઓ સહેલાઈથી આમતેમ જોઈ શકે છે, અને તેમનો શિકાર કરવા આવનારને જોઈને પોતાનું રક્ષણ કરી લે છે. આવી સાદી, સરળ બાબતોથી માંડીને વિકાસવાદ( Evolution )ના મહાન્ સિદ્ધાંત સુધી આ સત્ય દેખાય છે કે, સ્થાયીત્વનો આધાર ઉપયોગિતા પર રહેલો છે; અને કોઈ પણ પ્રાણી નિરૂપયોગી માલમ પડતાં તે નાશ પામવાના જોખમમાં આવી પડે છે; અને જો તે જીવતું રહે તોપણ તેનું જીવન નહિ જેવુંજ છે. તેવીજ રીતે ઘ્રાણેન્દ્રિય, જે બીજાં પ્રાણીઓને અતિ ઉપયોગી છે, તે માણસોને ઓછી અગત્યની જણાય છે, તેથી તેની તીવ્રતા બીજાં પ્રાણીઓની, ઘ્રાણેન્દ્રિયના કરતાં ઘણીજ કમી થઈ ગઈ છે.

જ્યારે આપણે હલકાં પ્રાણીઓ પરથી મનુષ્યસમાજ તરફ દૃષ્ટિ કરીએ છીએ, ત્યારે આ સિદ્ધાંત વધારે સ્પષ્ટ દેખાય છે. મનુષ્યજાતિનો ઈતિહાસ જોઇએ તો તે શું બતાવે છે? જાતજાતના સામાજિક રીતરિવાજો અને રાજકીય બંધારણો, જે એક વખત મહાન તથા કાયમ જેવાં લાગતાં હતાં તે હવે નાબુદ થઈ ગએલાં જણાય છે. એક વખત એવો હતો કે, માણસને તેમના વિના ચાલે તેમ નથી, એમ માનવામાં આવતું હતું, પણ મનુષ્યજાતિની પ્રગતિ અને સમૃદ્ધિને માટે નિરૂપયોગી જણાતાં તેઓ નાશ પામ્યાં.

અમેરિકા દેશના યુનાઇટેડ સ્ટેટ્સમાં હાલમાં દારૂની બદીનો અટકાવ કરવામાં આવ્યો છે, તેનો વિચાર કરીએ. મનને આનંદ ઉપજાવનારાં પીણાં પીવાનો રીવાજ ઘણોજ પુરાણો છે. તે એટલો પુરાણો છે કે તેની તવારીખ શોધી કાઢવી મુશ્કેલ છે. કથાઓમાં, કળામાં, ગાયનોમાં. ખાનગી મૈત્રીમાં અને જાહેર ક્રિયાઓમાં તેનો ઉપયોગ કરવામાં આવતો હતો, અને તેનાં વખાણ પણ કરવામાં આવતાં હતાં. વળી ચાલુ જમાનામાં કરોડો રૂપિયા એ વ્યાપારમાં રોકવામાં આવ્યા છે. એ બદીનો અટકાવ કરવાનો વિચાર સુદ્ધાં પણ ઘણો અસંભવિત લાગતો હતો. પણ તેની વિરૂદ્ધમાં એક સબળ વાત એ હતી કે, એ વ્યાપાર નકામો હતો. સમજુ માણસો જોઈ શકતાં હતાં કે આ ચીજના ઉપયોગથી અસંખ્ય માણસો તથા કુટુંબો બરબાદ થઈ ગયાં છે, ઘણીજ વ્યક્તિગત અશુદ્ધતા અને સામાજિક અધોગતિ ઉત્પન્ન થવા પામી છે, આર્થિક સ્થિતિ પણ ઘણીજ નબળી થઈ ગએલી છે. આ બધું દારૂના ઉપયોગનું પરિણામ હતું. તેનો ઉપયોગ ગમે તેટલા પુરાતન વખતથી કરવામાં આવતો હોય, તેના વ્યાપારમાં ગમે તેટલું નાણું રોકાએલું હોય, તેની ટેવે ગમે તેટલાં માણસોમાં ઘર ઘાલ્યું હોય, તોપણ તે સર્વ દારૂથી થએલા નુકસાનની સાથે સરખાવતાં કંઇ વિસાતમાં નથી. ઉપયોગીપણાની કસોટીથી તેની પરીક્ષા કરતાં તે ટકી રહે એ આવશ્યક લાગતુંજ નથી. નિરૂપયોગી હોવાને લીધે આજે આ જુનો રિવાજ નિષેધિત થઈ પડયો છે.

નાશ પામેલી અસંખ્ય રૂઢીઓ તથા સસ્થાઓ સાક્ષી પુરે છે કે, નિરૂપયોગી વાનાંઓ પ્રત્યે માણસો ઝાઝી મુદત ધીરજ રાખી શકતાં નથી. આવી રૂઢીઓ વખતે

લાંબા વખત સુધી ટકે, તોપણ તેમની સ્થિતિ તો કફોડીજ છે. કયાં છે આજે નિરંકુશ રાજતંત્ર, ગુલામી, દ્વન્દ્વ યુદ્ધ, ન્યાયને નામે કરવામાં આવતો બલાત્કાર વિજયથી મેળવેલાં અને નિર્દયતાથી ટકાવી રાખેલાં મહાન રાજ્યો? પૂર્વે થઈ ગએલાં અસંખ્ય મહા મંડળો, જેઓ પોતાની વાસ્તવિકતા અને સ્થાયીત્વનો અભિમાન કરતાં હતાં, તેઓ આજે કયાં છે? તેઓ હાલ છેજ નહિ, કેમકે તેઓ ઉપયોગી નહોતાં. ઉપયોગીપણું એ કંઈ ખાલી આનંદ ઉપજાવનાર આદર્શ નથી. ઉપયોગિતા એ તો જીવનની એક મોટી આવશ્યકતા છે. ઉપયોગી હોય તોજ કોઈ પણ સંસ્થા ટકી રહી શકે. ભલે માણસો તેની હાંસી કરે, તેની સામા થાય, કે યુક્તિપ્રયુક્તિથી તેમાંથી છૂટી જવાનું ઈચ્છે, અથવા તેને અટકાવવાને વ્યર્થ ફાંફાં મારે, પણ આટલી વાત તો સત્ય છે કે, કોઈ પણ આંતર રાષ્ટ્રીય રાજનીતિ, આર્થિક બાબત, સામાજિક રીતરિવાજ, ધાર્મિક સંસ્થા, કે મહાન વ્યક્તિના સ્થાયીત્વ અને મહત્તાનો આધાર તે જનસમાજને કેટલે અંશે ઉપયોગી છે, તે પરજ રહે છે.

૪. ખ્રીસ્તી લોકોને આ સિદ્ધાંતની અગત્ય છે, એ સ્પષ્ટ છે. જે સંસ્થાઓ અને લોકો ઇસુના નામથી ઓળખાય છે, તેઓ ખ્રીસ્તના નિયમોથી મુક્ત નથી. તેમની અસર ચાલુ રાખવાનો આધાર તેમના ઉપયોગીપણા પરજ રહેલો છે. લાંબા વખતથી માન્ય કરાએલા અને ઉતરી આવેલા સિદ્ધાંતો, રાજકીય સત્તા, સામાજિક પદવી તથા ધનની પ્રાપ્તિ, દીક્ષાઓ પ્રભુથી ઠરાવાએલી છે એ વિષેના જુદા જુદા મતો, અને સૈકાંઓથી ચાલતી આવેલી પૂજ્ય રીતિઓ—આ સર્વે નિરૂપયોગીપણાને લીધે ચીરકાળ ટકી રહી શકતાં નથી. આપણી સંસ્થાઓ પણ નીનવેહ અને સુરની પેઠે ભલે ભપકાદાર હોય, પણ તેઓ તે શહેરોની પેઠે તેઓની નિરૂપયોગીતાને લીધે નાશ પામશે. પ્રભુ ઈસુના આત્મભોગનો જુસ્સો જેઓમાં પ્રગટયો છે, અને જેઓએ મનુષ્યસેવાને માટે પોતાનું અર્પણ કર્યું છે, એવા માણસો દુનિયામાં ઉત્પન્ન થાય, એજ સુવાર્તાની અપેક્ષા છે, અને એમાંજ તેનો મહિમા સમાએલો છે.

જો કે ઈસુનો આ સિદ્ધાંત આકરો દેખાય છે ખરો, અને તેના લાગુકરણથી વિનાશક પરિણામો ઉપજે છે ખરાં, તોએ તેજ સિદ્ધાંત ભવિષ્યને માટે આશાજનક છે. આપણી મંડળીઓના જીવનમાં આજે કેટલીક બાબતો, જેવી કે મતભિન્નતા વગેરે, એવી છે કે જે હવે ઉપયોગી નથી. તેવી બાબતોથી માણસોનું આધ્યાત્મિક જીવન ઉચ્ચતર થતું નથી, તથા દેવના રાજ્યનો પ્રચાર પણ થતો નથી. જો આપણો ત્રાતા આજે દેહમાં અહીં હોય તો સાબ્બાથ અને મંદિરની જેવી તેણે વલે કરી તેવીજ વલે તે ઉપરોક્ત બાબતની પણ કરે. આટલી તો આશાજનક બાબત છે કે કંઇ નિરૂપયોગી છે તેની વિરૂદ્ધ આખું વિશ્વ પણ હિલચાલ કરી રહેલું છે. કોઇ પણ રિવાજ એક વખતે ભલે ઉપયોગી હોય, પણ જો તે ભવિષ્યમાં તેની ઉપયોગિતા ગુમાવી બેસે, તો તેનો નાશ સત્વર થવાનોજ.

આપણા પ્રભુનો ભાવ, તેમજ આપણા ચાલુ વખતની ખાસ જરૂરિયાતો ખ્રીસ્તીઓને આ બાબતનો ખાસ વિચાર કરવાનો આગ્રહ કરે છે. જુદા જુદા જમાનાઓને જુદી જુદી જરૂરિયાતો છે, અને બદલાતા સંજોગોને લીધે ખ્રીસ્તી ધર્મનાં જુદાં જુદાં સ્વરૂપો એક પછી એક પ્રગટમાં આવે છે. કોઈ વાર આ સત્યની જરૂર પડે છે, તો કોઈ વાર બીજા કર્તવ્યની જરૂર જણાય છે. સાંપ્રતકાળમાં, ખ્રીસ્તી ચારિત્રના રક્ષણ માટે, સાર્વત્રિક ખ્રીસ્તી મંડળીની પ્રગતિ માટે અને જગતના ઉદ્ધારને માટે, સંસ્થાઓ અને વ્યક્તિઓની નિરૂપયોગીતા પ્રત્યે ધિક્કારની નવી લાગણી ઉત્પન્ન થવાની જરૂર છે, અને આત્મભોગનું તથા ઉપયોગી સેવા કરવાનું નવું બાપ્તિસ્મા લેવાની અગત્ય છે.

૫. ખાસ કરીને, આપણે ખ્રીસ્તીઓ તરીકે અને ખ્રીસ્તી મંડળીના સભ્યો તરીકે, ચાલુ જમાનાની અગત્યો પ્રમાણે ખરી ખ્રીસ્તી સેવાના વિચારનો સંચાર થાય, એવો વિચાર કરવો જોઈએ. આપણે ફક્ત કેટલાક લોકોને જગતમાંથી બચાવવાના છે એમ નથી, પણ આખું જગત બચાવવાનું છે. વ્યક્તિગત ખ્રીસ્તી ધર્મના અને સામાજિક ખ્રીસ્તી ધર્મના પક્ષકારો વચ્ચે એક ઝઘડો ચાલી રહેલો છે. કોઈ કહે છે કે, ખ્રીસ્તી ધર્મને વ્યક્તિગત સ્વરૂપ આપવું, એ હું સ્વીકારૂં છું. પૃથક પૃથક વ્યક્તિઓને ખ્રીસ્તી ધર્મ પ્રગટ કરવો, એવું હું માનું છું; અને ખ્રીસ્તી મંડળીનું કામ એજ છે કે, સુવાર્તા પર વિશ્વાસ કરનારાઓનું સંપૂર્ણ તારણ થાય અને તેઓનું આંતરિક રૂપાંતર થાય ત્યાં સુધી પાપની ક્ષમા અને નવા જન્મની સુવાર્તા તેમને પ્રગટ કર્યા કરવી જોઈએ. બીજા પક્ષનો માણસ એમ કહે છે કે, ખ્રીસ્તી ધર્મને સામાજિક સ્વરૂપ આપવું, એ હું સ્વીકારૂં છું; હું તો એવું માનું છું કે, ઇસુ ખ્રીસ્તના સિદ્ધાંતો આપણી આર્થિક અને આંતરરાષ્ટ્રીય બાબતોને લાગુ પાડવા જોઈએ. ખ્રીસ્તનું રાજ્ય આ પૃથ્વી પર ફેલાઈ જાય એવું હું ઈચ્છું છું, પણ તે ક્યારે બને? જ્યારે આપણા સામાજિક અન્યાયો દૂર કરવામાં આવે ત્યારેજ. આવી રીતે આ બે પ્રકારના પક્ષકારો એકબીજાના વિરોધીઓ છે.

વાસ્તવિક રીતે જોતાં જે મુશ્કેલી તેમને નડે છે તે ફક્ત આભાસરૂપે છે. સત્યને પક્ષીની બે પાંખોની પેઠે બે પાસાં છે. આપણા એકતરફી વિચારથી જો આપણે સત્યનાં બે પાસાંમાંથી એકને ઈજા કરીએ તો, એક પાંખે ઘવાયલું પક્ષી જેમ ઉડી નથી શકતું પણ પછડાઈને ભોંય પર પડે છે, તેમ સત્યનું પણ થાય છે. ખ્રીસ્તી ધર્મને વ્યક્તિગત સ્વરૂપ આપનારાઓની આટલી વાત સત્ય છે કે, ખ્રીસ્તી ધર્મ એવું ઈચ્છે કે પ્રત્યેક વ્યક્તિનું તારણ થાય. પૃથક પૃથક સ્ત્રીઓ અને પુરૂષો પ્રભુનાં ઘણાંજ વહાલાં બાળકો છે, અને તેઓ તેને અતિ મૂલ્યવાન છે. દરેક જાતના દુશ્મનના હાથમાંથી તેમનો બચાવ કરવામાં આવે, તેમની શક્તિઓ વિકાસ પામે, અને તેઓ ફતેહમંદ તથા આત્મિક જીવન ગુજારનારાં થાય, એવું તેમના વિષે ખ્રીસ્તી ધર્મ અંતઃકરણપૂર્વક ઈચ્છે છે. બીજી તરફ જોતાં, ખ્રીસ્તી ધર્મને સામાજિક સ્વરૂપ આપનારાઓની આટલી વાત સત્ય છે કે, જે સામાજિક જીવન-

માંથી વ્યક્તિઓ નીકળે છે, અને જેની અસર વ્યક્તિઓ પર થાય છે, તે સામાજિક જીવન સુધાર્યા વગર રહીએ ત્યાં સુધી પૃથક્ પૃથક્ વ્યક્તિઓનું તારણ આપણે કરી શકતા નથી.

જો આપણે કહીએ કે આપણે છોકરાંઓ પર ખ્રીસ્તીઓને છાજતો પ્રેમ રાખીએ છીએ, છતાં કારખાનાંઓમાં તેઓની સાથે જે વર્તન ચલાવવામાં આવે છે, અને તેથી તેઓનાં મન ઉપર તેમની કુમળી વયમાં કેવી માઠી અસર થાય છે, જેની તેઓને તે વખતે ખબર પણ હોતી નથી, તે પ્રત્યે બેદરકાર રહીએ; આપણે કહીએ કે આપણે માણસોને વિષયવાસનાના કબજામાંથી બચાવવા ઈચ્છીએ છીએ, છતાં આપણાં ગામો કે શહેરોમાં જાહેર રીતે દુરાચાર થવા દઈએ, અથવા તો આપણી સામાજીક, આર્થિક કે રાજકીય સ્થિતિ એવી રહેવા દઈએ, કે જેથી અનેક સ્ત્રીઓને દુરાચારમાં પડવું પડે; આપણે કહીએ કે આપણે છુટક છુટક વ્યક્તિઓનું તારણ કરવા ઈચ્છીએ છીએ, છતાં અસંખ્ય માણસોને વિવિધ પ્રકારના શારીરિક અને આત્મિક રોગ અને દારિદ્રયમાં પડયાં રહેવા દઈએ, અને ઘણાં કુટુંબો તો એવાં ગલીચ ઝુંપડાંમાં રહે છે કે, જ્યાં લાજ ઈજ્જત જળવાતી નથી, પણ દુરાચારનો પ્રચાર જલદી થાય છે, છતાં એ જોઈને આપણી લાગણી ન ઉશ્કેરાય; વળી આપણે કહીએ કે, માણસો આધ્યાત્મિક જીવનવાળાં થાય એવી આપણી ઇચ્છા છે, છતાં જે હજારો મનુષ્યો અઠવાડિયાના સાતે દિવસ અને દિવસના બારે કલાક કામ કરવું પડે છે, તે જોયા જાણ્યા છતાં આપણે તે વિષે કાંઈ પગલાં ન લઈએ; વળી જો આપણે કહીએ કે ખ્રીસ્ત સર્વ માણસોના આત્માઓમાં વિજયી થાય એવું આપણે ચાહીએ છીએ, છતાં આંતરરાષ્ટ્રીય સંબંધોને આપણે એવા અખ્રીસ્તી રહેવા દઈએ કે જેથી પ્રજાઓ વચ્ચે કડવાસ, દ્વેષ અને એવાં બીજાં વિગ્રહને પોષનારાં કારણો ઉભાં થાય —તો આ બધું ઢોંગ નહિ તો બીજું શું?

ખરેખર, ખ્રીસ્તીઓના જીવનના કેટલાક વિજય અને સફળતામય દાખલા તો જેઓ પ્રથમ ઘણીજ અધમાવસ્થામાં હતા, પણ પાછળથી ખ્રીસ્તની સુવાર્તાની અસરથી ફતેહમંદ આત્મિક જીવન ગુજારનારા નીવડ્યા છે એવા મનુષ્યો વિષેના છે. કોઈ વાર બને છે કે લાકડાનું પાટિયુ ઘાસવાળી જગા પર નાખી મૂકયુ હોય તો તેના એકાદ ખીલાના છિદ્રમાં થઈને સંતાઈ રહેલું તૃણપત્ર ઉપર નીકળી આવે છે, ને સૂર્યના આનંદી પ્રકાશનો અનુભવ લે છે. પણ આવી છુટીછવાયી અથવા એકાદ વ્યક્તિની સફળતાથી ખરા સમજુ માણસને સંતોષ વળતો નથી. જેમ પેલા પાટિયા નીચે બીજું પુષ્કળ નિર્જીવ અને ચીમળાએલું ઘાસ છે, જેને બહાર નીકળવાનો માર્ગજ મળ્યો નથી, તેવીજ રીતે ખ્રીસ્તી અને વિધર્મી દેશોમાં હાલ પણ એવાં કરોડો મનુષ્યો હજુ છે કે જેઓ અંધકારમાંજ પડી રહેલાં છે. એકાદ અહીંતહીં અંધકારમાંથી નીકળીને આત્મિક જીવનની સ્વતંત્રતા મેળવે છે, પણ તેથી શું? સંખ્યાબંધ માણસો ભારે બોજ નીચે ચગદાઇ રહેલાં છે! શું ખ્રીસ્તનો સેવક આ બધું જોઇને સમભાવ દૃષ્ટિ રાખે એ ઘટિત કહેવાય?

માણસો માત્ર શરીર વિનાના આત્માઓજ નથી. જે વાતાવરણમાં તેઓ રહે છે, તેની તેઓ પર ઘણીજ અસર થાય છે, અને તે પ્રમાણે તેઓ ઘડાય છે. પૃથક પૃથક માણસોનો ઉદ્ધાર કર્યા સિવાય આખા જગતનો ઉદ્ધાર કરવાની આશા રાખી શકાયજ નહિ, પણ વળી જગતનો ઉદ્ધાર કર્યા સિવાય માણસોનો પણ ઉદ્ધાર કરવાની આશા વ્યર્થજ છે. આ બન્ને બાબતો એક બીજામાં સમાએલી છે; હા, તેઓ એકજ છે. ઉદ્ધાર પામેલી વ્યક્તિ એજ ખ્રીસ્તી મંડળી તરફથી મનુષ્યજાતને સર્વોત્તમ દાન છે; પણ ઉદ્ધાર પામેલી વ્યક્તિ તરફથી મનુષ્યજાતને મળતું સર્વોત્તમ દાન તો એક એવી સારી દુનિયા છે, કે જે ઈશ્વરનાં છોકરાંને માટે વસવા લાયક ઘર હોય. ત્યારે સેવાના આવા બે માર્ગ છે, તેમાંથી એકનો પક્ષકાર થઈને જે બીજા માર્ગની વિરૂદ્ધ થાય છે તેને આપણા પ્રભુનું થોડા વખત પર આ નવું શોધાએલું વચન ઠીક લાગુ પડે છે કે, " તું એક કાને સાંભળે છે પણ બીજો કાન તેં બંધ કરી રાખેલો છે."

ઘણા લાંબા સમયથી ઘણા ખ્રીસ્તી લોકો અભાવસૂચક વિરક્તતાના આદર્શથી સંતોષ માની રહેલા છે. દુનિયાદારીનું ખરૂં ઓસડ માત્ર બીનદુનિયાદારી નથી, પણ સારી કે ઉચ્ચ દુનિયાદારી છે. દુનિયાદારી કહે છે કે, પીવાય તેટલો દારૂ પીઓ; બીનદુનિયાદારી કહે છે કે, તદ્દન પરહેજગાર થાઓ: ઉચ્ચ દુનિયાદારી કહે છે, કે દારૂનો વ્યાપારજ સમુળગો બંધ કરવો જોઇએ. દુનિયાદારી કહે છે કે, બીભત્સ અને રસિક નાટકો જોવામાં કાંઈ વાંધાભર્યું નથી. બીનદુનિયાદારી કહે કે, નાટ્યગૃહોજ સમુળગાં બંધ કરી દેવાં જોઈએ, ઉચ્ચ દુનિયાદારી કહે છે, લોકોનાં આનંદનાં સાધનો શુદ્ધ અને યોગ્ય બનાવવાં જોઇએ. દુનિયાદારી કહે છે, રાજદ્વારી બાબતોમાં ચાલતા નિયમોને અનુસરો. એટલે તેમાં અસત્ય, કપટ, છેતરપીંડી બધું ચાલે; બીનદુનિયાદારી કહે છે કે, રાજદ્વારી ખટપટથી તદ્દન દૂર રહો; ઉચ્ચ દુનિયાદારી કહે છે કે, માણસ જેમ ખરો ખ્રીસ્તી થઈ શકે તેમ રાજ્ય પણ ખરૂં ખ્રીસ્તી થઈ શકે છે, અને ખ્રીસ્તી લોકોએ તેને તેવું બનાવવું જોઇએ. દુનિયાદારી કહે છે કે, ધંધો, વ્યાપાર વગેરે કમાવાની સ્વાર્થી બાજી છે; બીનદુનિયાદારી કહે છે કે, પૈસાદાર થવાનો પ્રયત્ન નહિ કરો; ઉચ્ચ દુનિયાદારી કહે છે કે, વ્યાપાર-ધંધો તો માણસની સેવાનું એક આવશ્યક સાધન છે, અને જો પૈસાની ખાતર નહિ પણ જનસમાજના લાભાર્થે તેને ચલાવવામાં આવે તો જેવી મંડળી ખ્રીસ્તી હોઈ શકે, તેવું તેને પણ બનાવી શકાય. દુનિયાદારી કહે છે, લડાઈ પ્રસંગે લડો; બીનદુનિયાદારી કહે છે કે, કોઈ પણ ખ્રીસ્તીએ કદી યુદ્ધમાં ઉતરવુંજ ન જોઇએ; ઉચ્ચ દુનિયાદારી કહે છે કે, આંતરરાષ્ટ્રીય દ્વેષભાવ તો જંગલીપણાના વારસો છે, પણ જો ખ્રીસ્તી લોકો દુનિયાનો સદ્ભાવ એકત્ર કરે તો યુદ્ધ બંધ થઈ શકે. ટુંકમાં, દુનિયાદારી કહે છે કે, દુનિયાને જેમ છે તેમજ રહેવા દો; બીનદુનિયાદારી કહે છે કે, દુનિયામાંથી બહાર નીકળી આવો; ઉચ્ચ દુનિયાદારી કહે છે કે, ઇશ્વરના નામમાં દુનિયાનો બચાવ કરો.

જ્યારે સેવાના આ પૂરેપૂરા વિસ્તારને ખ્રીસ્તી કાર્ય તરીકે સ્વીકારવામાં આવશે, ત્યારેજ ખ્રીસ્તી સાર્વત્રિક મંડળીનો સુદીન આવશે. જ્યારે કેરી જેવા પ્રભુના ભકતો લાખો માણસોને વાસ્તે બાયબલનાં જુદાં જુદાં ભાષાંતરો કરી તેઓને લોકોના હાથમાં આપશે; જ્યારે લિવિંગ્સ્ટન જેવા પ્રભુના ભકતો એક આખા ખંડનાં દ્વાર સુધારાને સારૂ ખુલ્લાં મૂકશે; જ્યારે પેટન જેવા પ્રભુના ભકતો ન્યુ હેબ્રીડિસમાં નવીન સામાજિક જીવનનો પાયો નાખશે; જ્યારે હેમ્લીન જેવા પ્રભુના ભકતો કૉન્સ્ટાન્ટીનોપલમાં ખ્રીસ્તી સુધારો દાખલ કરશે, ત્યારે ખ્રીસ્તી મંડળીનો સુદીન આવ્યો સમજવો. જેમ વિલ્યમ વિલ્બર્ફોર્સની ગુલામોના વ્યાપાર વિરૂદ્ધની લડતમાં કહેવામાં આવ્યું હતું કે, "દરેક ધર્મોપદેશક એ લડતના પક્ષમાં છે." અને વળી "લોકોએ આ વાતને એવી ઝડપી લીધી છે કે, જાણે તે તેમનું કર્તવ્ય અને ધર્મ હોય, અને બીજા માણસો તેમના વિષે શું ધારે છે, તેની તેઓ દરકાર પણ કરતા નથી" -એવું જ્યારે થશે, ત્યારે ખ્રીસ્તી મંડળીનો સુદીન આવ્યો જાણવો. પ્રભુ ઇસુ ખ્રીસ્તની ઇચ્છા માત્ર એવી નથી કે જુની દુનિયામાં નવાં માણસો વસે, પણ એવી છે કે, નવાં માણસોને વસવાને નવી દુનિયા થાય; હવે ખ્રીસ્તના આ ભાવનો જ્યાં સુધી સાર્વત્રિક ખ્રીસ્તી મંડળીએ સ્વીકાર કર્યો નથી, ત્યાં સુધી ખ્રીસ્તી સાર્વત્રિક મંડળીનો સુદીન આવવાનો નથી.

---

# પ્રકરણ ત્રીજું.

## બળવાન અને નિર્બળ.

### રોજનાં વાંચન.

માણસોમાં દેખાતી ભિન્ન ભિન્ન સ્થિતિથી જે પ્રશ્ન ઉપસ્થિત થાય છે, તે વિષે આપણે આ અઠવાડિયે વિચાર કરવાના છીએ. કેટલાક માણસોને કુદરતી રીતે કે કોઈ બીજી રીતે બીજાઓ કરતાં વધારે ઉત્તમ દાનો મળેલાં હોય છે. એવા લોકોને ખ્રીસ્તી ધર્મ ફરમાવે છે કે, તેઓએ નબળાંની સેવામાં તેમને મળેલાં ઉત્તમ દાનોનો ઉપયોગ કરવો. આપણાં રોજનાં વાંચન પરથી આપણે જોઇશું કે, જો વધારે શક્તિવાળાઓ આ ખ્રીસ્તી સિદ્ધાંતનો અમલ ન કરે, તો તેઓને મળેલાં ઉત્તમ દાનોની સાથે જોખમ પણ રહેલું છે.

**ત્રીજું અઠવાડિયું, પહેલો દિવસ.**

ફિલિપી શહેરમાં રહેનાર પોતાના મિત્રોને પાઉલ કેદખાનામાંથી નીચે પ્રમાણે લખે છે :

"મારા વિષેની તમારી ચિંતા આખરે ફરીથી તાજી થઇ છે, તેને લીધે હું પ્રભુમાં ઘણો આનંદ કરૂં છું; તે બાબતમાં તમે ચિંતા તો રાખતા હતા, પણ તમને પ્રસંગ મળ્યો નહોતો. હું તંગાસને લીધે બોલું છું એમ નહિ, કેમકે જે અવસ્થામાં હું છું, તેમાં સંતોષથી રહેવાનું હું શીખ્યો છું. ગરીબ થવું હું જાણું છું તથા ભરપૂર હોવું પણ હું જાણું છું; હરપ્રકારે તથા સર્વ બાબતમાં તૃપ્ત થવાને તથા ભૂખ્યો રહેવાને, તેમજ પુષ્કળ પામવાને અને તંગીમાં રહેવાને હું શીખેલો છું. જે મને સામર્થ્ય આપે છે તેની સહાયથી હું બધું કરી શકું છું." ફિલિપી. ૪; ૧૦-૧૩.

આ ફકરામાંનું અડધું તો આપણને કાંઈ નવાઈ પમાડે તેવું નથી. જેઓ ખ્રીસ્તની પાસે વિશ્વાસ, દૃઢતા અને મુશ્કેલીના વખતમાં તેના પર વિજય મેળવવાની શક્તિનો પાઠ શીખ્યા છે, તેઓની આ સાક્ષી—"ગરીબ થવું હું જાણું છું, ભૂખ્યો રહેવાને હું શીખેલો છું, તંગીમાં રહેવાને હું શીખેલો છું"—કેટલી બધી પરિચિત લાગે છે! પણ આ ફકરાનો બીજો અર્ધો ભાગ તો ખરેખર અસાધારણ છે. પાઉલ લખે છે કે, "ભરપૂર હોવું પણ હું જાણું છું," જાણે કે એ તો કોઇ મુશ્કેલ વાત હોય. વળી તે એમ પણ કહે છે કે, "તૃપ્ત થવાને હું શીખેલો છું" અને

"જે મને સામર્થ્ય આપે છે તેની સહાયથી હું બધું કરી શકું છું." પાઉલને જાણે એમ લાગતું દેખાય છે કે, ભરપૂરતા અને ગરીબાઈ બન્ને સરખીજ મુશ્કેલ બાબતો છે. તે જાણે એમ કહેતો હોય કે, હું હવે વૃદ્ધ માણસ થયો છું, પણ મે મારી જીંદગીમાં મનુષ્યજીવનના સર્વ અનુભવો ભોગવી લીધા છે. મે મોટાઈનો અનુભવ લીધો છે તેમજ લોકોના તુચ્છકારભર્યા બહિષ્કારનો પણ અનુભવ લીધો છે. મેં ગૃહસ્થાઇ, કેળવણી અને ધન સંપાદન કર્યાં છે; તેમજ વળી એક ગરીબ તંબુ બનાવનાર તરીકે અને તિરસ્કૃત ધર્મના પ્રેરિત તરીકે હું આમતેમ ઘણો અથડાયો છું પણ ખરો. પણ આ બધા અનુભવો થયા પછી હું એવી સાક્ષી પુરૂં છું કે, માણસ ગમે તેવા સંજોગોમાં આવી પડે તો તે સહન કરવાને ઈસુ ખ્રીસ્ત તેને સામર્થ્ય આપે છે. વિજયી થવું તે પણ હું સહન કરી શકું છું. "ભરપૂર હોવું પણ હું જાણું છું."

આપણને જે ઉત્તમ દાનો મળેલાં છે તે પરથી કેટલી ખાસ મુશ્કેલીઓ ઉભી થાય છે, કે જેના પર વિજય પામવા સારૂ આપણને ઈશ્વરની સહાયની ખાસ જરૂર છે, એવો વિચાર શું આપણે કદી કર્યો છે?

## પ્રાર્થના.

"ઓ પરમ ઉદાર દાતા, તું અમને તારાં સર્વ જાતનાં દાનો ઉપયોગને માટે આપે છે. અમારા ઉપયોગ તથા લાભને માટે જે કૃપાદાનો તે અમને આપ્યાં છે, તેમનો અમે દુરૂપયોગ ન કરીએ એવી કૃપા તું અમારા પર કર. અમે તારાં દાનોનો ગંભીરતાથી, શુદ્ધતાથી, પ્રમાણસર અને પવિત્રતાથી ઉપયોગ કરીએ, એવું મન તું અમને આપ, કારણ કે તું અંબોજ છે. એમ થવાથી અમારાં શરીરોના ઔષધ તરીકે તેં અમને જે આપ્યું છે, તે અમારા આત્માઓને માટે ઝેરરૂપી નહિ થાય. પણ તારો ઉપકાર માનતાં તારાં દાનોના ઉપયોગ કરવાથી તે અમને અમારાં શરીર તથા આત્માઓને માટે લાભકારક થઈ પડશે. આમેન."

ખ્રીસ્તી પ્રાર્થનાપુસ્તક (ઈ. સ. ૧૫૬૬).

## ત્રીજું અઠવાડિયું, બીજો દિવસ.

"એક શ્રીમંત માણસ હતો, તે કીરમજી રંગનાં ઝીણાં વસ્ત્ર પહેરતો હતો, અને નિત્ય દબદબાસહિત મોજમઝા મારતો હતો. લાજરસ નામે એક ભિખારી જેને આખે શરીરે ફોલ્લા હતા, તે તેના દરવાજા આગળ પડેલો હતો. શ્રીમંતની મેજ પરથી પડેલા કકડા વડે તે પેટ ભરવા ચહાતો હતો; વળી કુતરા પણ આવીને તેના ફોલ્લા ચાટતા હતા. તે ભિખારી મરી ગયો ત્યારે દૂતો તેને ઇબ્રાહીમની ગોદમાં લઈ ગયા; શ્રીમંત પણ મરી ગયો, અને તેને દાટવામાં આવ્યો. હાડેસમાં પીડા ભોગવતાં તેણે પોતાની

આંખો ઊંચી કરીને વેગળેથી ઈબ્રાહીમને તથા તેની ગોદમાં બેઠેલા લાજરસને જોયા. તેણે ઘાંટો પાડીને કહ્યું કે, ઈબ્રાહીમ બાપ, મારા પર દયા કરીને લાજરસને મોકલ, કે તે પોતાની આંગળીનું ટેરવું પાણીમાં બોળીને મારી જીભને થંડી કરે, કેમકે આ બળતામાં હું વેદના પામું છું. પણ ઈબ્રાહીમે તેને કહ્યું, દીકરા, તારા જીવનમાં તું તારાં સારાં વાનાં પામ્યો હતો, અને લાજરસ તો ભુંડાં વાનાં [ પામ્યો હતો, ] તે સંભાર ; પણ હમણાં અહીં તે દિલાસો પામે છે, અને તું વેદના પામે છે. એ સર્વ ઉપરાંત અમારી તથા તમારી વચમાં એક મોટી ખાઈ આવેલી છે, તેથી જેઓ અહીંથી તમારી પાસે આવવા ચાહે, તેઓ આવી ન શકે, અને ત્યાંથી કોઈ અમારી પાસે આ પાર પણ આવી શકે નહિ." લુક ૧૬ ; ૧૯–૨૬.

પ્રભુ ઈસુ ખ્રીસ્તના આ દૃષ્ટાંતમાં મરણ પછીની શિક્ષાનું જે ભયંકર ચિત્ર રજુ કરવામાં આવે છે, તેવાજ વિચારો તેને સાંભળનારા ફરોશીઓ પણ ધરાવતા હતા. પણ આમાં તેમને નવું લાગતું હોય તેવું શું છે ? ભયાનક શિક્ષાનું કારણ નહિ, પણ શિક્ષા પામનાર પાત્ર તેમને નવાઈ પમાડે છે. જાણીતા ચોકઠામાં ઈસુ ખ્રીસ્ત અજાણી છબી બેસાડે છે ઈસુ ખ્રીસ્ત કહે છે કે, આ ઉદાહરણમાં જે માણસ શિક્ષા ખમે છે, તેને બીજા કરતાં ચઢીઆતાં કૃપાદાનો મળ્યાં હતાં, પણ તે કૃપાદાનો ટકાવી રાખવાને તે પોતાને નાલાયક ઠરાવે છે. આજ પાઠની આપણને કેટલી બધી જરૂર છે ? આપણી દૃષ્ટિમાં તો ફતેહ જાતેજ ઈચ્છવાજોગ વસ્તુ છે. પણ આપણે એ ભૂલી જઈએ છીએ કે, ફતેહનો ઉપયોગ કરવો એ એક મુશ્કેલ કળા છે, હા, સૌ કળામાં સૌથી મુશ્કેલ. આપણે સત્તા–નસીબ, ધન, પ્રતિષ્ઠા વગેરેને માટે ફાંફા મારીએ છીએ. આપણો સવાલ એજ છે કે, કઈ રીતે હું ફતેહમંદ થાઉં ? પણ આપણે એમ નથી પુછતા કે, હું ફતેહ મેળવવાને લાયક છું કે નહિ ? તો પણ બીજો પ્રશ્ન પહેલાંના કરતાં વધારે અગત્યનો છે. સુખી અને નસીબવાન હાલતમાં આવવું તે એક વાત છે, અને તેને માટે લાયક હોવું કે થવું એ બીજી વાત છે. સારૂં ખાવાપીવાનું મળતું હોય તે એક વાત છે, પણ તેને લાયક છીએ કે કેમ, તે બીજી વાત છે. શ્રીમંતની પેઠે પૈસાદાર હોવું, લાગવગ ધરાવવી અને સામાજિક પદવી ભોગવવી એ એક વાત છે, અને આ બધી બાબતો હોય તેવા લાયક માણસ થવું એ બીજી બાબત છે. ઈસુ ખ્રીસ્ત ભાર દઈને કહે છે કે, કોઈ પણ ખાસ કૃપાદાન ધરાવવાની લાયકાત આપણામાં છે, તેની સાબિતી શી ? એટલીજ કે જેઓ એવાં કૃપાદાન વિનાના છે, તેઓની સેવા આપણે કરીએ. આ દૃષ્ટાંતમાંના શ્રીમંત માણસ જેવા માણસો જ્યાં સુધી નીચે પ્રમાણેની પ્રાર્થના કરતાં શીખે નહિ, ત્યાં સુધી તેમના કલ્યાણની કંઈજ આશા રાખી શકાય નહિ.

## પ્રાર્થના.

"હે ધન્ય પ્રભુ, તેં અમારી ખાતર દુ:ખ, તંગી અને મરણ સહન કરવાનું ખુશીથી પસંદ કર્યું. અમને તારા આત્માનો એટલો હિસ્સો આપ કે સ્વનકાર અને નમ્રતાની બાબતમાં અમે તને અનુસરીએ. તારા મહાન પ્રેમથી તું અમને એવી સહાય કર કે અમે પીડિતને મદદ કરીએ, તંગીવાનો અને નિરાધારોને તે સ્થિતિમાંથી ઉગારીએ, ભારે બોજથી લદાયલાઓનો બોજ હલકો કરીએ, અને જે લોકો ગરીબ અને બેહાલ છે તેઓમાં તને સદા જોઈએ. આમેન."

બિશપ વેસ્ટકોટ (૧૮૨૫-૧૯૦૧).

## ત્રીજું અઠવાડિયું, ત્રીજો દિવસ.

"તેણે તેઓને એવું એક દૃષ્ટાંત કહ્યું કે, એક ધનવાન માણસની ભોંયમાંથી ઘણી ઉપજ થઇ; તેણે મનમાં એવો વિચાર કર્યો કે, હું શું કરૂં? કેમકે મારી ઉપજ ભરી મૂકવાને મારી પાસે જગા નથી. તેણે કહ્યું કે, હું આમ કરીશ; મારી વખારોને પાડી નાખીને હું તે કરતાં મોટી બંધાવીશ; અને ત્યાં મારૂં બધું અનાજ તથા મારી માલમિલકત ભરી મૂકીશ. હું મારા જીવને કહીશ કે, ઓ જીવ, ઘણાં વરસને માટે ઘણી માલમિલકત તારે સારૂ રાખી મૂકેલી છે; આરામ લે, ખા, પી, આનંદ કર. પણ દેવે તેને કહ્યું કે, ઓ મૂર્ખ, આજ રાત્રે તારો જીવ તારી પાસેથી લઇ લેવામાં આવે છે; ત્યારે જે વસ્તુઓ તેં સિદ્ધ કરી છે તે કોની થશે? જે પોતાને સારૂ દ્રવ્યનો સંગ્રહ કરે છે, અને દેવ પ્રત્યે ધનવાન નથી, તે તેવોજ છે." લુક ૧૨; ૧૬-૨૧.

ઉપરોક્ત દૃષ્ટાંતમાંના માણસને તેની યુવાવસ્થામાં જે મોટી નિષ્ફળતા મળી, તેનો આપણે વિચાર કરીએ. તે બાહોશ, દૃઢ, ઉદ્યમી અને મહત્ત્વાકાંક્ષાવાળો હોવો જોઈએ. તે ગમે તે ભોગે ફતેહમંદ થવા ઈચ્છતો હતો. તે ખંતથી પોતાના કામમાં લાગુ રહેતો; તેનું જીવન શુદ્ધ, ઉદ્યમી માણસના જીવન જેવું હતું. દુરાચારમાં પડીને તેણે પોતાનું જીવન બગાડયું નહોતું. ફતેહ મેળવવાની હતી ત્યાં સુધી તે સારો માણસ રહ્યો. પણ ફતેહ મળી ત્યારથીજ તેની પાયમાલી થવા લાગી એવું આપણા પ્રભુ કહે છે. ઘણીવાર એવું બને છે કે, ફતેહ મેળવવાના કરતાં તેને મેળવ્યા પછી તેનો સદુપયોગ કરવામાં વધારે મુશ્કેલી રહેલી છે. કેટલાક માણસો આપદાઓથી પાયમાલ થઈ જાય છે. પણ ખરી અફસોસની વાત તો એ છે કે, ઘણા લોકોને નિષ્ફળતાનો અનુભવ થતોજ નથી, તેઓ તેમના સમોવડીઆની દૃષ્ટિમાં પ્રશંસા મેળવતા મેળવતા એક પછી એક ચઢતી સ્થિતિમાં આવ્યાજ જાય

છે, એટલે સુધી કે તેમની ચઢતીને શિખરે પહોંચ્યા પછી તેઓ ત્યાંથી નીચે ગબડી પડે છે! ભરપૂરતા જીરવી રાખવી સહેલી નથી. ઇરાસ્મસ સર ટોમસ મોર નામના પોતાના એક મિત્ર વિષે લખે છે કે, "ચઢતીથી તે ઉન્મત્ત બન્યો નથી, તેમજ તેના ગરીબ મિત્રોનું તેણે વિસ્મરણ કર્યું નથી. તે હમેશાં માયાળુ અને ઉદાર માલમ પડયો છે. કેટલાક માણસોને તે પૈસા વડે મદદ કરે છે, અને કેટલાકને તે પોતાની લાગવગ વાપરીને મદદ કરે છે. જ્યારે તેની પાસે આપવાનું બીજું કંઇ ન હોય ત્યારે તે તેઓને સુસલાહ આપે છે. તે સર્વ ગરીબોનો મહાન આશ્રયદાતા છે."

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, જેઓ તેમની ભરપૂરતાના દિવસોમાં એશઆરામમાં મશગુલ રહે છે, ગરીબોનો તિરસ્કાર કરે છે, અને પરમેશ્વરને વિસરી જાય છે, જેઓનાં હૃદયો એટલાં બધાં વજ્ર જેવાં થઈ ગયાં છે કે, તેમનામાં દયાનું નામ નથી, તેવા સર્વને તારા માર્ગ બતાવ. આમેન."

વિદ્યાર્થીઓને માટે પ્રાર્થનાપુસ્તક.

## ત્રીજું અઠવાડિયું, ચોથો દિવસ.

"આ સમયના ધનવાનોને તું આગ્રહપૂર્વક કહે કે તેઓ અહંકાર ન કરે, અને દ્રવ્યની અસ્થિરતા પર નહિ, પણ જે દેવ આપણા ઉપભોગને સારૂ ઉદારતાથી સર્વ આપે છે તેના પર આશા રાખે; તેઓ ભલું કરે, ઉત્તમ કામોરૂપી સમૃદ્ધિ મેળવે, અને ઉદાર તથા પરોપકારી થાય; ભવિષ્યને માટે પોતાને વાસ્તે સારા પાયારૂપી પુંજીનો સંગ્રહ કરે, જેથી જે ખરેખરૂં જીવન છે તે [જીવન] તેઓ ધારણ કરે." ૧ તીમો. ૬; ૧૭-૧૯.

આવી શિખામણ દરેક જમાનાને બંધબેસતી છે, એનું શું કારણ? કંઈક અંશે તે કારણ આવું નહિ હશે કે ગમે તે જાતની સત્તા, પછી તે રાજકીય સત્તા હોય કે સામાજીક પદવી, લોકપ્રિયતા કે ધન હોય પણ તે સંપાદન થયા પછી અધિક મેળવવાની તૃષ્ણા માણસમાં ઉત્પન્ન થાય છે? ફતેહ મેળવવાની ખાતરજ જો ફતેહ મેળવીએ તો પછી મનમાં તેનો લોભ ઉપજે છે. જો કોઈ માણસને ફતેહ મળીજ ન હોય તો તેને તે વગર ચાલે છે; પણ જો કોઈને થોડે અંશે પણ ફતેહ મળી તો કેફી પીણાની માફક તેને લત પડે છે, અને વધારે મેળવ્યા વગર તેને ચાલતું નથી; પ્રતિદિન તેનું પ્રમાણ વધતું અને વધતું જાય છે. આખરે તે એવા માણસોનો સંગી બને છે કે, જેઓના વિષે લખવામાં આવ્યું છે કે, "જેઓ ધનવાન થવાની ઇચ્છા રાખે છે, તેઓ પરીક્ષણમાં તથા ફાંદામાં... ..પડે છે" (૧ તીમો. ૬; ૯). પાઉલ પ્રેરિત એમ નથી કહેતો કે, "જેઓ ધનવાન છે તેઓ" પણ એમ કહે છે કે, "જેઓ ધનવાન થવાની ઇચ્છા રાખે છે, તેઓ."

ધનવાન થવાની ઇચ્છા રાખનારાને આ પ્રમાણે તૃષ્ણા રહે છે. ગમે તે ભોગે પણ તેઓને તો ધનવાન થવુંજ છે. ધન, સત્તા કે એવાં ગમે તે જાતનાં દાનોનો થોડોઘણો હિસ્સો તે આપણ સર્વને મળેલો છે; અને ખરૂં ખ્રીસ્તી ચારિત્ર તો આ નીચેની પ્રાર્થનામાં દર્શાવેલો ભાવ રાખવાથીજ આપણને પ્રાપ્ત થાય છે:

### પ્રાર્થના.

"હે મારા પ્રભુ, મને સારો માણસ બનાવ. હે મારા પિતા, મારૂં ગમે તે થાય તોપણ, તું મને ભોળો, પ્રમાણિક, દીન અને હિમ્મતવાન ખ્રીસ્તી બનાવ. એવું કર કે તારા સિવાય અન્ય કોઇની પ્રસન્નતા હું ન શોધું, અને તારામાં અને તારે અર્થે એ સિવાય બીજા કોઈ કાર્યમાં હું મારૂં હૃદય ન પરોવું. મારો ત્રાતા પ્રભુ, જે મારો સહાયક અને મારો માર્ગદર્શક છે, તેની સહાયથી હું મારા મરણ પહેલાં, હું જે શહેરમાં રહું છું તેને, અને ખાસ કરીને તેમાં રહેનારા ગરીબ અને દુ:ખિત લોકો, જેઓને માટે મારૂં હૃદય ખીન્ન થાય છે તેઓને આશીર્વાદરૂપ થાઉં, તેમ કર. આમેન."

નાર્મન મકલૌડ.

### ત્રીજું અઠવાડિયું, પાંચમો દિવસ.

આપણો તારનાર શાસ્ત્રીઓ અને ફરોશીઓ વિષે કેવું કહે છે, તેનો વિચાર કરીએ:

"લોકો તેઓને જુએ એવા હેતુથી તેઓ પોતાનાં સઘળાં કામ કરે છે; તેઓ પોતાનાં સ્મરણપત્રોને પહોળાં બનાવે છે, અને પોતાના ઝભ્ભાની કીનારી પહોળી રાખે છે. વળી જમણવારોમાં મુખ્ય સ્થાનો, તથા સભાસ્થાનોમાં મુખ્ય આસનો, તથા ચૌટાંઓમાં સલામો, તથા માણસ તેઓને રાબ્બી કહે, એવી તેઓ ઇચ્છા રાખે છે. પણ તમે રાબ્બી ન કહેવાઓ; કેમકે એકજ તમારો ગુરૂ છે, ને તમે સઘળા ભાઇઓ છો. પૃથ્વી પર તમે કોઇને તમારો પિતા ન કહો, કેમકે એક જે આકાશમાં છે તેજ તમારો પિતા છે. વળી તમે સ્વામી ન કહેવાઓ, કેમકે એક, જે ખ્રીસ્ત, તે તમારો સ્વામી છે, પણ તમારામાં જે સૌથી મોટો છે તે તમારો સેવક થાય. જે કોઇ પોતાને ઉંચો કરશે, તેને નીચો કરવામાં આવશે; અને જે કોઇ પોતાને નીચો કરશે, તેને ઉંચો કરવામાં આવશે." માત્થી ૨૩; ૫-૧૨.

શાસ્ત્રીઓ અને ફરોશીઓ તેમના વખતના અધિકારીવર્ગમાંના હતા. તેઓ સામાજિક પદવીવાળા, કેળવણી પામેલા, શિષ્ટાચારી, તથા જાહેર લાગવગ ધરાવનારા માણસો હતા. આ બધાંનું પરિણામ જેવું બીજા કોઈ પણ જમાનામાં આવે છે તેવુંજ તે વખતમાં પણ આવેલું આપણા પ્રભુએ જોયું: તેમનામાં એ બધાંથી

અહંકાર, અતડાપણું અને અભ્રાતૃભાવ આવ્યાં હતાં. કોઈ પણ જાતની ફતેહ, ચઢતી કે સત્તાને અંગે જે એક જોખમ રહેલું છે તે આ છે કે તેથી નમ્રતાનો નાશ થાય છે, અહંકાર ઉદ્દ્ભવે છે, અને ભ્રાતૃત્વનો ભંગ થાય છે. પ્રાચીન મેથોડિસ્ટ લોકો વિષે ડચેસ ઑવ્ બકિંગહામે લેડી હન્ટિંગડન પર આ પ્રમાણે લખ્યું હતું કે, "તેઓનો બોધ બહુજ નિન્દ્ય છે, અને તેઓમાં તેમના અધિકારીઓ પ્રત્યે અસભ્યતા અને બેઅદબી સમાએલી છે. કોઈને કહેવું કે, તમારૂં હૃદય પૃથ્વી પરનાં છેક નીચમાં નીચ મનુષ્યના હૃદય જેવું પાપી છે, એ તો બેહદ થઈ ગયું; એ તો અતિશય અપમાનસૂચક છે; છતાં આટલી ઉંચી પદવીનાં અને આટલી ઉચ્ચ કેળવણી પામેલાં આપ જેવાં બાનુ આવો મત માને. એ જોઈને મને બહુ નવાઈ લાગે છે."

## પ્રાર્થના.

"હે દીનોને કૃપા આપનાર પ્રભુ, તું અભિમાની માણસને માટે પણ કંઈક કર. મને નમ્ર અને આજ્ઞાંકિત બનાવ. મારામાંથી ગર્વ અને મગરૂરીનો આત્મા, મહત્ત્વાકાંક્ષા અને આપવખાણનો આત્મા, તેમજ મમતા અને મોજીલાપણાનો આત્મા દૂર કર; મને એવું શિખવ કે હુ મારા ભાઈ વિષે સારો વિચાર કરૂં, તેના વિષે હું સારૂંજ બોલું, તેનામાં જે જે લાયકાત છે તેને હું ચાહું, તેના વખાણમાં હું આનંદ પામું, તેની ચૂકોની હુ દરગુજર કરૂં, તેને જે જે કૃપાદાનો મળેલાં હોય તેને લીધે હું તારો ઉપકાર માનું, જે કંઈ સારૂં તેને પ્રાપ્ત થાય તેમાં હું આનંદ કરૂં, અને સર્વદા મારા પોતા કરતાં તેના વિષે હું સારૂંજ માનું અને બોલું.

હે પ્રભુ, અપ્રસિદ્ધ અને માનરહિત રહેવાને હું પસંદ કરૂં, એવું મને શિખવ; એવું કર કે મારાં પાપ અને મૂર્ખાઈને લીધે હું ખરેખરો દીન અને શરમિંદો થાઉં. જે ઠપકો મને મળે, તેને હું લાયક છું, એમ સમજીને તે શાંતિથી સહન કરવાનું મને શિખવ; વળી મને એવું શિખવ કે જે કંઈ માન મને મળે તેને હું લાયક નથી એમ સમજીને, હું તેનો સ્વીકાર ન કરૂં; જે કંઈ મારી પાસે હોય તે તારૂંજ છે એમ સમજીને તે હું તને પાછું આપું; ઠપકો આભારસહિત સહન કરૂં; અને મારા દોષ હું સત્વર સુધારૂં. અને જ્યારે નમ્રતાથી, ધૈર્યથી, પ્રેમથી અને ખંતથી તારી સેવા હું કરી રહું, ત્યારે મારા આ શરીરરૂપી પોશાકને બદલે તું મને અમરપણાનાં ઉજળાં વસ્ત્ર પહેરાવજે, મારા ઝંખવાણાપણાને બદલે તું મને મહિમા, અને મારી મૂર્ખાઈને બદલે પૂર્ણ જ્ઞાન આપજે, તથા મારી નિર્બળતાને અને અપમાનને ઈશ્વરના પુત્રોના સામર્થ્ય અને સૌંદર્યના રૂપમાં ફેરવી નાખજે. આમેન."

થોમસ આ કેમ્પિસ (૧૩૭૯-૧૪૭૧).

## ત્રીજું અઠવાડિયું, છઠ્ઠો દિવસ.

"ઈસુ આસપાસ જોઈને પોતાના શિષ્યોને કહે છે કે, જેઓની પાસે દોલત છે તેઓને દેવના રાજ્યમાં પેસવું કેટલું બધું અઘરૂં પડશે!

તેની વાતોથી શિષ્યો અચંબો પામ્યા. પણ ઇસુ ફરી ઉત્તર આપીને તેઓને કહે છે કે, છોકરા, દોલત પર ભરોસો રાખનારાઓને દેવના રાજ્યમાં પેસવું કેવું અઘરૂં છે! દોલતવાનને દેવના રાજ્યમાં પેસવા કરતાં ઉંટને સોયના નાકામાં થઇને જવું સહેલ છે. તેઓએ ઘણી અચરતી પામીને માહો-માંહે કહ્યું, તો કોણ તારણ પામી શકે? ઇસુ તેઓની તરફ જોઇને કહે છે કે, માણસોને તો એ અશક્ય છે, પણ દેવને નથી, કેમકે દેવને સર્વ શક્ય છે." માર્ક ૧૦; ૨૩–૨૭.

જેઓ વિપત્તિમાં આવી પડેલા હોય છે, છતાં ફતેહમંદ જીવન પ્રાપ્ત કરવાને શક્તિમાન થાય છે, તેઓને જોઈને આપણને નવાઈ લાગે છે. પણ ઈસુ તો જે માણસો સંપત્તિપૂર્ણ હોઈને ઉચ્ચ જીવન ગુજારનારા નીવડયા છે તેઓને જોઈને નવાઈ પામે છે. ફતેહ મેળવ્યા પછી પોતાને અંકુશમાં રાખવું, એ ખ્રીસ્તને મન માણસથી ભાગ્યેજ થઈ શકે એવું કાર્ય હતું. એબ્રાહામ લિંકન અને વિલ્યમ યુઅર્ટ ગ્લાડસ્ટન એકજ વરસે જનમ્યા હતા. તે બન્ને ખરા તથા નમ્ર ખ્રીસ્તીઓ હતા. તેમાંનો એક તો એક ઝુંપડામાં અને બીજો એક મહેલમાં જનમ્યો હતો. એક તો એટલો બધો ગરીબ હતો કે, જ્યારે પહેલવહેલો તે એક ડૉલર (આસરે ત્રણ રૂપિયા) કમાયો, ત્યારે તે દિવસને તે તેની જીંદગીમાં સર્વથી મહાન દિવસ ગણવા લાગ્યો. બીજો માણસ એટલો બધો શ્રીમંત હતો કે તેના જન્મથી તેના મરણ પર્યંત કોઈ પણ દિવસે તેને પૈસા સંબંધી કદી ચિંતા કરવી પડી નહોતી. એક તો એટલો બધો કમભાગ્ય હતો કે વાંચવાને વાસ્તે તેને પુસ્તકો માગી લાવવાં પડતાં અને ચુલાને અજવાળે તે તેમને વાંચતો. બીજો માણસ એવી સ્થિતિમાં હતો કે ઇંગ્લાંડની શાળાઓનાં સર્વ પુસ્તકો અને ઑક્ષફર્ડની ક્રાઈસ્ટ ચર્ચ કૉલેજનાં સર્વ પુસ્તકો જાણે તેનાંજ હોય. એક એવા દેખાવનો હતો કે તેના પ્રધાનમંડળમાંના એક સભ્યે એક વખત તેને વાંદરો એવું ઉપનામ કહીને બોલાવ્યો હતો. બીજાની તો યુરોપના સૌથી દેખાવડા પુરૂષોમાં ગણતરી થતી હતી. એકની પાસે શરૂ-આતમાં કંઈજ નહોતું; બીજાની પાસે જે જોઈએ તે બધું હતું. આ બન્ને સ્થિતિમાં તમે પોતાને મૂકો, અને પછી વિચાર કરો. જો દીનતા, ભ્રાતૃભાવ અને સેવામય ખ્રીસ્તી જીવન, એ તમારો આદર્શ હોય, તો એ આદર્શ પુર્ણ કરવાને ઉપરોક્ત બે સ્થિતિમાંથી કઈમાં તમે હો તો તમને વધારે મુશ્કેલીઓ નડે?

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, અમારામાંથી સર્વે અહંકાર, ગર્વ, આપવડાઈ, અને ઉદ્ધતાઈ દૂર કર; અને અમને એવી હિમ્મત આપ કે જે નમ્રતામાં દેખાય, એવું જ્ઞાન આપ કે જે સાદાઈ અને ભોળપણમાં દેખાય, અને એવી શક્તિ આપ કે જે વિનયમાર્ગે બહાર આવે."

ચાર્લ્સ કિંગ્સલે.

## ત્રીજું અઠવાડિયું, સાતમો દિવસ.

"કેટલાએક પોતાના વિષે અભિમાન રાખતા હતા કે અમે ન્યાયી છીએ, ને બીજાઓને તુચ્છકારતા હતા, તેઓને પણ તેણે આ દૃષ્ટાંત કહ્યું કે, બે માણસ પ્રાર્થના કરવા સારૂ મંદિરમાં ગયા; એક ફરોશી હતો અને બીજો દાણી હતો. ફરોશીએ ઉભા રહીને પોતાના મનમાં પ્રાર્થના કરી કે, ઓ દેવ, બીજા માણસોના જેવો જુલમી, અન્યાયી, વ્યભિચારી અથવા આ દાણીના જેવો હું નથી, માટે હું તારી ઉપકારસ્તુતિ કરૂં છું. અઠવાડિયામાં હું બે વાર ઉપવાસ કરૂં છું, અને મારી બધી આવકનો દસમો ભાગ આપું છું. પણ દાણીએ વેગળે ઉભા રહીને પોતાની આંખો આકાશ તરફ ઉંચી કરવા ન ચહાતાં છાતી કુટીને કહ્યું કે, ઓ દેવ, હું પાપી છું, મારા પર દયા કર. હું તમને કહું છું કે, પેલા કરતાં એ માણસ ન્યાયી ઠરીને પોતાને ઘેર ગયો; કેમકે જે કોઇ પોતાને ઉંચો કરે છે તેને નીચો કરવામાં આવશે, અને જે પોતાને નીચો કરે છે તેને ઉંચો કરવામાં આવશે." લુક ૧૮; ૯–૧૪.

ફતેહમંદ તથા સમૃદ્ધિવાળા જીવનનું આખરનું પરિણામ આ દૃષ્ટાંતમાં દર્શાવવામાં આવ્યું છે. ફરોશીને પોતાના અભિમાનમાં અને આત્મસંતોષીપણામાં પ્રભુની તેને જરૂર છે કે નહિ, એ વિષે કંઇ ભાનજ નથી. શું આપણે પણ ઘણી વાર મનમાં એવું નથી માનતા કે, ધર્મ તો દુષ્ટ અને દુર્બળને માટે છે! દુ:ખીને તે દિલાસો આપે છે, દરદીને તે ધૈર્ય આપે છે, દોષિતને તે ક્ષમા બક્ષે છે, અને મરણની અણીપર આવેલાઓને તે આશા આપે છે; દુર્બળતાને માટે જાણે કે ધર્મ ઔષધ છે, અને તંદુરસ્ત, ભાગ્યશાળી, અને આબરૂદારને જાણે કે ધર્મની જરૂર નથી. માંદા વૈદને બોલાવે છે, તેમજ લોકો જ્યારે કોઇ પ્રકારની હરકતમાં આવી પડે છે, ત્યારે તેઓ ધર્મ પ્રતિ વળે છે. ધર્મ દુ:ખને નરમ પાડી નિદ્રા આણનાર આસવ જેવો છે; તે માણસને સાંત્વન આપે છે.

આ પરિચિત વિચારની સાથે જે વિષે આ અઠવાડિયે આપણે વિચાર કરીએ છીએ તેને સરખાવતાં માલમ પડે છે કે વિપત્તિ કરતાં સંપત્તિ ઘણાં માણસનાં ચારિત્રને વધારે હાનિકર્તા છે. દરેક જમાનામાં પુષ્કળ માણસો નિરૂપયોગી થઈ પડે છે, એનું કારણ તેઓની દુર્બળતા નથી, પણ એજ છે કે જે બળ તેમને સોંપવામાં આવેલું છે તેનો તેઓ યોગ્ય વહિવટ કરી શકતા નથી. ખરી અને સત્ય વાત એ છે કે બીજા કોઈ પ્રસંગ કરતાં આપણને જ્યારે સર્વ અનુકૂળ હોય છે અને આપણે સુખી હોઈએ છીએ ત્યારેજ આપણને ઉંડા, ખાતરીવાળા અને જીવંત

આત્મિક જીવનની જરૂર છે. ખરા ખ્રીસ્તી થવાની ઇચ્છા રાખનાર સશક્ત જનોની દુર્બલો પ્રત્યે જે જે ફરજો છે તેનો અભ્યાસ કરતાં આપણે આ વાત ધ્યાનમાં રાખવી જોઈએ.

## પ્રાર્થના.

"હે પ્રભુ, તું જાણે છે કે અમે એટલાં બધાં અને મોટાં જોખમોમાં મૂકાએલાં છીએ કે અમારા સ્વભાવની નબળાઈને લીધે અમે તેમાં સ્થિર રહી શકતાં નથી; અમને એવું બળ આપ, અને અમારૂં રક્ષણ એવી રીતે કર કે જેથી અમને સર્વ જોખમોમાં આધાર, અને સર્વ પરીક્ષણોમાં વિજય મળે. અમારા પ્રભુ ઈસુ ખ્રીસ્તની ખાતર અમારી પ્રાર્થના સાંભળ. આમેન."

સાધારણ પ્રાર્થનાપુસ્તક, ૧૬૬૨.

## અઠવાડિયાનું વિવેચન.

૧. સેવાના વિષયમાં જે બાબત આપણને ઉંડા ઉતારે છે, તે તો માણસોની ભિન્ન ભિન્ન સ્થિતિ છે. વ્યક્તિસ્વાતંત્ર્યના સિદ્ધાંતનો આપણે ગમે તેવો અર્થ કરીએ, પણ એટલું તો સ્પષ્ટ છે કે જન્મથીજ માણસોની સ્થિતિ ભિન્ન ભિન્ન છે. બધા માણસોને જન્મસિદ્ધ હકથી એકસરખીજ તકો મળવી જોઇએ કે તેઓ મોટ-પણે જેવા થવાય તેવા થાય. પણ આ સિદ્ધાંતથી એ ખરી સમાનતા આવી જાય એવું નથી. ગમે તેમ કરીએ તોપણ સશક્ત અને અશક્તોને એકત્ર રહ્યા વગર ચાલે તેમ નથી.

માણસો **કાર્યશક્તિમાં** એક સરખા નથી. ધારો કે પ્રભુ ઉપરથી ધનનો વરસાદ પાડે, વળી ધારો કે તે સર્વને એકસરખું મળે, તો થોડીવાર સુધી આર્થિક સમાનતા કદાચ દેખાય, પણ થોડીવાર પછી અસમાન શક્તિને લીધે કેટલાએકના હાથમાં વધારે ધન આવી જાય છે, અને બીજા તો પહેલાંના જેવા નિર્ધનજ રહે છે.

માણસો વળી **માનસિક શક્તિમાં** એક સરખા નથી. ધારો કે એક કુટુંબમાં આઠ છોકરાં છે, તેમાંનું કોઈ કોઈ પણ જાતની પ્રસિદ્ધિ પ્રાપ્ત કરતું નથી; પણ તે કુટુંબમાં એક નવમું બાળક જન્મે, તે મોટા થયે સાધુ સુંદરસિંગ જેવા પ્રખ્યાત નીવડે, એનું શું કારણ છે? આ પ્રશ્નનો ઉત્તર આપવો ઘણોજ મુશ્કેલ છે. પણ એટલું જણાય છે કે, કેટલાક માણસની માનસિક શક્તિઓ બીજાઓના કરતાં ઘણીજ તીવ્ર હોય છે. અને તેઓને કામમાં લઇ તેઓ ઉચ્ચ સ્થિતિને પામે છે; બીજાઓ એમ કરવા જતાં ઉલટુંજ પરિણામ જુએ છે.

માણસો **આત્મિક શક્તિઓમાં** સરખા નથી. સર્વ માણસોને એટલી શક્તિ તો છે કે જો તેઓ પવિત્ર આત્માને તેમનાં જીવનો પર અસર કરવા દે તો તે તેઓનું રૂપાંતર કરે. પણ આ શક્તિના પ્રમાણમાં તફાવત છે. કેટલાકની શક્તિ તો

નાના ટાંકાના જેટલી, અને કેટલાકની તો મહાસાગરો જેટલી છે. અંતિમ ભવિષ્યમાં શું શું થવાનું છે, તે ગમે તેમ હોય, પણ પૃથ્વી પર તો આપણે એવું જોઇએ છીએ કે જે મહાન પુરૂષોની મારફતે પ્રભુ પોતાનું ખાસ પ્રકટીકરણ કરે છે તેવાં મનુષ્યો અને હરેક પ્રકારનાં સાધારણ મનુષ્યો સૌ સાથે સાથેજ રહે છે.

પૃથક પૃથક વ્યક્તિઓના જેવીજ વાત મનુષ્યમંડળોની પણ છે. માણસોની જુદી જુદી જાતિઓ એક સરખી નથી; જેમ જોડભાઇઓમાંનો એક તો પ્રખ્યાત નીવડે છે, અને બીજો ડોઠ રહે છે, અને એનું કારણ આપણે સમજી શકતા નથી, તેમ જુદી જુદી જાતિઓની અસમાનતાનું કારણ આપણાથી સમજાતું નથી. પણ આટલું સ્પષ્ટ છે કે, કેટલીક જાતિઓ એવી છે કે તેમને પૃથ્વીના પડ પર ગમે ત્યાં મૂકવામાં આવે, તોપણ તેઓ સત્વર સાબુત રાજ્ય સ્થાપી, નિયમો બાંધી તે પ્રમાણે રહે છે. બીજી કેટલીક જાતિઓ એવી છે કે, જેઓને એકને એક જગામાં રહેતાં હજારો વર્ષો વીત્યા હોય, તોપણ તેઓ કોઇ બીજાની મદદ સિવાય સંગીન રાજબંધારણ બાંધી શકતી નથી. આ મુશ્કેલ કોયડાનો ઉકેલ ગમે તેવો હોય, પણ તે વાત તો સ્પષ્ટજ છે સશક્ત અને અશક્ત, પછી તે વ્યક્તિઓ હોય કે જાતિઓ હોય, પણ તેઓને આ પૃથ્વી પર એકઠાજ રહેવું પડે છે. વળી આપણ સર્વે આ ગુંચવણભરેલી સ્થિતિમાં આવી પડેલાં છીએ. કોઈ પણ એટલો બધો અશક્ત નથી કે તે બીજાને સશક્તની ગરજ સારી ન શકે. નાનાં બાળકોનો દાખલો લો: તેઓ પુખ્ત ઉમ્મરનાં માણસો પર આધાર રાખે છે. આપણા મિત્રોના વિચાર કરો. તેઓ આપણા પર જ્યારે વિશ્વાસ રાખે છે ત્યારે તેઓના કલ્યાણ અને સુખની વ્યવસ્થાની બાબતમાં તેઓ આપણને ઘણોજ વગ આપે છે.

સશક્તના અશક્ત પ્રત્યેના સબંધ પર આપણે ખાસ ધ્યાન દેવાની જરૂર છે, કારણકે એ સબંધ તો માણસના મોટામાં મોટા દુ:ખનું મૂળ છે. નબળાઓને દ્રાક્ષની પેઠે નીચોવીને બળવાના દ્રાક્ષરસની પેઠે તેમનું લોહી પી જાય છે. એ બધું પ્રભુ કેટલા બધા લાંબા સમયથી સાખતો આવ્યો છે! બાઈબલમાં ઠેકાણે ઠેકાણે નબળાઓ પર કરેલા જુલમને લીધે જબરાઓ પર પ્રગટાવવામાં આવેલા કોપની વાત આવે છે. ફારૂન ઈસ્રાએલી લોકો પર જે જુલમ ગુજારતો હતો તેનો પરોક્ષ રીતે પણ મુસા ભાગીદાર ન બને માટે તે પોતાની પદવી અને ઈલકાબને તુચ્છ ગણીને ચાલ્યો જાય છે. દાઉદની પાસે પુષ્કળ ઘેટાંબકરાં હોવા છતાં, તેના ઘેર આવેલા મહેમાનની આગળ પીરસવાને તેણે તેના પાડોસીની એકનીએક ઘેટી છીનવી લીધી, તે જોઈને નાથાન પ્રબોધક દાઉદ ઉપર વિજળીની માફક ઉતરી પડે છે (૨ શમૂએલ ૧૨; ૧-૧૫). યશાયાહ પ્રબોધક કહે છે કે, “તમે કેમ મારા લોકને છુંદી નાખો છો, ને દરિદ્રીઓને નીચોવીને હેરાન કરો છો?” (યશા. ૩; ૧૫). વળી આમોસ પણ કહે છે કે, “હે ..ગરીબો પર જુલમ કરનારી, દરિદ્રીઓને કચરી નાખનારી . બાશાનની ગાયો” (આમોસ ૪; ૧). તેમજ વિધવાઓનાં ઘર ખાઇ જનાર તથા ઢોંગની પ્રાર્થના કરીને પોતાના દોષ ઢાંકવાને પ્રયત્ન

કરનાર લોકો પર આપણો પ્રભુ કેટલો બધો કોપ પ્રગટાવે છે, અને તેમને તિરસ્કારી કાઢે છે!

૨. કોઇ પુછે કે, ખ્રીસ્તી ધર્મ આ મુશ્કેલ સંબંધનું નિરાકરણ કેવી રીતે કરે છે, તો પાઉલ પ્રેરિત આખા નવા કરારનો સારાંશ એક વાકયમાં આપે છે કે, "અશકતોની નિર્બળતાને સહન કરવી, અને પોતાની ખુશી પ્રમાણે ન કરવું, એ આપણ શક્તિમાનોની ફરજ છે" (રૂમી. ૧૫; ૧). શકિતમાનો અશકતોના બોજા સહન કરે, આના કરતાં બીજો કયો સિદ્ધાંત જનસમાજમાં વધારે ઉથલપાથલ કરનાર હોઈ શકે! અશકતો, અરક્ષિતો અને નાની વયનાં અને ઓછી અક્કલનાં માણસો હમેશાં શકિતમાનોના ભક્ષ થઇ પડેલાં હોય છે. અશકતોને નિર્દયતાથી હણવામાં આવ્યા છે, ખાખાવીખી કરી નાખવામાં આવેલા છે, અને તેમને કચરી નાખવામાં આવ્યા છે, એટલા માટે કે એવી રીતે તૈયાર થએલી ભૂમિ પર શકિતમાનો જડ ઘાલે. ઇતિહાસમાં સૌથી શોકજનક વાત તો એ છે કે સશકતોએ અશકતો પર કેર વર્તાવેલો છે, તેઓને ચુસી ખાધા છે, અને તેમની મહેનતનું ફળ પણ તેમને ચાખવા દીધું નથી; વળી સબળોએ બેશરમ નિર્દયતા વાપરવામાંજ પોતાની શક્તિનો ઉપયોગ કરેલો છે. એક રૂમી અમલદારે એક વખત પોતાના પળભરના તરંગી વિચારને સંતોષવાની ખાતર બે હજાર ગુલામોને વધસ્તંભે જડી મારી નંખાવ્યા!

ખરેખર, આધુનિક જમાનામાં વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન શાસ્ત્રોએ સિદ્ધાંત તરીકે શિખવ્યું છે કે, બળવાનોનો નિર્બળો પર આવો હક છે. "જીવનવ્યવહારનો ઝઘડો" અને "આય તેની વાય" વગેરે સિદ્ધાંતો બળવાનોનેજ રૂચતા આવે છે. અને એ સિદ્ધાંતોને સર્વ મનુષ્યો આચરે, એવો મત પણ ફેલાતો જાય છે. સૃષ્ટિમાં ઉપયોગીપણાનો કોઇ નિયમ ચલિત છે કે નહિ તે જોવાને બદલે માણસો સ્વાર્થ અને યુદ્ધનો નિયમ લઇ રહ્યા છે. જંગલમાંનું મોટું, ઉંચું વૃક્ષ તેની નીચે ઉગેલા નાના છોડવાની દરકાર કરતુંજ નથી; પણ ઉલટું તે તો તેને ચગદી નાખે છે, તેનું પોષણ તે પોતે લઈ લે છે, તેના પર વણછો કરે છે, તેને કહોવાડી દે છે, એ બધું એટલાજ માટે કે, બળવાન વૃક્ષ બળવત્તર બને. માળી જ્યારે તેની વાડીમાંનાં ફુલઝાડો પર કોઈક ઠેકાણે સારી ખીલેલી કળીઓ, અને કોઈક ઠેકાણે નબળી અને ચીમળાએલી કળીઓ જુએ છે, ત્યારે તે નબળીને કાપી નાખે છે, કે જેથી સારી કળીઓ વધારે ખીલે. એવા માણસને સર્વેનું કલ્યાણ ઈચ્છનાર પ્રજાહિતેચ્છુ કહી ન શકાય, કારણ કે તે તો થોડા મોટા મનાતા માણસોને સંતોષવાને ઘણાઓનો ભોગ આપે છે. માણસો પ્રત્યે દયાભાવ રાખવો એવો તેનો સિદ્ધાંત નથી; આવો મત આજે વિચાર અને આચારમાં ઘણો પ્રવર્તેલો છે, એ શોચનીય છે, અને તેનાં પરિણામ અતિ દુ:ખકારક છે. નિત્શે નામનો જર્મની દેશનો એક નાસ્તિક લેખક, જે કારણને લીધે આપણે ખ્રીસ્તી સુવાર્તાને વખાણીએ છીએ તેજ કારણને લીધે તેને વખોડી કાઢે છે. તે કહે છે કે, "ખ્રીસ્તી ધર્મ માણસજાત પર

પડેલો સૌથી મોટો શાપ છે, હા, તે તો એક મોટામાં મોટી આત્મિક બદી છે." તેનું કહેવું વાસ્તવિક છે કે, વ્યક્તિગત, આર્થિક અને રાજકીય મનુષ્યપ્રદેશો એવા સિદ્ધાંતો પર રચાએલા છે, કે જે ખ્રીસ્તી સિદ્ધાંતોની છેક વિરૂદ્ધ છે.

આવા દુષ્ટ સિદ્ધાંતનો પ્રત્યુત્તર કાબેલ વિજ્ઞાનશાસ્ત્રીઓ વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિએજ આપી રહ્યા છે. સત્ય વાત એ છે કે, જંગલનાં વૃક્ષોમાં પણ સહકાર અને વિરોધભાવ સાથે સાથેજ રહેલા જણાય છે. વળી પ્રાણીઓના જીવન પરથી સ્પષ્ટ જણાય છે કે, આય તેની વાય કરતાં અન્યોન્ય સહાયતાના ગુણથી પ્રાણીઓની ઘણી જાતો અદ્યાપિ ટકી રહેલી છે. મધમાખીઓ જેવી નબળી જાત હજી હૈયાત છે; જ્યારે સૌથી મહાન મગરમચ્છનો વંશ નાશ પામ્યો છે. કુદરતમાં પણ વિરોધ અને સંહાર પ્રકટ છે, પણ સૃષ્ટિની શરૂઆતથીજ અન્યના હિતનો વિચાર જોવામાં આવે છે, અને જેમ જેમ જીવન ઉચ્ચ પ્રકારનું થતું જાય છે તેમ તેમ પશુબળ કે જંગલીપણું ઓછું થતું જાય છે, અને જીવનની પ્રગતિ સહકાર પર વિશેષ આધાર રાખતી થાય છે. પ્રાણીઓની ઉત્પત્તિના સંબંધમાં થોડીએક બાબતો પરથી 'આય તેની વાય' એ સિદ્ધાંત ખરો ઠરતો જણાય છે; પરંતુ જીવનનો આખો ઇતિહાસ કે ક્રમ, જેથી આત્મિક શક્તિઓ શિખરે ચઢી છે, અને જે પરથી અન્યોન્ય સહાયતા અને અન્યોન્ય હિતેચ્છા પર જીવનના કાયમીપણાનો અને કિમ્મતનો આધાર રહેલો છે, તે પરથી એવું જણાય છે કે, તે ઉપરોક્ત સિદ્ધાંતથી તદ્દન ઉલટો છે.

પણ ખ્રીસ્તી ધર્મ વિજ્ઞાનશાસ્ત્રની આવી અન્યોન્ય વિરૂદ્ધતાદર્શક દલીલોના નિરાકરણની રાહ જોઇ બેસી રહ્યા નથી. એ તો પ્રેમથી ઉશ્કેરાઇને આ મુશ્કેલ સવાલના અભ્યંતરમાં ઉતરી ગયો. પ્રચલિત ખ્રીસ્તી ધર્મમાં ઘણી એવી બાબતો છે, કે જે વિના આપણને ચાલે, જેમકે, ભિન્નભિન્ન મતો, સંસ્થાઓ, કર્મક્રિયાઓ વગેરે. તે જ્યારે જતાં રહેશે ત્યારે દુનિયા કહેશે કે, એ ગયું તો ઠીક થયું. પણ ખ્રીસ્તી ધર્મમાં ઘરના મુખ્ય થાંભલા જેવો જે સિદ્ધાંત છે તે તો એ છે કે, સબળોએ નિર્બળોની સહાયતા કરવી જોઇએ.—"તે ધનવાન છતાં તમારે લીધે દરિદ્રી થયો, એ માટે કે તમે તેની દરિદ્રતાથી ધનવાન થાઓ" (૨ કોરીંથી. ૮; ૯)—આ તો આખા ખ્રીસ્તી ધર્મનો સારાંશ છે. જ્યાં ખ્રીસ્તી ધર્મના અનુસંગીઓ આ સારાંશનું પાલન કરે છે ત્યાં ત્યાં શક્તિવાનો અશક્તોની સહાય કરે છે. ખરી વાત કે, સ્વભાવ કે બીજા સંજોગોદ્વારા દુર્બળતાને વંશપરંપરા ઉતરી આવતી કે ઘર ઘાલતી અટકાવવી જોઇએ, પણ હાલમાં જે અશક્તો હૈયાત છે, તેઓને તો ખ્રીસ્તી ધર્મ પ્રમાણે નિરાશામાં ડુબવા દેવા જોઇએ નહિ. ફાધર ડામિયને રક્તપિત્તીઆની સેવા કરવામાં પોતાનો પ્રાણ આપ્યો; જોન હૌવર્ડે કેદીઓની દશા સુધારવાના ભગિરથ પ્રયત્નોમાં આખા યુરોપનાં ભુંડામાં ભુંડાં કેદખાનાંઓની મુલાકાત લીધી; યુગાન્ડાના જંગલી અને અણસુધરેલા લોકોને સુધારવાને માકેએ ત્યાં જઈને પ્રાણ આપ્યો; વિલ્યમ બુથે ઇંગ્લાંડના સૌથી ગંદા ભાગમાં જઈને

લાખો લોકોના ઉદ્ધાર માટે એક નવો માર્ગ શોધી કાઢયો; આવાં આવાં અનેક કાર્યો ખ્રીસ્તી ધર્મનાં યોગ્ય ફળો છે. આ સિદ્ધાંતે માણસજાતના સામાન્ય વિચારમાં એટલે અંશે પ્રવેશ કર્યો છે કે તે આજે સુવ્યવસ્થિત રાજ્યનો એક નિયમ થઈ પડયો છે. લૉર્ડ આસ્કિવથે ઠીક કહ્યું છે કે, "કોઈ પણ દેશમાં સૌથી નબળા અને કમનસીબોને કેટલી અધમ સ્થિતિ સુધી નીચા પડવા દેવામાં આવે છે, એ પરથી તે દેશની સંસ્કૃતિની કસોટી થાય છે."

૩. હવે આપણે કેટલીક એવી બાબતો કે જે પરથી ખ્રીસ્તી ધર્મનો આ કેન્દ્રરૂપ સિદ્ધાંત વાજબી ઠરે છે તેનો વિચાર કરીએ. પ્રથમ તો એ કે, જો આપણે આખી મનુષ્યકોમના ઇતિહાસનું દિગ્દર્શન કરીએ તો સ્પષ્ટ જણાય છે કે, મૂળ સ્થિતિ તરફ જોતાં શક્તિવાનો અને અશકતો સર્વ એકજ આદિ અવસ્થામાંથી ઉતરી આવેલા છે; માત્ર એટલુંજ કે, જેઓ કોઇ પણ રીતે વધુ શક્તિવાન છે, તેઓ બીજાઓના કરતાં સહેજ વધારે આગળ ગએલા છે. આપણું બળ આપણી મરજી મુજબ વાપરવાને આપણને આપવામાં આવેલું નથી. આપણને આખી મનુષ્ય-જાતિના ભલાને માટે જે લાભ મળેલા છે, તેના માત્ર આપણે કારભારીઓજ છીએ.

અંગ્રેજી ભાષા બોલનાર કોઈ ખ્રીસ્તી કોઈ તદ્દન મનુષ્યાહારી માણસને જોઈને તેને છેક ક્ષુદ્ર ગણીને તિરસ્કારે, અને એવાને માટે કંઈ પણ કરવું નકામું છે, એમ ગણે, એ સ્વાભાવિક છે. પણ આવા માણસે ચોથા સૈકાના ખ્રીસ્તી વિદ્વાન જેરોમના શબ્દો વાંચવા જોઈએ; "જ્યારે હું મારી નાની વયમાં ગાલ (હાલનું ફ્રાન્સ) દેશમાં રહેતો હતો, ત્યારે મેં બ્રિટનમાંના સ્કૉટિશ લોકોને માણસનું માંસ ખાતા જોયા હતા. તેઓની પાસે પુષ્કળ ઢોર અને ઘેટાં હતાં તો પણ તેઓ ભરવાડની જાંગ કે કોઈ સ્ત્રીની છાતીનો ટુકડો ખાવાનું વધારે પસંદ કરતા." આપણા બાપદાદાઓ પણ જંગલી હતા, પણ આપણે એ જંગલીપણાના કીચડ-માંથી નીકળીને બીજાઓ કરતાં જરા આગળ પડયા છીએ, તે શું આપણી કોઈ ખાસ લાયકાતને લીધે છે?

અથવા તો ચાલુ જમાનાનો કોઇ માણસ, જેને આ છેલ્લા થોડા જમાનામાં થએલી વૈજ્ઞાનિક શોધખોળનો લાભ મળેલો છે, તે આફ્રિકાના જંગલી લોકોના સંબંધમાં લખવામાં આવેલું કોઇ મિશનેરીનું પુસ્તક વાંચે, તો તેમાં લખેલી ભૂત, ડાકણ વગેરેમાં તે લોકોની માન્યતા જોઈને તેને લાગશે કે, આવા લોકોમાં ખ્રીસ્તી ધર્મ પ્રગટ કરવો એ કાળ અને શકિતનો નકામો વ્યય છે. પણ મોન્ટેઈન નામના ફ્રેન્ચ લેખકે મનુષ્યજાતને માટે સોળમા સૈકામાં જે લખ્યું છે, તે વાંચ-વાથી ઉપરોક્ત શંકા અસ્થાને લાગશે; "સાધારણ માણસો જાદુવિદ્યા, વગેરે માનવાનું છેક બંધ કરે એવો દિવસ તો કદી આવવાનો નથી. આપણી સોળમી સદીના વકીલો અને ન્યાયાધીશો, જેઓને સાચાજુઠાની પારખ છે, વળી જેઓએ વિજ્ઞાનનું જ્ઞાન પણ સંપાદન કરેલું છે, તેઓ જો ઠગાઇને કોઇ કદી ન કરે એવા ગુન્હાઓને માટે હજારો માણસોને મોતની શિક્ષા ફરમાવે છે, તો સાધારણ માણસો

તેવી ભૂલ કરે, એમાં શું આશ્ચર્ય !" જે વહેમોના બંધનમાં હજી હજારો અને લાખો માણસો છે, તેમાંથી મુક્ત થતાં આપણને વાર થઈ નથી, તો પછી એવો ખોટો અભિમાન રાખવો, એ શું આપણને છાજે છે?

આવા દાખલાઓ તો અનેક આપી શકાય. બધી જાતિઓ, જે આગળ વધેલી છે, તે ગમે તેટલી આગળ વધેલી હોય, તો પણ તે માત્ર આખી મનુષ્ય-જાતિનો એક આગળ વધેલો ભાગ છે. કેટલાક લોકના અજ્ઞાનને જોઇને આપણને હસવું આવે ત્યારે આપણે એ યાદ રાખવું જોઈએ કે સો કે બસો વર્ષ પહેલાં આપણા લોકની પણ એવીજ સ્થિતિ હતી; તેમજ કેટલાક લોકોમાં આજે પોતાનાં બાળકોનો ભોગ અપાતો જોઈને આપણે ત્રાસી જતા હોઈએ તો આપણે ભુલવું ન જોઇએ કે પૃથ્વી પરના લગભગ બધા લોકની સ્થિતિ અમુક કાળે તેવીજ હતી. શાસ્ત્રમાં એક સિદ્ધાંત આપેલો છે, તે એટલો સરળ અને દયાપૂર્ણ છે કે, કોઇ ખુલ્લા દિલવાળા માણસને તે કબૂલ કર્યા વિના ચાલે નહિ. જે મુશ્કેલીઓમાં આપણે પડેલા હતા, તેમાં જે માણસો હજી તરફડીયાં મારે છે, તેઓ પર દયા દર્શાવવાને આપણે બંધાએલા છીએ. "તમારે પરદેશી પર પ્રીતિ રાખવી, કેમકે તમે પણ મિસર દેશમાં પરદેશી હતા" (પુન. ૧૦; ૧૯).

જો કોઇ ઘરમાં બે છોકરાં સાથે ઉછરતાં હોય તો ખ્રીસ્તી ધર્મમાં બતાવેલા સિદ્ધાંત સિવાય બીજા કયા સિદ્ધાંત પર તેમને ઉછેરવાથી તેમનો સંબંધ નિયંત્રિત કરી શકાય? આ બેમાંનું એક છોકરૂં સમજણું અને શક્તિવાળું થાય છે. બીજું હજી અણસમજુજ છે. જો મોટું છોકરૂં પોતાની શક્તિઓ નાના છોકરાને કનડવામાં વાપરે, તો તેમનો બાપ નારાજ થઈને નહિ કહે કે, "તમે બન્ને એકજ ઘરમાં સાથે સાથે ઉછરો છો." પછી મોટાને સંબોધીને શું તે નહિ કહે કે, તું જરા આગળ પડયો છે; પણ એમાં તારે કંઈ અભિમાન કરવા જેવું નથી; કારણ કે તું મોટો છે. વળી તારૂં વડપણ તે કંઈ ફુલાઇ જવાને માટે નહિ, પણ સેવાને સારૂ છે; આખા કુટુંબની ખાતર તું તેનો કારભારી છે."

કોઈ પણ ઘર કે કુટુંબ આ સિવાય બીજા કોઈ પણ નિયમ પર ચલાવી શકાતું નથી. પ્રભુ પણ એજ નિયમને અનુસરીને દુનિયા ચલાવે છે. બળવાનોએ પોતાનું બળ નિર્બળોની સેવામાંજ વાપરવું જોઈએ, કારણ કે જે કંઈ હક, સત્તા વગેરે આપણને મળ્યાં હોય તે બધાં આખી મનુષ્યજાતિને માટે આપણને મળેલાં છે, અને આપણે તો તે દાનોના કારભારી છીએ.

૪. આ ખ્રીસ્તી સિદ્ધાંતનું બીજું એક કારણ પણ છે, કે જેને લઈને સૌથી બળવાનોએ સૌથી નબળાઓની સેવામાં પોતાનું બળ વાપરવું જોઇએ, એટલે **અશક્તોની સેવા કરવામાં જે ભોગ આપવામાં આવે છે તે નિષ્ફળ જનાર નથી.** આપણા તારનારનું જીવન આ વિશ્વાસ પર રચાએલું છે. ધારો કે વાજીંત્રોની હરાજીમાં કોઈ ભાંગીતુટી, બગડી ગએલી વાંસળી બહુ જુજ કિમ્મતે વેચાઈ ગઈ. પછી તેનો ખરીદનાર તેને સાફસુફ કરી, તેને બનાવનારનું નામ જુએ,

અને પછી તેની ફરી હરાજી કરી તેને ઘણી કિમ્મતે વેચે. વળી એજ વાંસળીની માગણી કોઇ પ્રખ્યાત વાંસળીનો ઉસ્તાદ કરે તો તેની કિમ્મત કેટલી બધી ચઢી જાય. એજ પ્રમાણે ઈસુ ખ્રીસ્તે ધિક્કારાએલાં મનુષ્યોની નવી કિમ્મત આંકી. ઈસુ ખ્રીસ્તના વખતમાં કેટલાંક માણસો એટલાં બધાં હલકાં ગણાતાં હતાં કે જાણે તેમની કંઇ કિમ્મતજ ન હોય; પણ આપણા પ્રભુએ પોતાના પ્રાણથી તેમની કિમ્મત આંકી. એમ કરતાં ખ્રીસ્તને ભલે કાંટાનો મુગટ, ભાલો અને વધસ્તંભ વેઠવાં પડયાં હોય, પણ ઇસુને મન તો એવું હતું કે, કોઇ પણ વ્યક્તિ ગમે તેવી બેહાલ થઇ ગએલી હોય, તો પણ તેને માટે એ બધું વેઠવું યોગ્યજ હતું. જ્યાં જ્યાં ખ્રીસ્તી ધર્મ ગયો છે, ત્યાં ત્યાં તેનું પરિણામ એ આવ્યું છે કે, સર્વ કોઇ જાતનાં માણસો સેવાનાં પાત્રો ગણવામાં આવે છે, અને એ વિશ્વાસ પર તેમની સેવા કરવામાં આવે છે.

આખી માનવજાત ઘણી મૂલ્યવાન છે, અને બધાં માણસોમાં અવિકાસિત શક્તિઓ રહેલી છે, એવી આ ખ્રીસ્તી માન્યતા માત્ર એક મત તરીકે સાબીત કરવાની નથી, પણ તે તો કાર્યમાં એટલા મોટા પ્રમાણમાં સિદ્ધ કરવામાં આવી છે કે, જેનો ખ્યાલ કોઇકનેજ આવી શકે. **સંસ્કૃતિના પ્રચારથી** તે સિદ્ધ થાય છે. પહેલાં ગ્રીક લોકો તેમના સિવાયના બીજા લોકોને જંગલી લોકો (બર્બરો) ગણીને ધિક્કારતા હતા; પણ પછી મહાન સિકંદરે એવા જંગલી લોકોને જીતી લઈને ગ્રીક અને બર્બર લોકોના જ્ઞાનને એકત્ર કર્યું. આવું થયા પછીજ જણાઈ આવ્યું કે આ જીતાએલા લોકો બધી ગ્રીક વિદ્યા સંપાદન કરી શકે એવા હતા, અને થોડાંજ સૈકાંમાં પૃથ્વીના જ્ઞાનના મુખ્ય મથક તરીકે ગ્રીસમાંનું આથેન્સ મટીને આફ્રિકામાં આલેકઝાન્ડ્રીઆ બન્યું. તેવીજ રીતે આપણા પોતાના સમયમાં હિન્દુસ્તાનના આર્ય લોકો બીજા લોકોને મ્લેચ્છ ગણીને તિરસ્કારતા હતા, પણ જ્યારે તેઓ તેમના નિકટ સંબંધમાં આવ્યા, ત્યારે તેમને તેમની પાસેથી ઘણું શીખવાનું મળ્યું. આ બધું જોવાથી કોઇ પ્રજાનો કે જાતિનો ગર્વ રહેતો નથી, અને સૌને માણસજાતમાં એકજ પ્રકારનો આત્મા છે એવું ભાન અને એવી ખાતરી વિશેષ થતાં જાય છે.

**પ્રજાતંત્રનો જે પ્રસાર થયો છે, તેથી** તે સિદ્ધ થાય છે. પ્રજાસત્તાક રાજ્યનો અર્થ માત્ર રાજકીય સહકાર નથી; તેનો અર્થ એવો થાય છે કે, મનુષ્ય-જાતિએ જે બધા હકો પ્રાપ્ત કર્યા છે, તેના સર્વ માણસો સર્વ જગાએ હકદાર છે; કેળવણી, ફુરસદ અને આર્થિક સ્વતંત્રતાના હક સૌને છે; વળી ઔદ્યોગિક તેમજ રાજકીય બાબતોમાં એકાધિપત્યને બદલે સહિયારાપણું હોવું જોઇએ, એવો તેનો અર્થ થાય છે. પણ આ બધાની પાયારૂપ વાત તો એ છે કે, માણસજાતમાં તેમજ લોકોના જે કેટલાક વર્ગો આજ સુધી તિરસ્કારાએલા હતા તેઓ બુદ્ધિ, સ્વાશ્રય અને સહકારનો ભાવ પામી શકે છે, એ માન્યતા પર રહેલો છે. જ્યાં જ્યાં પ્રજાતંત્ર

દાખલ થાય છે ત્યાં ત્યાં ક્ષુદ્ર લોકની શક્તિઓ વિકાસ પામે છે, અને તેથી ખ્રીસ્તી ધર્મની એ માન્યતાનો વિજય થાય છે.

નબળાં માણસો મૂલ્યવાન છે, એવા ખ્રીસ્તી ધર્મના સિદ્ધાંતને સિદ્ધ કરનાર સૌથી મોટી બાબતો ખ્રીસ્તી ધર્મના પ્રસારાર્થે કરવામાં આવેલી હિલચાલ છે. ટેરા ડેલ ફુએગોમાં આવેલા ખ્રીસ્તી અનાથાશ્રમને અર્થે નાણાં મોકલતી વખતે ચાર્લ્સ ડાર્વિને લખ્યું હતું કે, "ટેરા ડેલ ફુએગો મિશનની ફતેહ બહુજ અદ્દ્ભુત, અને મને શરમાવનારી છે, કારણ કે હું તો હમેશાં એમજ કહેતો હતો કે તે તદ્દન નિષ્ફળ જશે......આખી દુનિયાના મિશનેરીઓ ભેગા મળીને પણ આ કામ કરી શકત એવું હું કદી માનત નહિ." જેમ રેતી જેવી અપારદર્શક વસ્તુમાંથી પારદર્શક કાચ બનાવવામાં આવે છે, તેજ પ્રમાણે અધમ અને ક્ષુદ્ર જાતોમાંથી ખ્રીસ્તની સુવાર્તા વડે સંતસાધવીઓ બન્યાં છે. થોડા વખત ઉપર અમેરિકાની એક સૌથી મોટી વિદ્યાપીઠના વડા અધિકારીની ઓફિસમાં સાથ સી આઇલાંડનો એક માણસ દાખલ થયો. તેના ગાલ જંગલી લોકોની પુરાણી રીત પ્રમાણે વીંધવામાં આવેલા હતા. તે આઠ વર્ષનો થયો ત્યાં સુધી તો તેણે કોઇ ગોરા માણસને જોએલોજ નહોતો. તેના આવવાનું કારણ એ હતું કે હેબ્રી ભાષામાંથી પોતાની ભાષામાં તે જુના કરારનું ભાષાંતર કરવા ઇચ્છતો હતો; અને તેણે તે ભાષાનું પુષ્કળ જ્ઞાન મેળવ્યું હતું. એ માણસ પોતાની જીંદગીમાં જંગલી અવસ્થાના છેક નીચાણમાંથી ઉપર આવીને હાલની દુનિયાની માનસિક સ્થિતિના સૌથી ઉંચા શિખર પર ચઢયો હતો. જ્યારે આપણા પ્રભુએ પોતાની સેવાની દિશા બતાવી કે, "આ મારા ભાઇઓમાંના બહુ નાનાઓને," ત્યારે કોણ જાણતું હતું કે, આ ઉથલપાથલ કરનાર સિદ્ધાંતની મનુષ્યજીવનના આટલા બધા વિશાળ પ્રદેશો પર અસર થશે. માણસજાતના ઇતિહાસમાં સામાજિક વિશ્વાસનું મોટામાં મોટું વ્યવહારિક સાહસ જે ખ્રીસ્તી માન્યતા પર આધાર રાખે છે, તે આ છે કે—બહિષ્કૃત, અધમ અને તિરસ્કૃત લોકોનો ઉદ્ધાર કરવો યોગ્ય છે; કોઈ પણ માણસ, ગમે તેટલો અજ્ઞાન અને પશુવત્ હોય તો પણ તે શાણપણ અને સદ્દગુણ પ્રાપ્ત કરી શકે છે; કોઇ પણ માણસની કે સમાજની એવી અધમ દશા નથી, કે જે હમેશને માટે કાયમ રહે; અને નબળાંને બળવાન થવાનો હક છે માટે બળવાનો તરફથી તેમને સેવા પામવાનો પણ હક છે.

૫. આ ખ્રીસ્તી સિદ્ધાંત બીજી એક બાબત પર પણ રચાએલો છે. જે કંઈ શક્તિમાન છે તે જો દુર્બળની સેવા કરે નહિ તો તે નાશ પામે છે. ડિકન્સ નામનો પ્રખ્યાત અંગ્રેજ લેખક કહે છે કે, "મિડાસ જેવા અતિ ધનવાન માણસને પોતાના મહેલમાં રહીને એક ઝુંપડીમાં રહેનાર ગરીબની શાની દરકાર હોય! પણ તે ગરીબની કંગાલાવસ્થા, તેની મલિનતા, તેનું ગંદાપણું, તેની ચીથરેહાલ હાલત, એ બધાં સમાજ ઉપર પોતાનું વેર લીધા વિના રહેવાનાં નથી." નબળા લોકો પર જબરાઓએ ગુજારેલા જુલમની વાતો વાંચીને આપણને નબળાઓની દયા આવે છે; પણ એવી નિર્દયતાથી નબળાંઓને જે સોસવું પડયું છે, તેટલુંજ, બલકે

તેથી વધારે બળવાનોને વેઠવું પડયું છે. શાસ્ત્રમાં ઠેકાણે ઠેકાણે કહેલું છે કે, "યહોવાહ કહે છે કે, ગરીબોને લૂટયાને લીધે તથા દરિદ્રીઓના નિસાસાને લીધે હું હવે ઉઠીશ" (ગી. શા. ૧૨; ૫). શાસ્ત્રનો આ ન્યાય ઈતિહાસમાં બધે જોવામાં આવે છે. સામર્થ્યના દુરૂપયોગથી જે શિક્ષા મળે છે, તેના કરતાં બીજી કોઈ શિક્ષા મોટી નથી. "અવિચારીપણે જે સત્તા વાપરે છે, તેને જલદી પસ્તાવું પડશે." ફ્રાન્સમાં લુઈ ૧૬ મા પછી રોબ્સપીયર આવે છે; રૂશીઆમાં ઝાર પછી લેનીન આવે છે; એકાધિપત્યના જુલમ પછી રાજક્રાંતિ આવે છે. ગુલામીનો વ્યાપાર, આફ્રિકામાંના તેના મૂળથી ખ્રીસ્તી દેશોમાં તેનો સંપૂર્ણ વિકાસ થયો ત્યાં સુધી એટલો બધો ઘાતકી હતો અને એટલો બધો સહિસલામત દેખાતો હતો કે ઈતિહાસમાં નબળા પર ગુજારેલો સબળોનો કોઈ જુલમ એવો ભાગ્યેજ હશે. પણ ગુલામોના દુઃખના પ્રમાણમાંજ ગુલામોના માલીકોને પણ શિક્ષા વેઠવી પડી હતી; અને પ્રેસિડેંટ લિંકન તે વખતે જે બોલ્યો હતો, તે તે વખતના સંજોગોને લાગુ પડતું હતું, એટલુંજ નહિ પણ આપણને પણ લાગુ પડે છે કે, જો ઇશ્વરની ઈચ્છા એવી હોય કે, ચાબુકથી કાઢેલા લોહીના પ્રત્યેક બિન્દુનો બદલો તરવારથી કાઢેલા લોહીથી લેવામાં આવશે, તો ત્રણ હજાર વર્ષ ઉપર જે કહેવામાં આવ્યું હતું તે આજે પણ કહેવું જોઈએ કે, "યહોવાહના ઠરાવો સત્ય તથા તદ્દન ન્યાયી છે" (ગી. શા. ૧૯; ૯).

સબળો દુર્બળો પર જે અન્યાય ગુજારે છે, તેથી તેમને જે શિક્ષા ખમવી પડે છે, તે કાંઈ નિયમ વગરની નથી. આપણે સર્વ, ધનવાન અને કંગાલ, વિદ્વાન અને અભણ, નાદુરસ્ત અને તંદુરસ્ત, ભલા અને ભુંડા એકઠા રહીને એકબીજાના સંબંધમાં આવેલા છીએ. એક પર જો કોઇ આફત આવે તો તેની અસર સર્વ પર થાય છે. દુર્બળોનાં દુઃખની અસર સબળો પર થતી અટકાવે એવું કંઈજ નથી. કાર્લાઈલ કહે છે કે, આયર્લાંડની એક વિધવા અને તેનાં ત્રણ છોકરાં એડિનબરો શહેરમાં ભૂખે મરતાં હતાં, પણ તેને કંઈ મદદ ન મળી, તેને ઝેરી તાવ લાગુ પડયો, અને તે મરી ગઈ, પણ એ તાવ બીજા સત્તર જણને લાગુ પડયો. કાર્લાઈલ દુઃખી થઇને કહે છે કે, "આ લાચાર વિધવા પોતાના સાથી જનોને કહે છે કે, જુઓ, મને કોઈની સહાય ન મળવાથી હું મરવા પડી છું. આપણને સર્વેને બનાવનાર એકજ પ્રભુ છે, તમારે મને સહાય કરવીજ જોઈએ." લોકો એવો જવાબ આપે છે કે, 'ના, ના, તું શાની અમારી બેન!' પણ તે તેમની બેન હતીજ, કારણ કે તેના ઝેરી તાવથી તેઓ મરે છે. તેઓ ના પાડતા હતા ખરા, પણ તેઓ વાસ્તવિક રીતે તેના ભાઈઓજ હતા.

સબળો દુર્બળો તથા લાચારનાં દુઃખોના અચુક ભાગીદાર છે, તે છુટાછવાયા કોઈ કોઈ ઠેકાણે જોવામાં આવે છે, એટલુંજ નહિ પણ આખી દુનિયામાં એકસરખી રીતે જોવામાં આવે છે, અને આવા સંબંધો દિનપ્રતિદિન વધારે ઘાડા અને અનિવાર્ય થતા જાય છે.

કોઈ પણ સ્થળનાં અજ્ઞાન, પાપ, વહેમ, દ્વેષભાવ, વ્યાધિ, અને વિનાશક દળદર તે હવે સર્વ સ્થળે જોખમ છે. સર્વની સલામતીથીજ દરેકની સલામતી છે. કોઈ પણ હક, જ્યાં સુધી બધા તેને ભોગવનારા થાય નહિ ત્યાં સુધી, નિર્ભય નથી. કોઇ પણ આશીર્વાદ જ્યાં સુધી તે સાર્વત્રિક અને સાર્વજનિક થયો નથી ત્યાં સુધી તે ખરેખરો આશીર્વાદ નથી. "આ મારા ભાઇઓમાંના બહુ નાનાઓની" સેવા કરવી જોઈએ, એ કંઈ ઉપલકિયો આદર્શ નથી, પણ એ તો જીવનનો અનિવાર્ય નિયમ છે, અને તે આ મૂળની વાતથી જણાઇ આવે છે. જ્યારે જ્યારે સબળો નિર્બળોની પરવા કરતા નથી અથવા તેમના પર જુલમ ગુજારે છે, ત્યારે ત્યારે તેઓ ખલીફ ઉમરે ઉચ્ચારેલા પ્રભુના નિયમની વિરૂદ્ધ થાય છે, "હું કસમ ખાઇને કહું છું કે, તમારામાં જે સૌથી નબળો છે, તેને હું તેના હક મેળવી આપું ત્યાં સુધી, તે મારી દૃષ્ટિમાં સૌથી બળવાન લેખાશે; પણ જે બળિયો છે, તે જ્યાં સુધી આ નિયમને ગણકારશે નહિ ત્યાં સુધી મારી દૃષ્ટિમાં સૌથી દુર્બળ ગણાશે."

૬. સબળાં અને નબળાં સૌ સાથે સાથેજ પ્રકાશ પ્રતિ આગળ વધે છે, અને સબળોને સર્વના લાભાર્થે નેતૃત્વ સોંપવામાં આવેલું છે; નબળાઓ શક્તિમાન થઇ શકે એવા છે, અને નિર્બળતામાંથી તેમને બળવાન બનાવવામાં આવે એ તેમનો હક છે; વળી એવું કંઈ દુઃખ નથી કે જે નબળાનેજ થાય અને સબળાને ન થાય,—આ બધાં કારણોને લઈને શક્તિમાનોએ અશક્તોના બોજ ઉચકવા જોઈએ. પરંતુ આ બધાં કારણો ભેગાં કરતાં પણ આપણે આ બાબતમાં ખ્રીસ્તી ધર્મના હેતુના મૂળ સુધી પહોંચી શકતા નથી. **બળવાનોએ દુર્બળોના બોજ ઉંચકવા જોઈએ, કેમકે તેઓ પોતે પણ દુર્બળ છે.** પહેલાં એવું કહેવાઈ ગયું છે કે, કોઈ એવો દુર્બળ નથી કે જે તેના કરતાં દુર્બળ છે તેને બળવાનની ગરજ સારી શકે નહિ; તો આ પણ વાસ્તવિક છે કે, શેરને માથે પણ સવા શેર હોય, અથવા કોઇ પણ માણસ એવો બળવાન નથી કે તેના કરતાં બીજો વધારે બળવાન ન મળે, કે જેની આગળ તે નિર્બળ દેખાય.

આપણે પાઉલના સિદ્ધાંતને વિચિત્ર કહ્યો છે, પણ એક સંસ્થામાં તો તેને હમેશ મૂળ નિયમ તરીકે ગણવામાં આવ્યો છે. ઘરનો રાજા કોણ છે? બાપ ગમે તેટલો બળવાન હોય તો પણ તે નહિ, તેમજ મા ગમે તેટલી અગત્યની હોય તો પણ તે પણ નહિ. ઘરનો રાજા તો બાળક છે. તે તો નિર્બળતાનો અવતાર છે, તો પણ તે રડે છે કે સવે તેની સારવારમાં પડી જાય છે. તે માંદું પડે છે ત્યારે કોઈ પણ ઉપચાર અજમાવ્યા વગર રહી જતો નથી, તેમજ સગવડનો ગમે તેવો ભોગ પણ આપવામાં આવે છે. ઘરમાં માના વિચારો અને ઘર બહાર બાપ ગમે ત્યાં હોય તો પણ તેના વિચારો તે બાળક વિષેજ હોય છે. મનુષ્યજીવનની આ સૌથી પહેલી સંસ્થામાં આપણે જે બળવાનો તે બાળક જે નિર્બળ તેનો બોજ સહન કરીએ છીએ, અને તેના સુખમાં આપણે સુખી થઈએ છીએ. આપણ સર્વને બાળપણામાં આમ થએલું છે. આપણને ઉછેરવામાં જે સિદ્ધાંતોને અનુ-

સરવામાં આવ્યા હતા, તે સિદ્ધાંતને જો આપણે ન અનુસરીએ તો ખરેખર આપણને શરમ ઘટે છે.

વળી હવે આપણે મોટા થવા માટે આપણને બળવાનોના બળના આધારની અગત્ય નથી, એમ પણ નથી. કેટલીક રીતે આપણે બળવાન હોઈએ, પણ બીજી કેટલી બધી રીતે આપણે નિર્બળ છીએ ! કેટલી બધી બાબતોમાં આપણી નબળાઈ વખતે આપણા કુટુંબીઓ અને આપણા મિત્રો તરફથી આપણને મદદ મળે છે. આવું આપણા કરતાં બળવાનોનું જાથુ બળ આપણને ન મળતું હોય તો આપણો એક દિવસ પણ સુખમાં અને શાંતિમાં જાય નહિ. વળી જ્યારે જીવંત પ્રભુની હજુરમાં આપણે ઉભા રહીએ છીએ ત્યારે આપણી પોતાની શક્તિનું ભાન તદન લોપ થાય છે. જગત કોઈ માણસને જોઇને કહે છે કે, વાહ, કેવો જબરો ! પણ જ્યારે તે પોતા તરફ જુએ છે ત્યારે તેને ખબર પડે છે કે, એવી દયાનો આશ્રય લેવાની તેને જરૂર પડે છે કે તેનું મૂલ્ય તે કદી આપી શકે નહિ, અને એવી સત્તાને શરણે તેને જવું પડે છે કે, જેનો ઉપકારસહિત સ્વીકાર તેને કરવોજ પડે. પોતાના અભિમાનમાં રહીને તે પછાત, દુ:ખિત અને નિરાશ્રિત લોકોની સેવા કરવા જતો નથી; તેને પોતાને પણ એવું ભાન રહે છે કે તેના કરતાં બળવાનના બળના આધારની તેને જરૂર છે; જે પ્રભુએ પોતાનાં સર્વોત્તમ દાન સૌથી અધમોને આપ્યાં છે, તેનો તે પોતાને એટલો બધો ઋણી સમજે છે કે, તેનામાં અભિમાનનું કારણ રહેતુંજ નથી. જેમ કેટલાક લોકો તેમના પત્રો નીચે સહી કરે છે કે, “હું છું, સાહેબ, તમારો અતિ ઉપકૃત અને નમ્ર સેવક,” તેમ તે તેની સર્વ સેવા નીચે સહી કરે છે.

# પ્રકરણ ચોથું.

## જીવનની ભરપૂરતા.

### રોજનાં વાંચન.

નિઃસ્વાર્થી જીવનનો એક મુખ્ય દુશ્મન મોજશોખ પર પ્રેમ રાખવો તે છે, એવો આપણ સર્વનો સાધારણ અનુભવ છે. આપણ સર્વે સુખી થવા ચાહીએ છીએ, અને તેમાં કંઈ ખોટું નથી. રૉબર્ટ લુઈ સ્ટીવન્સન કહે છે કે, "પાંચ પચ્ચીસ રૂપિયા મળે તેના કરતાં કોઈ સુખી મનુષ્યનો મેળાપ થાય એ વધારે સારૂં છે; તે તો જ્યાં જાય ત્યાં સદ્‌ભાવ ફેલાવ્યા કરે છે, અને કોઈ ગૃહમાં તે પ્રવેશ કરે તો ત્યાં કોઈ બીજી બત્તી સળગાવી હોય એમ થાય છે." પણ શાથી જીવન ખરેખરૂં સુખી થાય છે? કેટલીક ખરેખર નિઃસ્વાર્થી બાબતો, જે સ્થાયી સુખને માટે ખાસ જરૂરની છે, તેનો આપણે વિચાર કરીએ.

**ચોથું અઠવાડિયું, પહેલો દિવસ.**

"મારી આજ્ઞા એ છે કે, જેમ મેં તમારા પર પ્રેમ રાખ્યો છે, તેમ તમે એકબીજા પર પ્રેમ રાખો. પોતાના મિત્રોને સારૂ જીવ આપવો, તે કરતાં મોટો પ્રેમ કોઇનો નથી. જે આજ્ઞાઓ હું તમને આપું છું તે જો તમે પાળો તો તમે મારા મિત્ર છો. હવેથી હું તમને દાસ કહેતો નથી; કેમકે પોતાનો શેઠ જે કરે છે તે દાસ જાણતો નથી; પણ મેં તમને મિત્ર કહ્યા છે; કેમકે જે વાતો મેં મારા બાપ પાસેથી સાંભળી હતી તે બધી મેં તમને જણાવી છે." યોહાન ૧૫; ૧૨–૧૫.

સુખી જીવનને માટે મિત્રો જરૂરના છે. જ્યારે મિત્રો આપણને તજી દે છે ત્યારે આપણી સ્થિતિ ભવસાગરમાં રહેલા એકલા વહાણના જેવી છે; પણ જ્યારે મિત્રો પાછા આવે છે ત્યારે આપણે કાફલામાંના વહાણ જેવા છીએ. શેકસપીયરના એક નાટકમાં કોઈ પાત્ર કહે છે કે, "હું મને પોતાને એક મિત્ર કરતાં વહાલો છું." આવો માણસ પોતાના જીવનમાં સુખનો એક મોટો માર્ગ બંધ કરી દે છે. પણ મિત્રતાનું સ્વરૂપજ નિઃસ્વાર્થી છે. તેનો ખરો અવાજ ઈસુએ પોતાના શિષ્યોની સાથે છેલ્લું ખાણું ખાતી વખતે જે શબ્દો કહ્યા હતા તેમાં સંભળાય છે. ખરી વાત કે, મિત્રતાનો અર્થ અવળો અને ખોટો થઈ શકે છે, પણ તેના હલકામાં હલકા સ્વરૂપમાં પણ થોડો નિઃસ્વાર્થ તો આવે છેજ, અને તેના

ઉંચામાં ઉંચા સ્વરૂપમાં તે પૂર્ણ નિ:સ્વાર્થ તરીકે દેખાય છે, અને ત્યાંજ તેનો આનંદ પૂર્ણ છે. ખરેખર, સુખી જીવન કેવળ સ્વાર્થમય હોઈ શકતું નથી.

### પ્રાર્થના.

"ઓ પ્રેમસાગર પ્રભુ, જેના એકલામાંજ હું જીવું છું, તે તું મારા આત્મામાં તારા પ્રેમની જ્યોતિ સળગાવ; જ્યારે હું તારી આગળ ઘુંટણીએ પડું ત્યારે હું બીજાઓનો વિચાર કરૂં, અને પોતાને બાજુએ રાખું, એવું કર. જે લોકોને તેં મને આપ્યા છે, જે મને મારા પોતાના આત્માના જેવા વહાલા છે, જેઓ પૃથ્વી ઉપરની તારી સર્વોત્તમ બક્ષીસ છે તેઓને માટે હું તારા આશીર્વાદની યાચના કરૂં છું. જો તેઓ અત્યારે દૂર હોય, કે જેથી હું તેમને અત્યારે પ્રેમના શબ્દો કહી શકું નહિ, તો તું તેમની પાસે રહેજે, તારો આનંદ તેમને આપજે, તેમનું જીવન યોગ્ય રીતિએ ચલાવ; રોગ, શોક અને પાપથી તેમને બચાવ, અને સર્વ કંઈ તેમને વધારે તારી પાસે લાવે, એવું કર. જો તેઓ મારી પાસે હોય તો અમને જ્ઞાન અને કૃપા આપ, કે અમે આખો દિવસ એકબીજાની પ્રેમથી સેવા કરીને એકમેકના ખરા સહાયક થઇએ. અમારા પૂર્ણ ભરોસાને ઢાંકી નાખનાર કંઈ પણ વાદળ અમારી વચ્ચે આવે નહિ, પણ અમને એવી સહાય કર કે અમે એકબીજા પર વધારે સારી રીતે, વધારે દૃઢતાથી અને વધારે નિ:સ્વાર્થીપણાથી પ્રેમ રાખીએ. આમેન." શામૂએલ મકકોમ્બ.

### ચોથું અઠવાડિયું, બીજો દિવસ.

"કેમકે કેવી રીતે અમારૂં અનુકરણ કરવું તે તમે પોતે જાણો છો; કેમકે અમે તમારી સાથે [રહીને] અયોગ્ય રીતે વર્ત્યા નહોતા; અમે કોઇ માણસનું અન્ન મફત ખાધું નહોતું; પણ તમારામાંના કોઇને બોજારૂપ ન થઇએ માટે અમે રાતદિવસ મહેનત તથા કષ્ટથી ઉદ્યોગ કરતા હતા; અમને અધિકાર નહોતો, એટલા માટે નહિ, પણ તમે અમારૂં અનુકરણ કરો માટે અમે તમને નમુનો આપ્યો હતો, કેમકે અમે તમારી પાસે હતા ત્યારે પણ અમે [તમને] એવી આજ્ઞા કરી હતી કે, જો કોઇ માણસ કામ ન કરે, તો તેને ખવડાવવું પણ નહિ. કેમકે તમારામાંના કેટલાએક સ્વચ્છંદીપણે ચાલે છે, તેઓ કંઇ ઉદ્યોગ કરતા નથી, પણ ધાલમેલ કરે છે, એવું અમારા સાંભળવામાં આવે છે. હવે એવા માણસોને અમે આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તને નામે આજ્ઞા કરીએ છીએ તથા સલાહ આપીએ છીએ કે, તેઓ શાંતિથી ઉદ્યોગ કરીને પોતાનું રળેલું ખાય. પણ, ભાઇઓ, તમે ભલું કરતાં થાકશો મા." ૨ થેસ્સા. ૩; ૭-૧૩.

પાઉલનો એક ઘણો પ્રસંશનીય ગુણ તેનું જબરૂં સ્વમાન, આર્થિક સ્વાતંત્ર્ય પર તેનો પ્રેમ, અને તેના હાથની કારીગરીમાં અભિમાન, હતો. પોતાના ભરણ-પોષણને માટે અને બને તો બીજાને થોડીઘણી સહાય કરવા માટે પ્રમાણિક અને ઉપયોગી ધંધો કરવો, એજ તેના સુખને માટે જરૂરનું હતું. તેણે એફેસી લોકો પર લખ્યું હતું કે, "ચોરી કરનારે હવેથી ચોરી ન કરવી ; પણ તેને બદલે પોતાને હાથે ઉદ્યોગ કરીને સુકૃત્યો કરવાં, જેથી જેને જરૂર છે તેને આપવાને પોતાની પાસે કંઇ હોય" (એફેસી. ૪; ૨૮). કોઇ પણ સાધારણ માણસ આ બાબતમાં પાઉલનો વિચાર કેવો હતો તે સમજી શકે છે. આળસ એ માણસની સૌથી મોટી ઉપાધિ છે ; અને પ્રમાણિકપણે કરવામાં આવેલી અને તેમાં પ્રાપ્ત થએલી હુશિયારીને માટે યોગ્ય અભિમાનવાળી સખત મહેનત જીવનનો મોટામાં મોટો આશીર્વાદ છે. આપણી પાસેથી તે થોડા વખતને માટે લઈ લેવામાં આવે તો પછી આપણે બેચેન, અસંતુષ્ટ અને વ્યાકુળ થઈ જઈએ છીએ.

### પ્રાર્થના.

"ઓ પ્રભુ, આજનું કામ, જે અમે તારે ચરણે મૂકીએ છીએ, તે તું સ્વીકાર. તું તેની અપૂર્ણતા જાણે છે, એ અમે જાણીએ છીએ. આજ સવારે કરેલા મોટા નિશ્ચયોમાંથી થોડાજ સફળ થયા છે. તું અમારૂં કામ કડકાઈથી તપાસી જોનાર કોઈ વેઠ કરાવનાર નથી, પણ અમે કામ કરતાં શીખીએ છીએ, ત્યારે અમને જે આનંદ થાય છે તેમાં ભાગ લેનાર અમારો પિતા અને ગુરૂ છે, માટે અમે તને ધન્યવાદ આપીએ છીએ. તારી આગળ વડાઈ કરીએ એવું કશું અમારી પાસે નથી, પણ અમે તારા મુખથી ડરતા નથી, કેમકે તું સર્વ કંઈ જાણે છે, અને તું પ્રેમ છે. દરેક સાચો ઠરાવ ગમે તેટલી અપૂર્ણ રીતે પાળવામાં આવ્યો હોય, તો પણ તું સ્વીકાર, અને એવું કર કે. અમારૂં જીવન પુરૂં થાય ત્યાર પહેલાં તારી પાસે શીખીને, જે લોકો ન્યાયી અને શૌર્યપૂર્ણ જીવન ગાળવાની કળા જાણે છે, તેવા સાચા અને પૂર્ણ કારીગર અમે થઈએ. આમેન."

વૉલ્ટર રૌશેનબુશ.

## ચોથું અઠવાડિયું, ત્રીજો દિવસ.

"પ્રથમ તો, આખા જગતમાં તમારો વિશ્વાસ જાહેર થયો છે, એથી તમો સર્વને માટે ઇસુ ખ્રીસ્તની મારફતે હું મારા દેવનો ઉપકાર માનું છું. કેમકે જે દેવની સેવા હું મારા આત્માએ તેના દીકરાની સુવાર્તામાં કરૂં છું, તે મારો સાક્ષી છે કે હું નિરંતર તમારૂં સ્મરણ કરૂં છું. અને સદા પ્રાર્થના કરીને માગું છું કે, હવે આખરે કોઇ પણ રીતે દેવની ઇચ્છાથી તમારી પાસે નિર્વિઘ્ને મારાથી આવી શકાય. કેમકે હું તમને જોવાની બહુ ઇચ્છા રાખું છું, જેથી તમને સ્થિર કરવાને અર્થે હું તમને કોઇ આત્મિક દાન

પમાડું; એટલે અરસપરસ એક બીજાના વિશ્વાસથી, તમારા અને મા
[વિશ્વાસથી], હું તમારી સાથે તમારામાં દિલાસો પામું." રૂમી. ૧; ૮-૧

પાઉલ રોમ નગર જોવાને ઘણો ઈંતેજાર હતો. તે રૂમી સામ્રાજ્યનો માણ હતો, અને રોમ સામ્રાજ્યનું મુખ્ય શહેર હતું. પાઉલનું સુખ મોટે ભાગે વાતમાં હતું કે, **મોટી મોટી બાબતોમાં** તેનું મન પરોવાએલું હતું, અ સંકુચિત વાતોથી તેને સંતોષ થતો નહોતો. જ્યાં જ્યાં પુણ્ય અને પાપની વ યુદ્ધ ચાલતું હોય, જ્યાં જ્યાં કોઈ મોટું કાર્ય થવાનું હોય, અને જ્યાં જ્યાં ખ્રીસ્ પોતાની મંડળી સ્થાપતો હતો, ત્યાં ત્યાં પાઉલનું મન લાગેલું હતું. જીવનનું કેટ બધું સુખ આવી વિશાળ નજરમાં રહેલું છે! ભરપૂર જીવનના ભાનથી માણસ આનંદ થાય છે, અને તે સંકુચિત વિચારવાળા કે સ્વાર્થી નજરવાળા માણસને પ્રા થતો નથી. એ લોકોનું માનસિક વાતવારણ તેમને દાબી દે છે, અને ગુંગળાવી ના છે. તેમને મોટી મોટી બાબતો, મોટા વિચાર અને ઉત્સાહથી પ્રાપ્ત થતી જીવન વિશાળતા નથી, પણ વિશાળ જીવન એ નિ:સ્વાર્થથી ભરપુર જીવન છે. આખા ન કરારમાં જે આનંદ વ્યાપી રહ્યો છે તેમાંનો કેટલો મોટો ભાગ ખ્રીસ્તે ઘણા સાંક મનવાળા માણસોનાં મન અને આત્મા વિશાળ કર્યાં હતાં, અને તેઓમાં મો આશાઓ, ઉદાર વિચારો અને મોટાં મોટાં સ્વાર્પણો કરવાનો ભાવ મૂક્યાં હતાં વાતમાં સમાએલો છે!

## પ્રાર્થના.

"ઓ પવિત્ર આત્મા, હું મારા સંકુચિત જીવનથી કંટાળી ગયો છું; એમ હું તારાથી દૂર રહું છું. મારા પોતા પર ખર્ચાએલા સુખથી, અને જે સાજ મને બીજાથી વેગળો કરી એકલો રાખે છે, તેનાથી હું કંટાળી ગયો છું.

મારા ભાઇની અને મારી વચ્ચે અથડાતાં એકસરખાં મોજાં પર હું નજર ક છું, ત્યારે મને મારી સ્થિતિ કંગાળ દેખાવા લાગે છે. હું એવા વખતની વાટ જો છું કે જ્યારે એમ કહેવાશે કે "સમુદ્ર હવે છેજ નહિ."

ઓ મનુષ્યજાતના આત્મા, તું મને ભૂખંડ ઉપર લઈ જા, અને મારૂં હૃદ માનવી આત્માઓના ભ્રાતૃમંડળની સાથે જોડ. મારા પગ "વિશાળ જગા પર જ્યાં ઘણાં એકત્ર થતાં હોય ત્યાં સ્થિર કર. મને માનવીય પ્રેમના ભૂખંડ પ જ્યાં મને મારો બંધુ દિનરાત મળે, જ્યાં તોફાન કે મોજાંઓ અમારી વચ્ આવે નહિ, જ્યાં પ્રેમને ડુબાડે એવાં ઉંડાણો નથી, ત્યાં રાખ.

ત્યારે દૂર દેશનો ખોરાક મને ભુંડોની શીંગો જેવો જણાશે; ત્યારે ત્યાંન મોજમઝા ઢંકાઇને એક નવો આનંદ—ઈશ્વરના શહેરનાં સંગીત અને નાચ— પ્રાપ્ત થશે. આમેન."

જ્યોર્જ માથેસન.

**ચોથું અઠવાડિયું, ચોથો દિવસ.**

"હજી હું તમારી સાથે રહું છું તે દરમિયાન મેં તમને એ વચનો કહ્યાં છે. પણ સંબોધક, એટલે પવિત્ર આત્મા, જેને બાપ મારે નામે મોકલી દેશે, તે તમને બધું શિખવશે, અને મેં જે જે તમને કહ્યું તે બધું તે તમારા સ્મરણમાં લાવશે. હું તમને શાંતિ આપીને જાઉં છું; મારી શાંતિ હું તમને આપું છું; જેમ જગત આપે છે તેમ હું તમને આપતો નથી. તમારાં હૃદયોને વ્યાકુળ થવા ન દો, અને બીવા પણ ન દો.' યોહાન ૧૪; ૨૫–૨૭.

"જેમ બાપે મારા પર પ્રેમ રાખ્યો છે, તેમ મેં પણ તમારા પર પ્રેમ રાખ્યો છે; તમે મારા પ્રેમમાં રહો. જેમ હું મારા બાપની આજ્ઞાઓ પાળીને તેના પ્રેમમાં રહું છું, તેમ જો તમે મારી આજ્ઞાઓ પાળો તો તમે મારા પ્રેમમાં રહેશો. તમારામાં મારો આનંદ રહે, અને તમારો આનંદ સંપૂર્ણ થાય, એ માટે મેં તમને એ વચનો કહ્યાં છે." યોહાન ૧૫; ૯-૧૧.

આ વચનો વાંચીને એક વાત ધ્યાનમાં લો. ઈસુને જે સારામાં સારા આશીર્વાદો મળ્યા હતા તે તેના શિષ્યોને આપવાની તેની ઘણી તીવ્ર ઈચ્છા હતી. તેની શાંતિ, તેનો પ્રેમ, તેનો આનંદ--એ બધાં તે પોતાની પાસેજ રાખવા ઈચ્છતો નહોતો. અને એ વાત નિઃશંક છે કે જેમ જેમ તે આ વસ્તુઓ બીજાઓને આપતો, તેમ તેમ તેને તે વધારે પ્રાપ્ત થતી. કારણ કે આત્મિક વસ્તુઓ બીજાઓને આપવાથી હમેશાં વધે છે. આ વાતમાં આપણે શું આપણા જીવનના એક મૂળ સત્યને જોતા નથી? **આપણે કોઈ પણ વસ્તુનો ખરો આનંદ લઇ શકીએ ત્યાર પહેલાં આપણે તે બીજાઓની સાથે વહેંચવી જોઈએ.** સારૂં પુસ્તક, સારૂં સંગીત કે સુંદર દેખાવ—એ બધાંનો ખરો આનંદ લેવા માટે આપણે તે બીજાને આપણી સાથે લેવરાવવો જોઇએ. પણ પૂર્ણ આનંદ પ્રાપ્ત કરવા માટેની આ જરૂરની વસ્તુ તદન નિઃસ્વાર્થી છે. પોતાનોજ વિચાર કરવાથી કોઇ પણ માણસ આ સ્થાયી આનંદ પ્રાપ્ત કરી શકતો નથી.

**પ્રાર્થના.**

"હે સનાતન પિતા, હું તારી વિનંતી કરૂં છું કે, મારા પૂરા હૃદયથી, જીવથી, સામર્થ્યથી ને બુદ્ધિથી તારા પર પ્રેમ કરવાને, અને જેવો મારા પોતાના પર તેવો મારા પાડોસી પર પ્રેમ કરવાને તું મને શક્તિમાન કર.

તું મને મારા દિલમાં નમ્ર અને દીન થવાને સહાય કર. મારો સ્વભાવ મધુર કર, અને સર્વ માણસ પ્રત્યે હું માયાળુ અને સહાયકારી થાઉં, એવું કર.

મને વિચારમાં માયાળુ, બોલવામાં નમ્ર અને કાર્યમાં ઉદાર કર. લેવા કરતાં આપવામાં વધારે ધન્યતા છે, સેવા કરાવવા કરતાં સેવા કરવી એ વધારે સારૂં છે, અને મને પોતાને આગળ મૂકવા કરતાં ભૂલી જવો એ વધારે ઉત્તમ છે, એ બધું મને શિખવ.

ક્રોધ અને ઈર્ષ્યામાંથી, તથા બધા કઠોર વિચારો અને અસભ્ય રીતભાતમાંથી તું મને મુક્ત કર. મને આ જગતમાં બીજાઓને ઉપયોગી બનાવ. હું પોતાને અધિકાધિક ભૂલી જાઉં, અને જેણે મને અહીં મોકલ્યો છે, તેનું કાર્ય હું કરૂં, એવું કર; અમારા પ્રભુ ઈસુ ખ્રીસ્તને નામે માગીએ છીએ. આમેન."

ડબ્લ્યુ. એંગસ નાઈટ.

## ચોથું અઠવાડિયું, પાંચમો દિવસ.

"એ કારણથી બાપ, જેના નામ પરથી આકાશમાંના તથા પૃથ્વી પરના દરેક કુટુંબને નામ આપવામાં આવે છે, તે બાપની આગળ હું ઘુંટણે પડીને વિનંતી કરૂં છું, કે તે પોતાના મહિમાની સંપત્તિ પ્રમાણે પોતાના આત્મા વડે તમને આંતરિક મનુષ્યત્વમાં સામર્થ્યથી બળવાન કરે; અને વિશ્વાસથી તમારાં હૃદયોમાં ખ્રીસ્ત વસે, જેથી તમારાં મૂળ પ્રીતિમાં ઘાલીને અને તેમાં પાયો નાખીને, તમે સર્વ સંતોની સાથે [ ખ્રીસ્તની પ્રીતિની ] પહોળાઇ, લંબાઇ, ઉંચાઇ તથા ઉંડાઇ કેટલી છે તે સમજી શકો, અને ખ્રીસ્તની પ્રીતિ જે માણસની સમજશક્તિની બહાર છે, તે તમે સમજી શકો; કે તમે દેવની સર્વ સંપૂર્ણતા પ્રમાણે સંપૂર્ણ થાઓ." એફેસી. ૩ ; ૧૪–૧૯.

આ વાતમાં પાઉલના સુખનું એક મૂળ હતું, જેના વિના તે છેક લાચાર થઇ રહ્યા હોત : તેના પોતાના જીવનમાં એવી આત્મિક સંપત્તિ હતી કે જેને લઇને તે રોમના કેદખાનામાં પણ આનંદ અને સુખ ભોગવતો હતો. વહેલા કે મોડા સર્વ માણસોને આવા આંતર સુખની જરૂર પડે છે. આપણા ઉપર દુઃખ કે સંકટ આવી પડે છે, તેથી આપણને આપણા પોતાના અંતરમાં ઉતરવું પડે છે. એવો વખત આવે છે કે જ્યારે બહારના સંજોગોમાંથી સુખ લઈ શકાતું નથી; તેને વાસ્તે આપણે પોતા માંહે શોધવું પડે છે, અને ત્યાંથી તે બહાર અને પ્રતિકુળ સંજોગોમાં લઈ જવું પડે છે. પણ જે માણસ સ્વાર્થી છે તેને આવો આનંદ મળી શકતો નથી. પાસ્કાલ ખરૂં કહે છે કે, "જે માણસ પોતાને વાસ્તે જીવે છે, તેને પોતાને એકલું રહેવું એ જેટલું ધિક્કારને પાત્ર છે, એટલું બીજું કશું નથી." જે જીવન આંતરિક ભરપૂરતાવાળું છે, તેણે, પાઉલની પ્રાર્થના પ્રમાણે પ્રીતિમાં મૂળ ઘાલ્યાં હોવાં જોઈએ, અને તેમાં પાયો નાખ્યો હોવો જોઇએ. જે માણસને બહારના પ્રતિકુળ સંજોગોને લઈને પોતાના અંતરમાં વળવાની જરૂર પડે છે, અને જેને ત્યાં ગયા પછી તેમાં

માત્ર ક્રોધ, અદેખાઈ, વૈરભાવ, ચીઢિયાપણું, સ્વાર્થબુદ્ધિ અને અસંતોષ વગેરે માલમ પડે છે, તેની હાલત ખરેખર દયાજનક છે.

## પ્રાર્થના.

"ઓ ધીરજ અને સાંત્વનના પ્રભુ, અમે તને વિનંતી કરીએ છીએ કે, તું અમને એવી સદ્બુદ્ધિ આપ કે, અમે મુક્ત હૃદયે તારા પર અને અમારા બંધુઓ પર પ્રેમ કરીએ, અને તને તથા તેમને સેવીએ. અને આવી રીતે ખ્રીસ્ત ઈસુનું મન રાખીને અમે પૃથ્વી પર સ્વર્ગનો અનુભવ કરવા માંડીએ, અને તેમાં આખર સુધી એવી રીતે જીવન ગુજારીએ કે સ્વર્ગ, જ્યાં પ્રેમનો વાસ છે, તે અમને કોઈ વિચિત્ર નિવાસસ્થાન જેવું લાગે નહિ. ઈસુ ખ્રીસ્તની ખાતર માગીએ છીએ. આમેન."

ક્રિસ્ટીના જી. રોસેટી.

## ચોથું અઠવાડિયું, છઠ્ઠો દિવસ.

"કેમકે હું અત્યારે પેયાર્પણ તરીકે રેડાઉં છું, અને મારો પ્રયાણકાળ પાસે આવ્યો છે. હું સારી લડાઇ લડયો છું, મેં દોડ પૂરી કરી છે, વિશ્વાસ રાખ્યો છે. હવે મારે સારૂ ન્યાયીપણાનો મુગટ રાખી મૂકેલો છે, તે તે દહાડે પ્રભુ જે અદલ ઇન્સાફ કરનાર ન્યાયાધીશ છે તે મને આપશે; અને કેવળ મને નહિ, પણ જે સર્વે તેના પ્રગટ થવાની ઇચ્છા રાખે છે તેઓને પણ આપશે." ૨ તીમોથી ૪; ૬-૮.

પાઉલના આ છેલ્લી સલામના શબ્દોમાં વિજયી અને આનંદમય ભાવનો ધ્વનિ ચોકખી રીતે માલમ પડે છે; અને તેના આનંદનું રહસ્ય આ છે: તેણે પોતાનું જીવન એવા કોઈ કાર્ય માટે ગુજાર્યું છે, કે જે જીવવા અને મરવાને માટે યોગ્ય છે. પોતાનું જીવન કોઇ મોટા કાર્યને અર્થે ગુજાર્યું છે એ વાતનો ઉંડો સંતોષ તેની સાથે છેક આખર સુધી રહ્યા હતો. તેના જીવનનો આખરનો સૂર એક સુખી યોદ્ધાનો છે. "હું સારી લડાઈ લડયો છું." આની સાથે કોઇ પોતામાંજ મગ્ન રહેલું અને વ્યર્થ ગાળેલું જીવન પોતાની આખર અવસ્થામાં શું વિચાર કરે તે જુઓ! સ્વાર્થી માણસ વિષયી હોઇ શકે છે, અને તેની એ અવસ્થામાં કાર્લાઇલની અઢારમા સૈકા પર કરેલી ભયાનક ટીકા તેને લાગુ પડે છે: "તેનો આત્મા મૃત થઈ ગયો છે, અને માત્ર તેનું પેટ બરાબર જીવતું છે." તે ઘાતકી હોઇ શકે છે, અથવા તો મંદ, સુસ્ત, આળસુ હોઇ શકે છે. પણ આ બધી અવસ્થામાં તેણે પોતાના જીવનનું મોટામાં મોટું સુખ ખોયું છે. મહાન આલ્ફ્રેડે લખ્યું છે કે, "મારે કહેવાનું આ છે કે, જ્યાં સુધી હું જીવું છું, ત્યાં સુધી હું ઉમદા રીતે જીવવા ઇચ્છું છું, અને મારા જીવન પછી જે માણસો મારી પાછળ આવે છે તેમની આગળ ભલાં કૃત્યોની યાદગીરી મૂકી જવા ઇચ્છું છું."

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, તારા સર્વગ્રાહી પ્રેમના ખુલ્લા સાગર ઉપર રહેવાને અને તારી શક્તિના પ્રવાહ સાથે ચાલવાને, જીવનનાં સઢ આત્મિક સત્ય અને સ્વાતંત્ર્યના તાજા પવનથી ભરવાને, કાળના મહિમાવંત કિનારા પર માણસજાતને માટે ઉત્તમ જીવનનો સ્વર્ગીય સુગંધવાળો ભાર આમતેમ લઈ જવાને, પ્રયત્ન કરતાં શક્તિનું અવિક ભાન થવાને, કિનારા ઉપર કંગાલ માણસોને જોઇ તેમને જીવનનું અન્ન આપવાને, અને જ્યારે સઢ જુનાં થાય, અને વહાણનાં પાટિયાં વગેરે તોફાનમાં કડકડાટ કરવા લાગે ત્યારે સ્વર્ગનું સહીસલામત બંદર ભરપૂર જીવનના નાખુદાને શાંતિમાં આદર કરશે, એવો સદા વિશ્વાસ રાખવાને, તું અમને સહાય કર. આમેન.

જ્યોર્જ એ. મિલર.

## ચોથું અઠવાડિયું, સાતમો દિવસ.

આ અઠવાડિયાના અભ્યાસ પરથી શું ચોકખેચોકખું દેખાઈ નથી આવતું કે, જે કોઈ નિઃસ્વાર્થ વિનાનું સુખ શોધે છે, તે મિથ્યા પ્રયત્ન કરે છે! મિત્રો, ઉપયોગી કામ, વિશાળ નજર, પોતાનો અનુભવ બીજાઓને આપવાથી ઉપજતો આનંદ, આંતર આત્મિક સંપત્તિ, અને જીવનના મૂળમાં યોગ્ય હેતુ—આ બધી નિઃસ્વાર્થી વસ્તુઓ આનંદમય અને ભરપૂર જીવનના સારરૂપ છે.

સર્વ જમાનાના સર્વ શાણા અને જ્ઞાની પુરૂષોએ એ જાણ્યું છે કે, પ્રેમ અને જીવન એકત્ર રહેલાં છે, અને આપણ સૌ ઓછેવત્તે અંશે નિઃસ્વાર્થ રાખીએ છીએ. પણ આપણી સેવા ડગમગતી અને અસ્થિર છે. જ્યારે આપણે પોતાને ઈસુના હાથમાં પૂરેપૂરી રીતે સોંપીએ છીએ, ત્યારે તરતજ સેવાનો સિદ્ધાંત વિકાસવા લાગે છે. તે તેની દૃષ્ટિમર્યાદા વિશાળ કરીને આખું જગત તેમાં દાખલ કરે છે. તે તેનું દર્શન એવું ઉંડું કરે છે કે, તેમાં સૌથી વધારે અપ્રિય અને ખોવાએલી વસ્તુઓ પણ આવી જાય છે. તે તેનું ક્ષેત્ર એટલું મોટું કરે છે કે, તેમાં દુશ્મનો પણ આવી જાય છે. તે ઈશ્વરના પ્રેમમાં રહેલા ઉંચા હેતુઓના વાતાવરણમાંજ રહે છે; અને આખ , જેમાં સેવાનો ભાવ પૂર્ણ રીતે પ્રગટ થયો છે, એવો એક ખરો ખ્રીસ્તી પ્રકટ થાય છે. આવા માણસનો આનંદ પરમાનંદ છે. એટલા માટેજ ઈસુએ કહ્યું છે કે:

"હું બારણું છું, મારાદ્વારા જો કોઇ પેસે, તો તે ઉદ્ધાર પામશે, અને માંહે આવશે ને બહાર જશે, અને તેને ચરવાનું મળશે. ચોરી કરવા, મારી નાખવા તથા નાશ કરવા સિવાય બીજી કોઇ મતલબથી ચોર આવતો નથી. તેઓને જીવન મળે, અને તે પુષ્કળ મળે માટે હું આવ્યો છું." યોહાન ૧૦; ૯, ૧૦.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, જગતના આનંદના કર્તા, જગતના દુઃખના ભોક્તા, અમે માણસો છીએ અને તેથી આ જગતના દુઃખનો બોજ ઉપાડવામાં અમારો ભાગ છે, તે જાણીને અમે આનંદ કરીએ, માટે અમને સહાય કર. અમને ઉપરછલા દિલગીરીના ભાવના પોકળ સુખમાંથી મુક્ત કર; અને અમારાં સર્વ દુઃખ તથા દિલગીરીમાં અજીત આનંદ રહેવા દે; અમારા પ્રભુ અને તારક ઈસુ ખ્રીસ્તદ્વારા માગીએ છીએ. આમેન."

હેન્રી એસ. નાશ.

## અઠવાડિયાનું વિવેચન.

૧. આપણે વિચાર કરીએ છીએ એવા સામર્થ્યની સેવામાં કરવામાં આવતા સમર્પિત ઉપયોગમાં આત્મભોગની પ્રથમ જરૂર છે. કેટલાક માણસો પોતાને હરકત ન પહોંચે એવો આત્મભોગ કરવાને તત્પર છે. પણ પોતાના જીવનના મુખ્ય હેતુ તરીકે સૌ માણસોની સેવા કરવાનો ભાવ રાખવો એમાં એવા આત્મભોગની જરૂર છે કે જેથી તે ભોગ આપનારને ખરેખર ઘણી હરકત પહોંચે. આથી જે માણસો ઉપયોગી થવાની ઈચ્છા ધરાવે છે તેમને નડતું મોટું વિઘ્ન આ ઠેકાણે આવે છે. આપણને આપણા પોતા માટે સુખ જોઈએ છે, આપણને આપણા પોતા માટે પૂર્ણ, રસદાર અને સશક્ત જીવન જોઈએ છે, અને આ સ્વાર્થી વિચાર આત્મભોગનો મોટો વિરોધ કરે છે.

ઇસુના સર્વ ચિત્તાકર્ષક શબ્દોમાં સ્વાર્થ અને આત્મભોગના પરસ્પર વિરોધના સંબંધમાં તેણે જે કહ્યું છે તેનાથી બીજું કંઈ વધારે ધ્યાન ખેંચે એવું નથી. એ એટલું બધું અર્થવાળું છે કે સુવાર્તામાંનાં બધાં વચનોમાં તે કદાચિત સૌથી વધારે ઉપયોગમાં લેવામાં આવતું હશે. "જે કોઇ પોતાનો જીવ બચાવવા ચાહે છે, તે તેને ખોશે; પણ જે કોઇ મારે લીધે પોતાનો જીવ ખોશે, તે તેને બચાવશે" (માત્થી ૧૬; ૨૫. સરખાવો માત્થી ૧૦; ૩૯. માર્ક ૮; ૩૪, ૩૫. લુક ૯; ૨૩, ૨૪: ૧૭; ૩૩. યોહાન ૧૨; ૨૫). ઈસુ પોતે સુખને ચાહે છે; તે પોતાના શિષ્યોને માટે ભરપૂર, રસદાર જીવન ચાહે છે. ચોથી સુવાર્તામાં તે ખાસ કરીને કહે છે કે, "તેઓને જીવન મળે, અને તે પુષ્કળ મળે, માટે હું આવ્યો છું." અને નવા કરારમાં ભરપૂર જીવનનું ભાન ઉજ્વળ રીતે વ્યાપી રહ્યું છે. પણ ઈસુના પોતાનામાં, કે જે લોકો તેના શિષ્યો હતા તેઓમાં, આ ભરપૂર આનંદને માટે એક ખાસ જરૂરની શરત જોવામાં આવે છે. જો આપણે સુખ ઇચ્છતા હોઈએ તો આપણે સેવા કરવી જોઈએ; જો આનંદનો મુગટ પહેરવો હોય, તો આત્મભોગનો વધસ્તંભ ઉચકો; જો જીવન પામવું હોય તો બીજાના જીવનમાં અથવા જનસમાજના હિતનાં મોટાં કાર્યોમાં તમારૂં જીવન રેડી દો; તેમનામાં ભરપૂર જીવન અને આત્મભોગવાળી સેવા એ બે પરસ્પર વિરોધી નથી, પણ એક બીજા સાથે પૂર્ણ રીતે જોડાએલાં છે.

આ સિદ્ધાંત પર આપણું રોજનું જીવન રચવાને આપણે ગમે તેવા નાખુશ હોઈએ, અથવા આવી દેખીતી વિરોધવાળી વાત સાચી ન હોય એવી શંકા આપણા મનમાં વખતે વખતે આવે, તોપણ આ વાત સાચી છે એમ આપણને દેખાઇ આવે છે. આપણા જીવનમાં કેટલીક વાર ઓચિંતી, અણધારી આફતો આવે છે, અને તેથી આપણને આપણા જીવનમાં ઉંડું ઉતરવાની ફરજ પડતાં આપણને એ ચોકખે-ચોકખું દેખાઈ આવે છે કે જીવનને ત્યાગવા સિવાય જીવનને સાચવી શકાતું નથી. કાનાડાના એક યુવકે એક વખતે બે માણસોને બરફ ઉપર રમતાં રમતાં પડતા જોયા હતા અને તેમને બચાવવા જતાં પોતાનો પ્રાણ આપ્યો હતો. તેની યાદ-ગીરીમાં જે પુતળું ઉભું કરવામાં આવ્યું હતું તેના પર આ શબ્દો કોતરવામાં આવ્યા છે: "જો હું મારૂં જીવન બચાવું તો હું તે ખોઇશ." આવી અણધારી આફત, કોઈ પણ હિમ્મતવાળા માણસને, આને થયું તેમ, ઇસુના શબ્દોનું સત્ય બતાવી આપે છે. છેલ્લા મહાન યુદ્ધમાં અનેક સ્ત્રીઓએ અને પુરૂષોએ પોતાના પ્રાણનો ભોગ આનંદથી આપ્યો, એ આપણ સર્વેએ આશ્ચર્યથી જોયું છે. હજારો અને લાખો લોકોને તે વખતે સ્વાર્થી સુખ અને ભયંકર આત્મભોગ એ બેમાંથી એક વસ્તુ લેવાની હતી, અને તેમણે આત્મભોગ પસંદ કર્યો હતો. તેમને તે જરૂરને વખતે આખા જગતનું રાજ્ય મળ્યું હોત તોપણ તેમણે તે લીધું ન હોત અને પોતાનો પ્રાણ આપ્યો હોત.

એમ છતાં, ઈસુનો આ સિદ્ધાંત માણસોના હૃદય અને મન પર એવા પ્રકારની સાહીથી લખવામાં આવ્યો છે કે, જ્યારે જ્યારે જગત પર કોઈ મોટી આફત આવી પડે છે, ત્યારે ત્યારે તે સર્વ કોઇ એવી રીતે પ્રકાશિત થાય છે, અને બીજા દિવસોમાં તે ઝાંખો પડે છે. કોઈ મોટા અગ્નીના પ્રસંગમાં મરવું એ માણસોને માટે ઘણું કરીને જીવવા કરતાં વધારે સહેલું થઈ પડયું છે. આત્મભોગથીજ આત્મપ્રાપ્તિ થાય છે, એ જીવનનો મહા નિયમ છે, એવું તેઓ હમેશાં માનતા નથી. પણ ઈસુએ આ સિદ્ધાંતને કોઇ દુઃખની ઘડીમાં થતા પ્રસંગોપાત હેતુ તરીકે નહિ, પણ દરેક ઘડીના સામાન્ય નિયમ તરીકે જોયા હતો. તેણે જોયું હતું કે, જેમ કોઇ બી પોતાનું ફળ આપે તે પહેલાં તેને મરવુંજ જોઈએ છે, તેમજ આત્મભોગવાળી સેવામાંજ માણસ ભરપૂર જીવન પામી શકે છે (યોહાન ૧૨; ૨૪).

૨. જ્યારે આપણે આ પ્રમાણે, ઈસુએ કર્યું હતું તેમ, સાર્થક જીવન અને આત્મભોગનો સંબંધ સમજવાને પ્રયત્ન કરીએ છીએ, ત્યારે આપણે પહેલાં તો આ 'સ્વ' કે આત્મા, જેની પ્રાપ્તિ કરવાની છે, અને જેનો ભોગ આપવાનો છે, તે શી વસ્તુ છે, તે જોવું જોઇએ. છોકરાંને રમવાનું એક એવું રમકડું છે, કે જેમાં એક પછી એક એમ અનેક પેટીઓ રહેલી હોય છે, અને તેમાંની છેલ્લી છેક નાની હોય છે. આપણો આત્મા પણ આવી રીતે અનેક પડવાળો છે, એટલે જ્યારે કોઈ કહે કે મારે તો મારી પોતાની સંભાળ લેવી જોઇએ, ત્યારે આપણે એમ પૂછવું જોઈએ કે આ 'પોતે' એ કોણ છે? એ તે શું આપણો સ્વાર્થી, લોભી, કામી જીવ છે,

કે બીજો કોઈ છે? જો એ એજ હોય તો તો તેને માટે જીવવું એ નિરર્થક છે. પણ જેને માટે જીવવું યોગ્ય છે તે પેલો મોટો આત્મા, જેમાં કૌટુમ્બિક પ્રેમ, મિત્રતા, દેશદાઝ, માનવજાતિ પર પ્રેમ વગેરેને સ્થાન છે, તે છે. તેને માટે જીવવું એ ભરપૂર જીવન પ્રાપ્ત કરવાનું કામ છે.

આપણા જીવનમાં આવી રીતે નાનાંમોટાં જીવનો ક્રમવાર રહ્યાં છે તે વાતનો વધારે વિચાર કરો. કોઈ એક બાળક લો. પહેલાં તે પોતાનોજ વિચાર કરે છે. પોતાને આ જોઇએ છે, તે જોઇએ છે, એજ વાતનું રટણ તે કરે છે. પણ જેમ જેમ તે મોટું થતું જાય છે, તેમ તેમ તેને પોતાનાં માબાપ, ભાઇબેન વગેરેની લાગણી થાય છે, અને કંઇ ખાવાની કે પીવાની, પહેરવાની કે રમવાની વસ્તુઓના સરખા ભાગ પાડવા લાગે છે. આ રીતે તેના આત્મામાં બીજાં જીવન ભળે છે, અને તેટલો તેના આત્માનો વિકાસ થાય છે. વળી તે વધારે મોટું થાય છે ત્યારે લગ્ન કરે છે અને તેમ કરી એક ઘણી ઉંચી જાતનો પ્રેમ અનુભવે છે. આ પ્રેમમાં આત્મભોગનો અંશ ઘણે મોટે ભાગે રહેલો છે, અને તેમાંજ તે સાર્થક જીવન મેળવે છે. વળી જ્યારે આવી રીતે મોટા થએલા પુરૂષ કે સ્ત્રીને પોતાનાં સંતાન થાય છે, ત્યારે આત્મભોગ ઘણો વધે છે, અને તેમ થતાં સાર્થક જીવન પણ તેટલુંજ મળે છે. આ સ્થિતિમાંથી આગળ વધતાં માણસ આવો આત્મભોગ પોતાના પાડોસી માટે, દેશ માટે અને જગત માટે કરતાં શીખે છે, અને તેમ કરી અધિકાધિક સાર્થક જીવન મેળવે છે.

સ્વત્યાગ એ સાર્થક જીવન ભોગવવાને માટે પૂરેપૂરો જરૂરનો છે એવો ઇસુનો વિચિત્ર લાગતો સિદ્ધાંત આપણને આ પ્રમાણે આપણા રોજના અનુભવમાં ખરો પડતો દેખાય છે. આપણ સૌમાં આવી રીતે અનેક 'સ્વ' કે જીવન છે, અને તે હું સર્વ કાંઈ લઇ લઉં એમ માનતાં છેક સ્વાર્થથી શરૂઆત કરીને આખા જગતને અર્થે હું મારો પ્રાણ આપું એવા પરમાર્થ સુધી પહોંચી વળે છે. હવે મુખ્ય પ્રશ્ન એ છે કે, આમાં કયો 'સ્વ' કયા 'સ્વ'ને આધીન કરવો જોઈએ. જગતમાંના કોઈ પણ મોટા માણસે પોતાના નીચલા જીવનનોજ, 'સ્વ'નોજ વિચાર કર્યો હોત તો તેઓ આજે જે ઉંચે સ્થાને આવ્યા છે તે સ્થાને કદી પહોંચી શકત નહિ. તેમજ ઇસુએ જો પોતાનું નીચલું જીવનજ સાચવ્યું હોત, અને જગતને માટે પોતાના પ્રાણનું બલિદાન આપ્યું ન હોત તો તે આજે જગતના તારક તરીકે ઓળખાતો હોત નહિ. તેમ આપણે સર્વે આપણો જડવત્, પશુવત્ આત્મા બચાવી શકીએ છીએ, પણ તેમ કરતાં આપણે આપણો ખરો આત્મા ખોઈ નાખીએ છીએ.

આત્મભોગ એ કંઇ આપણા આત્માનું કોઈ પણ અંગ કાપી નાખવાનું કાર્ય નથી. એ તો આપણા આત્માને વિશાળ કરી તેમાં બીજાનું હિત ભેળવવાનું કાર્ય છે. એક રીતે આપણે આપણું જીવન ખોઈએ છીએ એમ લાગે છે, પણ ખરી રીતે તો આપણે આપણા જીવનને મહાન બનાવીએ છીએ. આત્મભોગ આપતાં આપણે 'હું' અને 'તું' વચ્ચેની મર્યાદા ઓળંગી જઈએ છીએ. આપણે 'અમે'

અને 'આપણું' એમ કહેવા લાગીએ છીએ; આપણા વર્તનમાં પણ તે ભાવ આવે છે, અને તેમ કરતાં આપણું જીવન મોટું થાય છે. આપણને ભજનસેવામાં કોઈ કોઈ વાર સ્વાર્થનો વિચાર કરવાનું કહેવામાં આવે છે, એટલે કે તમારી પોતાની કાળજી રાખો. તમારો આત્મા તો તમને ઇશ્વર તરફથી આપવામાં આવેલું પરમધન છે. "જો માણસ આખું જગત મેળવે, ને પોતાના જીવની હાનિ પામે, તો તેને શો લાભ થાય?" (માર્ક ૮; ૩૬). કોઈ કોઈ વાર ઉપદેશક આપણને આત્મસંયમ રાખવાનું કહે છે. તે કહે છે કે, તમારે તમારા પંડનો ભોગ આપવો જોઈએ. આપણો આત્મા એ ઈશ્વરના આ જગતના ઉદ્ધાર માટેના કાર્યમાં શા માટે આડે આવવો જોઈએ? જે કોઇ પોતાના પંડનો ભોગ આપવા શીખ્યો નથી, તે ખ્રીસ્તી જીવનનો પ્રથમ પાઠ શીખ્યો નથી, એમ આપણે કહેવું જોઈએ. આવી રીતે સ્વાર્થ અને સ્વસંયમ પરસ્પર વિરોધ કરતા દેખાય છે. આ પરસ્પર વિરોધી વાતનું નિરાકરણ એકજ રીતે થાય છે, અને તે, પ્રેમથી આપણું જીવન બીજાના જીવનમાં, તેમનું અને આપણું જીવન એક થઈ જાય ત્યાં સુધી, રેડવામાં છે. એમ થતાં આત્મભોગ અને સાર્થક જીવન એકત્ર થાય છે. કોઈ મોટી મૈત્રી, જ્યાં બે માણસો એક થાય છે ત્યાં આ સ્વાર્થ અને સ્વસંયમ વચ્ચેના વિરોધનું શું થાય છે? એ ઠેકાણે મારો પોતાનો વિચાર કરતાં હું મારા મિત્રનો વિચાર કરૂં છું, અને મારા મિત્રનો વિચાર કરતાં મારો પોતાનો વિચાર કરૂં છું. અમે એકબીજામાં જીવીએ છીએ. ખરેખર, કોઇ પણ ઉદાર માણસ, પોતાનો આત્મા કયાં છે, એમ પોતાને પૂછે, તો તેનો જવાબ શું નવાઇભરેલો નહિ લાગે? જ્યાં તેનું શરીર રહે છે, ત્યાંજ છે એમ નથી; જ્યાં તેનાં છોકરાં રહે છે ત્યાં છે. તેનાં બાળકોનાં સુખ કે દુઃખ એ તેનાં પોતાનાં સુખ કે દુઃખ છે. તે જ્યાં તેના મિત્રો રહે છે ત્યાં છે. એમનાં દુઃખ અને સુખ તેનાં છે. એ તેના દેશમાં છે અને જગતમાં છે. જ્યાં જ્યાં સારૂં કામ થઇ રહ્યું હોય છે, ત્યાં ત્યાં તેનો આત્મા છે. જ્યારે દાઉદ બોલ્યો કે, "ઓ મારા દીકરા, આબ્શાલોમ, મારા દીકરા આબ્શાલોમ, તારે બદલે હું મુઓ હોત તો કેવું સારૂં થાત! ઓ આબ્શાલોમ, મારા દીકરા, મારા દીકરા!" (૨ શમૂ. ૧૮; ૩૩). ત્યારે દાઉદ કયાં હતો? કોઇ પણ દેશભક્ત શું એમ નથી કહેતો કે, "હા, મારા દેશ, મારા દેશ, તારે માટે હું શું કરૂં?" અને જરૂર પડયે પોતાનો પ્રાણ આપવા તૈયાર નથી થતો? આવા માણસનો આત્મા કયાં છે? તેમજ જગતના મહા પુરૂષો, જેમણે પોતાના સર્વસ્વનો ભોગ જગતના ઉદ્ધાર અર્થે આપ્યો છે, તેમનો આત્મા શું જગતમાં નહોતો? આત્મામાં વિસ્તાર પામવાની એક અદ્દ્ભુત શક્તિ છે. એ કંઈ એના શરીરની સાથેજ જડાઇ ગયો નથી. એ તો વિશ્વરૂપ થઇ શકે છે; અને તેમાં પોતાનું જીવન જીવી શકે છે. કોઇ પણ માણસ માત્ર પોતાથીજ પૂર્ણ નથી; જે કઇની કે કોઇની તેને કાળજી હોય તે તેના અંગરૂપ છે. ઇસુનું ગૌરવ આ વાતમાં છે કે તે પોતાનું જીવન આખી મનુષ્યજાતના જીવનમાં એવી રીતે પરોવી દેતો કે તે યથાર્થ કહી શકતો હતો કે, "આ મારા ભાઈઓમાંના નાનામાં નાનાઓમાંથી એકને તમે તે

કર્યું, એટલે તે મને કર્યું" (માત્થી ૨૫ ; ૪૦). આનું નામ આત્મભોગ છે, અને એજ સાર્થક જીવન છે. એ જીવનનો પૂર્ણ પ્રકાશ અને મહિમા છે.

૩. આ વાતનું સત્ય સ્પષ્ટ છે, છતાં કોઈ સ્વાર્થનો પક્ષ ખેંચે એ સ્વાભાવિક છે. આપણા વ્યક્તિગત જીવનની સંભાળ રાખવાની જરૂર અને ફરજ, આપણે તેને ગમે તેવી મર્યાદિત ગણીએ છતાં, યોગ્યજ છે. શેક્સપીયર તેના એક નાટકમાં એક પાત્ર પાસે કહેવડાવે છે કે, "મારા સાહેબ, સ્વપ્રેમ એ સ્વપ્રેમહીનતા જેવું મોટું પાપ નથી." એક ખેતર ખેડી તેમાં ઘઉં ઉગાડવા, અને તે ઉગે ત્યારે આપણા પાડોસીઓ ભૂખે મરતા હોય તે છતાં તે આપણેજ ખાવા, એ ખરેખર ખરાબ છે. પણ એજ ખેતરને એમનેએમ પડયું રહેવા દેવું, અને તેનો બીજા માટે કે આપણા માટે કશો ઉપયોગ ન કરવો, એ તેથી પણ વધારે ખરાબ વાત છે. માણસની પહેલી જવાબદારી પોતાના વ્યક્તિગત જીવનને મોટું કરવાની, સુધારવાની અને તેમાંથી બને તેટલું ફળ પ્રાપ્ત કરવાની છે. નિયમશાસ્ત્ર અને પ્રબોધકોના શિક્ષણનો સાર આપણને આપણા પોતા પર સારી રીતે પ્રેમ રાખવાનું, અને પછી બીજાઓને પણ તેવીજ રીતે ચાહવાનું કહે છે (લુક ૧૦; ૨૭).

આમ કરવાની સર્વેની પહેલી જવાબદારી છે, એ માટે જ્યારે કોઇ ઉપદેશક આત્મભોગનો ઉપદેશ આપે છે ત્યારે કેટલાએકને એમાં કંઈક સરળતાની ખામી દેખાય છે. તેઓ કહે છે કે, "આ બધી આત્મભોગમય સેવાની વાતો તો માત્ર પોથી માંહેનાં રીંગણાં છે. આ ઉપદેશકને તેમજ તેના શ્રોતાજનોને, સૌની માફક, સારૂં સારૂં જોઈએ છે. ઘરબાર, ખાવાપીવાનું, પુસ્તકો અને સુખનાં બીજાં સાધન વગેરે બધું જોઈએ છે, તો પછી આત્મભોગ કયાં રહ્યો?"

આના જવાબમાં આ નીચેનું દષ્ટાંત આપી શકાય: ગાલીલનો સમુદ્ર અને મૃત સમુદ્ર એ બન્ને એકજ પાણીના બનેલા છે. એ પાણી હેર્મોન પર્વત પરથી અને લબાનોનનાં દેવદારના મૂળમાંથી સ્વચ્છ અને ઠંડું વહે છે. ગાલીલનો સમુદ્ર એ પાણીમાંથી સૌંદર્ય ઉત્પન્ન કરે છે, કારણકે તેને જવાનો માર્ગ છે, **તે આપવાને માટે લે છે.** તે પોતે એ પાણી એટલા માટે લે છે કે તે બીજી જગાએ આવીને યરદન નદીની આજુબાજુની જમીન રસાળ કરે. પણ એનાએજ પાણીથી મૃત સમુદ્ર કેર વર્તાવે છે, કારણકે મૃત સમુદ્રમાંથી પાણી નીકળવાનો કોઈ માર્ગજ નથી. **તે રાખી મૂકવાને માટે લે છે.** સ્વાર્થી અને નિ:સ્વાર્થી માણસો વચ્ચે આ મોટો ભેદ છે. આપણને સૌને જીવનના મોટા આશીર્વાદો જોઇએ છે, અને એ યોગ્યજ છે, એ ઇશ્વરી બક્ષીસ છે. પણ કેટલાક માણસો તે પોતાને માટે રાખવાને લે છે, અને તેથી મૃત સમુદ્રના જળની માફક તે ખારા ઝેર જેવા થઈ જાય છે. બીજાઓ તે લઈને જેમને પોતા કરતાં અધિક જરૂર હોય તેમને તે આપે છે, અને તેથી તે અમૃત જેવા રહે છે.

સ્વત્યાગદ્વારાજ સાર્થક જીવન મેળવી શકાય છે. એવો જે ઇસુનો સિદ્ધાંત છે તેનો અર્થ એમ નથી કે આપણું વ્યક્તિગત જીવન તે અગત્યનું નથી. એનો અર્થ

એમ છે કે, આપણું વ્યક્તિગત્ જીવન એ આપણા આખા જીવનનું માત્ર એક અંગ છે; અને એ આખા જીવનમાં ઘણાનો સમાવેશ થાય છે. કોઈએક માણસ કહે છે કે, "આપણા પાડોસી પ્રત્યેના પ્રેમનો અર્થ એવો નથી કે, આપણે પોતાનો નાશ કરવો, પણ માત્ર એ છે કે, આપણે અને આપણા પાડોસીઓ મૂળમાં અને ખરી રીતે એક છીએ."

આ સત્યમાંથી એક વાત ચોકએચોકખી દેખાઈ આવે છે, અને તે આ છે: **સ્વાર્થી માણસ અપૂર્ણ માણસ** છે. તે પોતે પોતા વિષે ભલે માને કે હું ડાહ્યો, શાણો અને વ્યવહારકુશળ છું; પણ ખરી વાત એ છે કે, તે અપૂર્ણ અને રોગી છે, અને તેનામાં ખરી માણસાઈ ખીલી નીકળી નથી.

નિ:સ્વાર્થ અને ભરપૂર જીવન એ બે એક સાથે રહેલાં છે, અને સ્વાર્થી થવું, એ જીવનનો ખરો મહિમા ખોઇ નાખવા જેવું છે, એ વાત જે આપણે કહેતા આવ્યા છીએ, તે આ વાતથી સિદ્ધ થાય છે કે, રોગનાં ચિહ્નો અને સ્વાર્થનાં ચિહ્નો એકસરખાં છે. કોઈ માણસ લાંબો કાળ માંદગી ભોગવે તો તે પોતાનોજ વિચાર કરવા લાગી જાય છે. તેનું મન તેના પોતામાં લાગી રહે છે, અને તે પોતાનીજ ચિંતા કરે છે. પોતાને શું જોઈએ અને શું ન જોઇએ, એ વિચારમાં તે મગ્ન રહે છે. તે ચીઢિયો, રીસાળ, અને ક્રોધી થઈ જાય છે, અને સૌ કોઇને પોતાની સાથે હેરાન કરે છે.

હવે આ માણસ આવી સ્થિતિમાંથી પાછો પોતાની અસલ આરોગ્યની સ્થિતિમાં કેવી રીતે આવે છે, તે વાતનો વિચાર કરો. તે પોતાની ચિંતા કમી કરતો જાય છે, અને સાથે સાથે બીજાઓનો વિચાર કરવા લાગે છે. પહેલાં બીજાને ઓછું દુ:ખ આપવું એમ તેના મનમાં થાય છે, અને વખત જતાં તે બીજાઓને ખુશી કરવાનો પ્રયત્ન કરે છે. તે જે કંઇ કરે છે તે શાંતિ, ધીરજ અને આનંદથી કરવા લાગે છે, અને વધારે સશક્ત થતાં ઘરમાં કે બહાર બીજાઓની સેવાના કાર્યમાં જોડાય છે, અને પૂર્ણ તંદુરસ્તીમાં આવતાં આગળની માફક પોતાનો કામધંધો કરવા લાગે છે, અને જગતમાં પોતાનું સ્થાન પાછું લે છે. એ સ્થિતિમાં આવતાં તે પોતાનો વિચાર બહુ થોડો કરે છે, અગર તો બિલકુલ કરતો નથી, અને પોતાના કુટુંબનો અને બીજાઓનો વિચાર કરવા લાગે છે. સ્વાર્થી માણસની વાત પણ આવીજ છે, અને વધતી જતી ઉપયોગિતા એ આત્મિક આરોગ્ય અને ભરપૂર જીવન છે.

૪. સ્વત્યાગ અને સ્વાર્થી જીવન વચ્ચેનો જરૂરનો સંબંધ બીજી એક મૂળની વાતમાં જોવામાં આવે છે. જગતમાં આગળ વધવા માટે સર્વને જીવન આપવામાં આવ્યું છે. હવે આપણે જે કરવાનું છે તે એ કે આ જીવનમાંથી સાર્થક જીવન ઉત્પન્ન કરવું. જીવન એ થાપણ છે; સાર્થક જીવન એ થાપણને વધારીને કરવામાં આવતો મોટો ધનનો ભંડાર છે. હવે મનુષ્યનો બધો અનુભવ આપણને ચોક્કસ બતાવી આપે છે કે, આપણા જીવનને સાર્થક જીવન બનાવવા માટે કોઇ ઉંચો હેતુ તેના પ્રાણરૂપે રહેવો જાઇએ. જગતના મહાપુરૂષોનાં જીવન જોવાથી આપણને આ વાતની ખાતરી થાય છે. ભરપૂર જીવન પામવા માટે ઉંચા હેતુની પૂર્ણ

જરૂર છે, એ વાત એવી સ્પષ્ટ છે કે મૂર્ખ માણસો પણ તે સમજી શકે છે. કોઇ મહાન પુરૂષ ગમે તેટલી વાતમાં માથું મારે, પણ એક વાત તો દીવા જેવી દેખાય છે, એટલે તે બધી વાતમાં તેનું લક્ષ્ય એકજ છે. પાઉલની માફક તે કહે છે કે, "એક કામ હું કરૂં છું" (ફિલિપી. ૩; ૧૩). ઉંચા આદર્શવાળા માણસોને પોતાનું જીવન વ્યર્થ ગુમાવવું એના જેવું બીજું કશું અસહ્ય નથી.

આવો વિચાર કોઇ મહાન પુરૂષોનેજ જોઇએ, એમ નથી; એ તો આપણે સૌ રાખી શકીએ છીએ. હિન્દુસ્તાનની ઉત્તરમાં ગંગાજમના નદીઓ વહે છે, અને એ બે નદીઓએ આજુબાજુની ભૂમિ હજારો અથવા લાખો ચોરસ માઇલમાં ઘણીજ રસાળ કરી મૂકી છે. હિન્દુસ્તાનના ઇતિહાસનો મોટો ભાગ આ પ્રદેશમાંજ, આજે સેંકડો વરસો થયાં, રચાતો આવ્યો છે, તેનું કારણ પણ એજ છે. પણ બધી નદીઓ ગંગા અને જમના જેવી નથી. એ નદીઓ પોતાના પ્રમાણમાં કામ કરે છે, અને નર્મદા, તાપી વગેરે પોતાના પ્રમાણમાં કામ કરે છે. એથી પણ નાની નદીઓનું પણ એમજ સમજવું, એવીજ રીતે મોટા તેમજ નાના માણસોમાં ભરપૂર જીવનનું રહસ્ય ઉંચા હેતુ અને લક્ષ્યમાં રહેલું છે.

કેટલાક માણસોને આવું નિશ્ચયવાળું અને સમર્પિત જીવન સખત અને ભારે લાગે છે. માણસોને રંગરાગ જોઈએ છે, અને તે વળી સહેલાઈથી. રાતદિવસ મોટા મોટા વિચારો કરવા અને તે પ્રમાણે કાર્ય કરવું એ તેમને બહુ મુશ્કેલ લાગે છે; પણ આ લોકો એમ સમજતા નથી કે જીવનમાં ઉંચો હેતુ કે લક્ષ્ય રાખવાથી આપણો આનંદ કે ઉલ્લાસ જતો રહેતો નથી. ખરી વાત તો એ છે કે આવા તત્ત્વને આપણા જીવનમાં દાખલ કરવાથીજ આપણા જીવનના સુખનો પાયો ઉંડો અને અચળ નંખાય છે. એકજ લક્ષ્યનો વિચાર કરવાથી આપણે બીજી વાતોનો વિચાર કરવાનું કામ બંધ કરી દેતા નથી. ઉલટા આપણે બધી વાતો તેમના યથાર્થ સ્વરૂપમાં જોઈએ છીએ, અને તેમને એવી રીતે જોઈને તેમનો ખરો આનંદ લઈ શકીએ છીએ.

. તેવી રીતે કોઈ ખ્રીસ્તી માણસનો કામધંધો ગમે તે હોય, પણ તેના જીવનમાં જનસમાજમાં ઉપયોગી થવાનું એકજ પરમ લક્ષ્ય હોવું જોઈએ. એ લક્ષ્ય આવવાથી બીજી વાતો કે બીજું કામકાજ ન રહેવું જોઇએ તેમ નથી. માત્ર એ લક્ષ્ય તેનાં સર્વ કાર્યોમાં અને વિચારમાં વ્યાપ્ત રહેવું જોઈએ. એની ગુપ્ત અસર બધા પર થાય છે. એથી એનાં સાધારણ કામકાજમાં નવું ચૈતન્ય અને સૌંદર્ય આવે છે. આવા માણસનું કાર્ય ઘણા ઉત્તમ પ્રકારનું થાય છે, કારણ કે કાર્યમાં પણ એક પ્રકારનો પ્રાણ અને આત્મા રહેલો છે, અને આવો માણસજ તે તેમાં મૂકી શકે છે.

આગળના જમાનાના ખ્રીસ્તી સાધુસંતોનાં ચિત્રો ફિક્કાં અને રોગી માણસોના જેવાં દેખાડવામાં આવ્યાં છે, તેથી ખ્રીસ્તી ધર્મનો અર્થ અમુક પ્રકારનો કરવામાં

આવ્યો છે. પણ હેન્રી ડ્રમંડ જેવો માણસ જુઓ. તેનામાં જેવું એક ઉંચું લક્ષ્ય હતું તેવું થોડાજ માણસોમાં હશે. તેણે ઘણા માણસોને ઈસુ ખ્રીસ્તના સમાગમમાં આણ્યા. તેના ઉપદેશની અને તેના સમાગમની અસર સ્કૉટલાંડ દેશના વિદ્યાર્થીઓ પર આજે પણ જોવામાં આવે છે. તેના જીવનચરિત્રનો લેખક કહે છે કે, "તે લખવાનું કામ સુગંધનો ઈતિહાસ લખવા જેવું છે." તેના જીવનમાં કેટલો આનંદ અને ઉલ્લાસ હતો તે તેના મિત્રના લખાણ પરથી દેખાય છે.

"તે ક્રિકેટ રમતો, બરફ ઉપર સરકતો, શિકારે જતો, અને કોઇ ઠેકાણે આગ લાગી હોય કે ફુટબોલની રમત રમાતી હોય તો તે જોવાને તે ઘણે દૂર સુધી જતો. જ્યારે તેને મળો ત્યારે તે નવી વાર્તા કહેતો, કે નવી રમતગમત કરતો. કોઇ શેરીમાં મળો તો ત્યાં કોઈ છોકરાઓ પોતાના શેઠનું કામ પડતું મૂકીને ભેગા થઇ કલોલ કરતા હોય, લખોટીઓ રમતા હોય કે વઢતા હોય તો તે જોવાને તમને કહેતો. આગગાડીમાં મળો તો ત્યાં તમને તેને નવાં લાગતાં બધાં માસિકો, પત્રો, ચોપાનિયાં, વગેરે તેની પાસે પડેલાં દેખાતાં .....એક વખતે સાંજના વરસાદ પડતો હતો ત્યારે કોઈને ઘેર જઈ તેણે એક નવી રમત બતાવી, અને પાંચ મિનિટમાં તો બધા તે રમત રમવા લાગ્યા. નાનાં છોકરાં ભેગાં થયાં હોય તો તેની હાથચાલાકીના ખેલ જોવા તેઓ તેને લઈજ જાય .....યુવકોમાં તે શાહજાદાના નામથી ઓળખાતો હતો."

જેમ કોઇ ઝરણ ઉંચા પર્વત પરથી નિર્મળ અને પ્રકાશ મારતું વહે છે, રમતાં રમતાં આગળ વધે છે, પોતાની સાથે બીજાં નાનાં ઝરણોને લે છે, છાછરી જગાઓમાં ખળખળ કરતું વહે છે, અને ઉંડી જગાઓમાં શાંત અને સ્થિર થઈ આગળ વહે છે, તેમ ડ્રમંડ જેવા માણસો જગતમાં રહે છે. તેઓ ગંભીર કે કલોલ કરતા દેખાય, પણ તેમના આત્મામાં એકજ વસ્તુ જોવામાં આવે છે, તેમનું લક્ષ્ય એકજ છે, અને આ વાત એ બતાવે છે કે ખ્રીસ્તી જીવન પૂર્ણ, રસદાર અને સુંદર છે; અને ઈસુના જે જીવનમાંથી તે નીકળે છે તે જીવનની પૂર્ણતાની સાક્ષી આપે છે.

આટલા માટે આપણો નાનો આત્મા મોટા આત્મામાં ખોઇ નાખવો, અને માણસજાતની સેવા કરવાનું એકજ લક્ષ્ય રાખવું એ સ્વત્યાગ છે એ ખરૂં, પણ તે સિવાય તે પૂર્ણ સાર્થક જીવન પણ છે. જે માણસ તે પ્રાપ્ત કરે છે, તેનો આત્મા વિશાળ બન્યો છે, અને તેમાં તેને સ્થાયી આનંદ પ્રાપ્ત થયો છે. જ્યારે કોઈ મોટી આફત આવી પડે છે, ત્યારે સ્વાર્થી માણસો જેમ પાછા પડે છે તેમ તે પાછો પડતો નથી; કારણ કે તેનો નાનો આત્મા એ તેનું સર્વસ્વ નથી, અને તેના આ નાના આત્માને ગમે તે થાય, પણ તેથી તેના આત્માના મોટા પ્રદેશને કઈ હરકત પહોંચતી નથી. લડાઈમાં યોદ્ધાઓ ઘાયલ થઇને લડે છે, ત્યારે તેમને પોતાની જાતનો વિચાર ન થતાં પોતાના દેશનો વિચાર થાય છે, અને તેને માટે તેઓ પોતાનો પ્રાણ આપવાને ભાગ્યશાળી થયા છે, એ વાતથી તેમને આનંદ થાય છે તેમ આ લોકોને પણ થાય છે.

આપણને એ વાત ભલે વિચિત્ર લાગે, પણ ઈસુએ પોતાના ઉંડા અને ખરા અનુભવથીજ કહ્યું છે કે, "તમારામાં જે કોઈ મોટો થવા ચાહે તે તમારો સેવક થાય, અને જે કોઈ તમારામાં આગેવાન થવાની ઈચ્છા રાખે, તે તમારો દાસ થાય" (માત્થી ૨૦; ૨૬, ૨૭). પણ સાધારણ રીતે માણસોમાં આથી ઉલટીજ વાત જોવામાં આવે છે. જે કોઈને મોટા થવું હોય તેણે ધન કે રાજ્ય મેળવવું; તેણે સેંકડો, હજારો કે લાખો માણસોની સેવા લેવી. આવી માન્યતા માણસજાતના મોટા ભાગમાં રહેલી છે. ઈસુએ આ વાતને તદ્દન ફેરવી નાખી અને તેથી ઉલટીજ વાત જગતમાં જાહેર કરી. માણસની ખરી મોટાઇ તેની નિઃસ્વાર્થી સેવાના પ્રમાણમાં છે. આ સેવા જેમ ઉંડી, ઉંચી અને વિસ્તૃત હોય તેમ માણસની મહત્તા વિશેષ છે. વધસ્તંભનો માર્ગ એ ભરપૂર જીવનનો માર્ગ છે, સાધુ સુંદરસીંગ કહે છે કે, "જે કોઈ વધસ્તંભ ઉપાડે છે, તેને વધસ્તંભ ઉપાડે છે."

# પ્રકરણ પાંચમું.

## આત્મસંયમ.

### રોજનાં વાંચન.

ગયે અઠવાડિયે ઈસુના જે સિદ્ધાંતનો આપણે અભ્યાસ કર્યો તે એ હતો કે, જીવન ખોવાથી જીવન પ્રાપ્ત થાય છે. એમ છતાં કેટલીક વાર એવો વખત આવે છે કે જ્યારે આ સત્ય ખુલ્લેખુલ્લું દેખાતું નથી. પર્વતનું શિખર સૂર્યના પ્રકાશમાં રહે, જ્યારે પર્વતના નીચા ભાગો વાદળાંથી ઢંકાએલા રહે છે. એવી રીતે જીવન ખોઇને જીવન પામવાનો આ આદર્શ ઈસુના ચારિત્ર્ય જેવા ચારિત્ર્ય, જેમાં તે તેના ઉંચામાં ઉંચા સ્વરૂપમાં દેખાય છે, તેમાં પ્રકાશ મારતો દેખાય, પણ તે નીચેની સપાટી ઉપર આપણા અપૂર્ણ જીવનમાં ઝાંખોઝાંખો દેખાય છે. કેટલીક વાર આત્મસંયમ મહિમાવાન અને જીવનદાયી બિલકુલ દેખાતો નથી. આ અઠવાડિયે આપણે આવા આત્મસંયમના અર્થનો વિચાર કરીશું. પહેલાં આપણે રોજના વાંચનમાં એ વાતનો વિચાર કરીએ.

#### પાંચમું અઠવાડિયું, પહેલો દિવસ.

"જો તારી જમણી આંખ તને ઠોકર ખવડાવે, તો તેને કાઢી નાખીને તારી પાસેથી ફેંકી દે, કેમકે તારા અવયવોમાંના એકનો નાશ થાય, અને તારૂં આખું શરીર નરકમાં ન નંખાય, એ તને ગુણકારક છે. વળી જો તારો જમણો હાથ તને ઠોકર ખવડાવે. તો તેને કાપી નાખીને તારી પાસેથી ફેંકી દે, કેમકે તારા અવયવોમાંના એકનો નાશ થાય, અને તારા આખા શરીરને નરકમાં નાખવામાં ન આવે, એ તને ગુણકારક છે." માથી ૫; ૨૯, ૩૦.

ખ્રીસ્તી જીવન જે આત્મસંયમ માગે છે તેનું એક પ્રાથમિક સ્વરૂપ, જે ભુંડી વસ્તુઓ આપણા ચારિત્ર્યને બગાડે છે અને આપણી ઉપયોગિતાને હાનિ પહોંચાડે છે, તેનો મક્કમ ત્યાગ કરવો તે છે. એડમંડ બર્કે કહ્યું છે કે, "કોઈ ખરાબ માણસ કદી કંઈ પણ સારી સેવા કરી શકયો નથી." આ જાતના આત્મસંયમમાં કેટલો પુરૂષાર્થ જોઈએ છે, તે તો જેણે તે ખરેખર કર્યો હોય તેજ જાણે છે. જનસમાજની કેટલીક રૂઢીઓ, જેમને લોકોનો મોટો ભાગ પાળે છે, અને જે તેમને અધમતામાં ઘસડી જાય છે, તેની સામે આપણે નિરંતર લડવું જોઈએ. લોકોનો મોટો ભાગ ભલે રાજકીય બાબતોમાં પોતાની ઈચ્છા પ્રમાણે કાર્ય કરે, પણ ઉચ્ચ

બાબતોમાં તે હમેશાં લગભગ ભૂલ ખાય એમ માનવાનું કારણ રહે છે. દાખલા તરીકે, ઉંચા સંગિત અને નાટકનાં ગીતો, સીનેમા અને કાલીદાસ, શેકસપીયર વગેરેનાં નાટકો તથા અધમ આશકમાશુકની વાર્તાઓ અને મોટી મોટી કથાઓ, વગેરેમાંથી પસંદગી કરવાનું આપણે લોકોને કહીએ, તો તેઓ શું પસંદ કરશે તે શું આપણે જાણી શકતા નથી? જનસમાજની આવી રૂઢીઓની સામા લડવા માટે પુરૂષાર્થની જરૂર છે. કોઈ સામાન્ય રીતે સ્વીકારાએલી ભુંડી વસ્તુના આકર્ષણની સામે થવામાં અમુક પ્રકારનું આત્મબળ જોઇએ છે. એમર્સન કહે છે કે, "સારા માણસોના સદાચારથી પૃથ્વી ટકી રહી છે, એવા લોકો આ પૃથ્વીને રહેવા લાયક બનાવે છે."

**પ્રાર્થના.**

"મારા પિતા, જગત મને ન ઘડે, પણ જગતને ઘડવામાં હું સહાય કરૂં, એવો સશક્ત મને બનાવ. આમેન." જોન હેન્રી જોએટ.

## પાંચમું અઠવાડિયું, બીજો દિવસ.

"વળી આકાશનું રાજ્ય ખેતરમાં સંતાડેલા દ્રવ્યના જેવું છે, કે જે એક માણસને જડયું; તેણે તે છાનું રાખ્યું, અને પોતાના હર્ષને લીધે જઇને પોતાનું સર્વસ્વ વેચી નાખીને તેણે તે ખેતર વેચાતું લીધું.

"વળી આકાશનુ રાજ્ય સારાં મોતી શોધનાર કોઇએક વેપારીના જેવું છે: તેને એક અતિ મૂલ્યવાન મોતીની ભાળ લાગી, ત્યાર પછી જઇને તેણે પોતાનું સર્વસ્વ વેચી નાખીને તે વેચાતું લીધું." માત્થી ૧૩; ૪૪-૪૬.

ખ્રીસ્તી સેવા જે બીજી જાતનો આત્મસંયમ આપણી પાસે સ્પષ્ટ રીતે માગે છે, તે એ છે કે, **આપણે છુટી છુટી નિષ્ઠાનો ત્યાગ કરીને પૃથ્વી ઉપર સ્વર્ગના રાજ્યની સ્થાપનામાં દૃઢ નિષ્ઠા રાખવી.** કેટલાકના ધારવા પ્રમાણે માત્ર ઉઘાડા પાપથી દૂર રહેવું એવો ખ્રીસ્તી થવાનો અર્થ છે, પણ એમ નથી. હેન્રી વાંડ બીચર કહે છે કે, "મેં એવા કેટલાક માણસોને જોયા છે કે, જેઓ આપણા આત્માના પરિવર્તનનો અર્થ એવો ધારતા હતા કે, જેમ કોઇ કપડું ધોવાઇને સાફ થયું, એટલે તેને વાળીને કબાટમાં મૂકવામાં આવે છે, તેમ આપણે સાફ થઇને ઈશ્વરના ઘરમાં એક શોભારૂપે મૂકવામાં આવીએ છીએ. હવે જે કપડું વપરાતું નથી તેને વાંતરી ખાઈ જાય છે; તેમ જે ખ્રીસ્તીને આવી રીતે તે મલિન ન થાય માટે એક બાજુએ મૂકવામાં આવે છે, તેને કીડા ખાઈ જાય છે." ખરી વાત તો એ છે કે, ખ્રીસ્તી જીવન માણસજાતના કલ્યાણને અર્થે, છેક નીચ અને ખોવાએલાઓની સેવાને અર્થે, અને પૃથ્વી પર ઇશ્વરનું રાજ્ય આવે તે માટે એકનિષ્ઠ રહી નિરંતર કાર્ય કરતું રહે છે. પણ જે જીવન આ પ્રમાણે સમર્પિત હોય તેમાં ઘણો પુરૂષાર્થ જોઈએ છે. ઈસુના કહેવા

પ્રમાણે આને માટે કોઈ વાર માણસને પોતાનું સર્વસ્વ આપી દેવું પડે છે. કોઈ પણ સંજોગોમાં જે માણસ બીજાને માટે કાળજી રાખતો હોય તેને દુ:ખ ભોગવવુંજ પડે છે. જ્યારે અમેરિકામાં નાસી જનાર ગુલામોને પકડીને તેમને તેમના ધણીને પાછા સોંપવા વિષેનો કાયદો પસાર થયો, ત્યારે એક મહાન પુરૂષે લખ્યું કે, "વાતાવરણજ પાપમય છે; મને એક નવો અનુભવ થાય છે; હું સવારમાં ઉઠું છું ત્યારે મને એક પ્રકારનું દરદ થાય છે, અને તે આખો દિવસ રહે છે, અને એનું કારણ આ દેશને આ કાયદારૂપી જે કલંક લાગ્યું છે તે છે, અને તેને લીધે તે દેશનું સૌંદર્ય અને તેનો પ્રકાશ નાશ પામ્યાં છે." આપણે આપણા દેશ કે ધર્મ, વગેરેને માટે આવી રીતે કાળજી રાખીએ છીએ?

### પ્રાર્થના.

"ઓ પ્રભુ, અમને કોઈ દિવ્ય લક્ષ્યની સાદાઇથી ભર, કે અમે તારી પવિત્ર ઇચ્છાની સાથે હૃદયથી એક થઇએ, અને અમારી પોતાની વ્યર્થ ઈચ્છાઓથી દૂર રહીએ. સર્વ પ્રકારની વિઘ્નરૂપ ઈચ્છા કે નાખુશીમાંથી મુક્ત થઇને જે કાર્ય તેં અમને કરવાને આપ્યું છે તેમાં અમે અમારી બધી શક્તિઓ પૂર્ણ રીતે જોડીએ; અને ઈસુ ખ્રીસ્તના સારા સૈનિકને છાજે તેમ સર્વ પ્રકારની મહેનતમાં આનંદ માનીએ, અને અમારા ઉપર ગમે તેવી મુશ્કેલી આવી પડે, તો પણ તેથી નાહિમ્મત ન થઇએ; અને જે વિશ્વાસુ જનોએ તારૂં નામ રાખ્યું છે, અને પ્રત્યેક પેઢીમાં તારા રાજ્યની સાક્ષી આપી છે, તેઓમાં જો અમે ભળીએ તો અમે તેને આશીર્વાદના અમારા મુગટરૂપે માનીએ. આમેન." જેમ્સ માર્ટિનો.

### પાંચમું અઠવાડિયું, ત્રીજો દિવસ.

"તેણે ઉંચે જોયું તો શ્રીમંતોને [ધર્મ] ભંડારમાં દાન નાખતા તેણે જોયા. તેણે એક દરિદ્રી વિધવાને તેમાં બે દમડી નાખતી જોઇ, ત્યારે તેણે કહ્યું કે, હું તમને સાચું કહું છું કે, આ દરિદ્રી વિધવાએ એ સઘળાઓના કરતાં વધારે નાખ્યું છે. કેમકે એ સૌએ પોતાના વધારામાંથી દાનોમાં કંઇક નાખ્યું, પણ એણે પોતાની તંગીમાંથી પોતાની જે ઉપજીવિકા હતી તે બધી નાખી દીધી." લુક ૨૧; ૧-૪.

ખ્રીસ્તી સેવા આપણી પાસે પૈસાના સંબંધમાં આત્મસંયમ માગે છે. જ્યારે લાખો લોકો ભૂખે મરતા હોય, અને સારાં કાર્ય માટે જોઇતો પૈસો મળતો ન હોય ત્યારે આપણા પોતાના સુખમાં કે મોજમઝામાં પૈસા ઉડાવવા, એ કોઈ ખ્રીસ્તીને છાજતું ન કહેવાય. કેટલાક એમ કહે છે કે, મોજમઝામાં ખર્ચ કરવો એ એક રીતે ઉપયોગનું છે, કારણ કે તેથી અમુક જાતના મજુરોને રોજી મળે છે. પણ આ લોકો ભૂલી જાય છે કે, જેટલી મજુરી આ એશઆરામનાં સાધન પૂરાં પાડવામાં રોકાય છે તે બીજા વધારે ઉપયોગી કાર્યમાં રોકાતી અટકે છે, અને તેથી સમાજને

નુકસાન થાય છે. હવે જે માણસો આવી રીતે પોતાના એશઆરામ માટે પૈસા ઉડાવે છે તેઓની સાથે આ દૃષ્ટાંતમાંની ગરીબ વિધવાને સરખાવો. એ બિચારી બાઇને તેનો ધર્મ ખરેખર વહાલો હતો, અને તેને માટે તેણે પોતાનો રોટલો પણ આપી દીધો. પૈસાનું દાન કરવું એ પણ કેટલીક વાર માણસના ખરા ભાવની કસોટી છે. જો કોઇ માણસ કહે કે, હું મારા કુટુંબને ચાહું છું, અને સારી સ્થિતિમાં હોવા છતાં તેને માટે પૈસાનાં સાધન પુરાં ન પાડે, અને પોતાના મોજશોખમાંજ પોતાની આવકનો વ્યય કરે, તો તેના પ્રેમમાં કંઈ ખામી છે, એમ સમજવું. તેવીજ રીતે કોઈ કહે કે, હું ઈશ્વરને અને માણસજાતને ચાહું છું, છતાં માણસની સેવામાં પોતાનું ધન વગેરે ખર્ચે નહિ, તો તેનો પ્રેમ એ ખરો પ્રેમ નથી, પણ માત્ર કહેવાનો છે.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, તું ધનવાન હતો, છતાં અમારે અર્થે ગરીબ થયો, અને તેં તારી સુવાર્તામાં વચન આપ્યું છે કે તારા ભાઈઓમાંના બહુ નાનાઓની સેવા માટે જે કંઈ કરવામાં આવે તે તને પોતાનેજ કરવામાં આવ્યું છે, એમ તું માની લઇશ. અમે દિનતાથી વિનંતી કરીએ છીએ કે તું અમને એવી કૃપા આપ કે, તું અમને શક્તિ આપે તે પ્રમાણે, અમારા બંધુઓની જરૂરિયાતો પુરી પાડવાને, અને તું જે સર્વ ઉપર પ્રભુ છે અને સદાકાળ ધન્ય દેવ છે, તેનાં સ્તુતિ અને મહિમાને અર્થે આખી પૃથ્વી પર તારા રાજ્યના આશીર્વાદોનો વિસ્તાર કરવાને અર્થે સદા ખુશી અને તત્પર થઇએ. આમેન."

સંત ઑગસ્ટિન (ઇ. સ. ૩૫૪-૪૩૦).

## પાંચમું અઠવાડિયું, ચોથો દિવસ.

"જાખીએ ઉભા રહીને પ્રભુને કહ્યું કે, પ્રભુ, હું મારી સંપત્તિનો અર્ધો ભાગ ગરીબોને આપું છું; જો અન્યાયથી મેં કોઇનું કંઇ પડાવી લીધું હોય, તો હું તેને ચોગણું પાછું આપીશ. ઇસુએ તેને કહ્યું કે, આજ આ ઘેર તારણ આવ્યું છે, કારણ કે તે પણ ઇબ્રાહીમનો દીકરો છે. કેમકે ખોવાએલું શોધવા તથા તારવા સારૂ માણસનો દીકરો આવ્યો છે." લુક ૧૯; ૮-૧૦.

ખ્રીસ્તી સેવા પૈસા વાપરવામાં આત્મસંયમ માગે છે એટલુંજ નહિ, પણ પૈસા કમાવામાં પણ તે આત્મસંયમ માગે છે. જાખીએ પોતાથી બને તેટલો પોતાની સ્થિતિનો લાભ લીધો હતો, અને ખુબ પૈસો ભેગો કર્યો હતો. આમાં કેટલોક પૈસો અન્યાયનો પણ હતો, અને તે લેવામાં તેણે પાછું જોયું નહોતું. ઈસુનો સમાગમ થતાં તેના જીવનમાં બીજું પરિવર્તન થયું, એટલુંજ નહિ પણ આ આર્થિક વાતમાં પણ પૂરૂં પરિવર્તન થયું. પોતાની આવક કેવા પ્રકારની છે એ

જોવાની, અને તેમાં મોટો સુધારો કરવાની તેને જરૂર લાગી. તેવીજ રીતે આપણે સર્વેએ બધા ધંધામાં કેટલું ન્યાયનું છે અને કેટલું અન્યાયનું છે, એ નિરંતર જોતા રહેવું જોઈએ. કોઇ ખરો ખ્રીસ્તી બીજાના લોહીનો પૈસો લઈ તેથી સુખ ભોગવી શકતો નથી. એ વાત ખરી છે કે આજની દુનિયામાં ન્યાય અને અન્યાયની ભેળસેળ એટલી બધી હોવાને લીધે આપણે આગળની માફક કયો પૈસો સારો અને કયો નરસો, એ એકદમ કહી શકતા નથી. દાખલા તરીકે એવું બની શકે છે કે, કોઈ એક કંપનીના શેર પૃથ્વી પરના સારામાં સારા માણસોના હાથમાં હોય, અને એ કંપની પોતાની કમાણી એવા કોઈ ધંધામાં કરતી હોય કે જેમાં ગરીબ માણસોનું, સ્ત્રીઓનું અને નાનાં બાળકોનું શારીરિક તેમજ આત્મિક મોટું નુકસાન થતું હોય, અને આવું થાય છે તે વાતની પેલા સારા માણસોને ખબર સરખી પણ ન હોય, તો પણ જે કોઇ પોતાની આંખ ઉઘાડી રાખે છે તે કયાં હડહડતો અન્યાય થાય છે, અને કયાં નથી થતો, એ સારી રીતે જાણી શકે છે. પણ આ વાતમાં ખરો સુધારો કરવા માટે વ્યાપાર, ઉદ્યોગ વગેરેના સંબંધમાં માણસોના વિચારમાં મોટો ફેરફાર થવાની જરૂર છે. દરમિયાન જે કોઈ પુરૂષ કે સ્ત્રીનું હૃદય જાગૃત થયું તેણે આ વાતનો પૂરો વિચાર કરી પોતાની આવકમાં કયાં કયાં અન્યાયનાં મૂળ રહેલાં છે તે જોવું જોઈએ, અને તે જોઇને તેમને દૂર કરવાં જોઈએ.

### પ્રાર્થના.

"ઓ પ્રભુ, અમે તારી વિનંતી કરીએ છીએ કે, તું અમને સર્વ પ્રકારનાં ચોરીનાં કાર્યો, ગેરવાજબી માગણીઓ અને વ્યાપાર, કંટ્રાકટ, વગેરેમાં કરવામાં આવતી ઠગાઈથી બચાવ; વળી ઉતાવળે પૈસાદાર થવાની ઇચ્છાથી અને અમારા સંબંધમાં આવતા લોકોનાં અજ્ઞાન અને ગરજનો લાભ લેવાથી અમને દૂર રાખ. આમેન."

બિશપ કેન.

## પાંચમું અઠવાડિયું, પાંચમો દિવસ.

"ઇસુએ સીમોનને કહ્યું કે, બી મા, હવેથી તું માણસો પકડનાર થશે. હોડીઓને કાંઠે લાવ્યા પછી તેઓ બધું મૂકીને તેની પાછળ ચાલ્યા......તે પછી તે ત્યાંથી નીકળ્યો, ને લેવી નામે એક દાણીને દાણની ચોકી પર બેઠેલો જોઇને તેણે કહ્યું કે, મારી પાછળ ચાલ. તે સઘળું મૂકીને ઉઠયો ને તેની પાછળ ગયો." લુક ૫; ૧૦, ૧૧, ૨૭, ૨૮.

સૌ કોઈને ઇસુએ આ પ્રમાણે પોતાનું કામ મૂકી દેવાનું કહ્યું નહોતું. કેટલીક વાર ઈસુએ માણસોને પોતે જ્યાં હતા ત્યાંજ રહેવાનું કહ્યું હતું. પેલો ગાડરાનો ભૂત વળગેલો માણસ સાજો થયો, ત્યારે તે ઇસુના પ્રેરિતોના મંડળમાં સામેલ

થવા માગતો હતો, પણ ઇસુએ તેને કહ્યું કે, "તારે ઘેર તારાં સગાંઓની પાસે જા" (માર્ક ૫; ૧૯). પણ કેટલાક પુરૂષોને અને સ્ત્રીઓને કોઈ ખાસ કાર્ય માટે બોલાવી બહાર કઢવામાં આવે છે. તેમને શારીરિક સુખ, કૌટુંબિક જીવન અને સ્થિર વ્યવસાય આપવામાં આવતાં નથી. તેઓ ધર્મના પ્રચારક છે. તેઓએ ગરીબ, કંગાલ અને દુઃખી લોકોનાં દુઃખ દૂર કરવાને મહેનત કરવી જોઈએ. તેમને સેવાનાં કાર્યો કરવાનાં છે. તેઓને સત્યનું શોધન કરી બીજાને તે મહામુશ્કેલ માર્ગે લઈ જવાનો પ્રયત્ન કરવો પડે છે. તેઓ અસાધારણ લોક છે, અને ઇસુની માફક પોતાનો ભોગ આપતાં તે લોકો અચકાતા નથી. ઇસુના વિષે જે શબ્દો કહેવામાં આવ્યા હતા તે તેમને બરાબર લાગુ પડે છે: "તેણે બીજાઓને બચાવ્યા પણ તે પોતાને બચાવી શકતો નથી" (માર્ક ૧૫; ૩૧). ખ્રીસ્તી ચારિત્ર્ય આપણી પાસે આવું આવું કાર્ય માગે છે. આમાં જે આત્મસંયમની જરૂર છે તે ખુલ્લેખુલ્લો દેખાય છે. આવા આત્મભોગમાં ઉંચામાં ઉંચું લક્ષ્યજ ટકી શકે છે. સત બર્નાર્ડ બરાબર કહે છે કે, "જ્યારે વફાદાર સેવક પોતાના રાજાના ઘા ઉપર પ્રેમથી જુએ છે, ત્યારે તે પોતાના ઘાની બિલકુલ દરકાર કરતો નથી."

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, સર્વ ભલાઇ અને કૃપાના પરમેશ્વર, અમે આપી કે સમજી શકીએ તેના કરતાં અધિક પ્રેમને તું યોગ્ય છે. અમે તને વિનંતી કરીએ છીએ કે, તું અમારાં હૃદયોને તારા માટે એવા પ્રેમથી ભરપૂર કર કે, તારી ઈચ્છા પ્રમાણે કોઇ પણ કાર્ય કરવાનું કે દુઃખ ભોગવવાનું અમને મુશ્કેલ લાગે નહિ; અને તારા પર આ પ્રમાણે પ્રેમ કરીને અમે અધિકાધિક તારા જેવા થતા જઈએ, અને આખરે જે લોકો તારા પર પ્રેમ કરે છે તેમને જે જીવનનો મુગટ આપવાનું તેં વચન આપ્યું છે, તે અમે પામીએ, એવું કર. ઈસુ ખ્રીસ્ત અમારા પ્રભુદ્વારા માગીએ છીએ. આમેન."

વિદ્યાર્થીઓને માટે પ્રાર્થનાપુસ્તક.

### પાંચમું અઠવાડિયું, છઠ્ઠા દિવસ.

નાઓમી પોતાની પુત્રવધુઓને છેલ્લી સલામ કરીને છૂટી પડે છે, અને મોઆબ તરફથી પોતાનું મુખ પોતાના ઘર તરફ ફેરવે છે, એ પરિચિત દૃશ્ય આજે યાદ કરો.

"તેઓ ફરીથી પોક મૂકીને રડી; ઓર્પાહે પોતાની સાસુને ચુંબન કીધું; પણ રૂથ તેને વળગી રહી.

ત્યારે તેણે કહ્યું, તારી દેરાણી પોતાના લોકોની પાસે તથા પોતાના દેવતાની પાસે પાછી ગઇ છે; તું પણ તારી દેરાણીની પાછળ પાછી જા. ત્યારે રૂથે કહ્યું, તને મૂકીને તારી પાસેથી પાછી જવાની આજીજી મને ન

કર; કેમકે જ્યાં તું જાય છે ત્યાંજ હું જવાની; ને જ્યાં તું રહેશે ત્યાંજ હું રહેવાની; તારા લોક તે મારા લોક, ને તારો દેવ તે મારો દેવ થશે; જ્યાં તું મરશે ત્યાંજ હું મરીશ, ને ત્યાંજ હું દટાઇશ; જો મોત સિવાય બીજું કંઇ મને તારાથી જુદી પાડે, તો યહોવાહ મારૂં મોત આણે ને એથી પણ વધારે દુ:ખ દે. જ્યારે તેણે જોયું કે, મારી સાથે આવવાનો તેનો દૃઢ નિશ્ચય છે, ત્યારે તેણે તેને સમજાવવું મૂકી દીધું." રૂથ ૧; ૧૪-૧૮.

કૌટુમ્બિક સંબંધમાં જે ઘણો આત્મસંયમ જોઈએ તેનો આ એક નમુનો છે. ગૃહમાં ખરા ખ્રીસ્તી થવામાં ઘણો આત્મત્યાગ જોઈએ છે. પોતાના સ્વભાવને વશ રાખવો, આપણને ગમે તેવું લાગતું હોય તે છતાં યોગ્ય વર્તણૂક રાખવી, અને ચીઢાવાનાં ઘણાં કારણ મળે તે છતાં આનંદ અને શાંતિ રાખવાં, વગેરે ઘણી વાતોમાં આત્મસંયમની જરૂર પડે છે. કાર્લાઈલ જેવા મોટા માણસમાં આ સંયમની ખામી હતી. તેની સ્ત્રીના મરી ગયા પછી તે કહે છે કે, "મારા ઘરમાં ચાલતા એ બધા તોફાનમાં હું તેના પર પ્રેમ કરતો હતો એવી તેને ખાતરી આપવાને મને પાંચજ મિનિટ મળે તો કેવું સારૂં!" પણ ઘણીવાર તો કુટુંબમાં એથી મોટા આત્મસંયમની જરૂર પડે છે. જ્યારે ગરીબાઇ અને દારિદ્રયમાં કુટુંબ ડુબી જાય, ભારે માંદગી આવી પડે, જ્યારે બાળકોને અભ્યાસ કરાવવાને માટે પૈસા ન હોય, અથવા ઘરમાં કોઈ આડે રસ્તે જાય, ત્યારે જે સંયમ, ધીરજ, પ્રેમ, વગેરેની જરૂર પડે છે, તે સાધારણ રીતે એકદમ મેળવી શકાતાં નથી. જે પુરૂષો કે સ્ત્રીઓ આ પ્રકારનો સંયમ કરી પોતાનાં કુટુંબી જનોની સેવા કરે છે તેઓનાં નામ સ્વર્ગમાં લખાએલાં છે. રૂથ પણ આવાં માણસોમાંની એક છે, અને તેણે પોતાના ઘરમાં જે ત્યાગ અને પ્રેમ બતાવ્યાં તેના ફળરૂપે તેને ઓબેદ થયો; "તે દાઉદના બાપ યિશાઈનો બાપ હતો."

## પ્રાર્થના.

"ઓ સ્વર્ગીય પિતા, આ ઘરનાં સર્વ માણસો પર તારો ધન્ય આત્મા ખુબ રેડ. અમારામાંના પ્રત્યેકને ભલાઇને અર્થે ઉપયોગમાં આવતું તારા હાથમાંનું એક હથિયાર બનાવ. અમારાં હૃદયોને પવિત્ર કર, અમારાં મન અને શરીર સબળ કર, અને અમને પરસ્પર પ્રેમથી ભરપૂર કર. કોઈ પ્રકારનો અહંકાર, સ્વગુમાન, ઈર્ષ્યા કે તકરાર અમારી વચ્ચે ઉત્પન્ન થવા દઇશ નહિ, અમને ઉત્કંઠિત, સાચા, શાણા અને સમજુ બનાવ, અને એવું કર કે અમે અન્યને ગુસ્સે થવાનું કારણ ન આપીએ. તારી પવિત્ર શાંતિ આજે અને હમેશ અમારા પર રહેવા દે, એટલે અમારાં પરીક્ષણોમાં અમારૂં મન આનંદિત રહે. અમારા કામમાં અમે આનંદ પામીએ, અને અમે આખર સુધી વિશ્વાસુ રહીએ. ઇસુ ખ્રીસ્ત અમારા પ્રભુદ્વારા માગીએ છીએ. આમેન." ચર્ચ ગીલ્ડ.

**પાંચમું અઠવાડિયું, સાતમો દિવસ.**

ખ્રીસ્તી જીવનમાં જે આત્મસંયમની રોજ જરૂર પડે છે તે આ જાતનો છે: લોકપ્રિય પાપોની સામા થવું; સારા કાર્ય પ્રત્યે વફાદાર રહેવાના વચન વિષે ઢચુ-પચુ રહેવું નહિ; લોભવૃત્તિને તિલાંજલી આપવી; અન્યાયનો પૈસો લેવો નહિ; ઇશ્વર તરફથી પોતાને સોંપાએલા ખાસ કાર્ય માટે સુખ, ઘર, દેશ અને જરૂર પડે તો જીવનનો પણ ભોગ આપવો; અને જો એ બધું આપવાની જરૂર ન હોય તો પોતાના ઘરમાં, પાડોસમાં અને સ્નેહીસબંધીઓમાં, યોગ્ય જીવન ગાળવા માટે, જે આત્મભોગની જરૂર પડે છે, તે ખુશીથી આપવો. આત્મસંયમનો આવો કાર્યક્રમ ઈસુએ બેધડક અને તેને જરા પણ કમી કર્યા વગર માગ્યો હતો.

"એ વખતથી ઈસુ પોતાના શિષ્યોને જણાવવા લાગ્યો કે, હું યરૂ-શાલેમ જાઉં, અને વડીલો, મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓને હાથે ઘણું વેઠું, અને માર્યો જાઉં, અને ત્રીજે દહાડે પાછો ઉઠું, એ જરૂરનું છે. ત્યારે પીતર તેને એક બાજુએ લઈ જઇને તેને ઠપકો આપવા લાગ્યો, અને કહ્યું કે, અરે પ્રભુ, એ તારાથી દૂર રહે; એવું તને કદી થશે નહિ. પણ તેણે પાછા ફરીને પીતરને કહ્યું કે, અરે શેતાન, મારી પછવાડે જા; તું મને ઠોકરરૂપ છે; કેમકે દેવની વાતો પર નહિ, પણ માણસોની વાતો પર તું લક્ષ આપે છે. ત્યારે ઈસુએ પોતાના શિષ્યોને કહ્યું કે, જો કોઈ મારી પાછળ આવવા ચાહે, તો તેણે પોતાનો નકાર કરવો, અને પોતાનો વધસ્તંભ ઉંચકીને મારી પાછળ આવવું. કેમકે જે કોઇ પોતાનો જીવ બચાવવા ચાહે છે, તે તેને ખોશે; પણ જે કોઈ મારે લીધે પોતાનો જીવ ખોશે, તે તેને બચાવશે." માત્થી ૧૬ : ૨૧-૨૫.

સંત ફ્રાન્સિસ ઝેવીઅર, જે પોતાના અનુભવ પરથી ખ્રીસ્તી આત્મભોગ કેટલી હદ સુધી જઇ શકે છે, તે સારી પેઠે જાણતો હતો, તેણે એક વખત આ છેલ્લી કલમ વિષે આ પ્રમાણે લખ્યું હતું કે:

"પ્રભુના આ વચનનો શબ્દાર્થ કરવો, તેમજ તેનો સાધારણ અર્થ સમજવો સહેલો છે, પણ જ્યારે જોખમ આવે છે અને ત્યાં જે જીવન વિષે તમે કંઇ નિશ્ચય કરવા ઈચ્છતા હો, તે ખોવાનો વખત આવી પહોંચે છે, અને તે વખતે ઈશ્વરને અર્થે તમે તમારૂં જીવન તેનામાં પામો તે માટે તે ખોવાને તૈયારી કરવા લાગો છો, અને તે તૈયારી માટે જુદી જુદી વસ્તુઓ તમારે જોવી પડે છે, ત્યારે બીજું બધું, અને તેની સાથે આ વચન પણ અદૃશ્ય થતાં જાય છે. આ વખતે, તમે ગમે તેવા વિદ્વાન હો તોપણ, જો ઇશ્વર તમને પોતાની અનંત દયાથી જ્ઞાન આપે નહિ તો બધું વ્યર્થ છે."

આપણે એ ખાતરીપૂર્વક માનવું જોઈએ કે, સંત ઝેવીઅર અહીં જે કહેવા માગે છે, તે જો આપણે સમજીએ નહિ, અને આપણા જીવનમાં કોઈ મોટો આત્મ-

સંયમ અને આત્મભોગ કરવાનો પ્રસંગ આવ્યો ન હોય, તો આપણે ઇસુના ખરા અનુયાયી નથી.

### પ્રાર્થના.

"હે મારા પ્રભુ, મોટા પૂરમાં પણ અડગ રહે એવા આધાર તરીકે અમે તારા વધસ્તંભને ધરી રાખીએ છીએ. જે સુવાર્તા અમને સંભળાવવામાં આવી છે, તે કંઈ દૂરની દુનિયાની અલૌકિક વાત નથી, એ તો આજ દુનિયાની વાત છે. આ દુઃખમય, હિંસામય અને પાયમાલ થએલી દુનિયા, જેને તું તારી મહાવેદના અને તારા લોહીના પસીનાથી તારવાને અવતર્યો છે, તેની વાત છે. આમેન."

એચ. સ્કોટ હોલાંડ.

## અઠવાડિયાનું વિવેચન.

આત્મભોગ એ સાર્થક જીવનને માટે સાધનરૂપ છે, એવું આપણે કહી ગયા છીએ, તે ભલે સાચું હોય, પણ એ નિરંતર સાચું દેખાય, તે માટે આપણી દુનિયા કરતાં કોઇ વધારે સુંદર અને પ્રેમાળ દુનિયાની જરૂર છે. કેટલાક માણસો એવા છે કે, જેમની સાથે આપણું જીવન ભેળવી દેવું એ સહેલું છે, અને તેમનામાં આપણો આત્મા ખોઈ નાખતાં, આપણને તે પાછો મળે છે, અને ત્યાર પછી તે વધારે મોટો અને મહિમાવાન થએલો માલમ પડે છે. એથીજ પાઉલ કહે છે કે, "જે કોઇ પોતાની પત્ની પર પ્રેમ રાખે છે, તે પોતા પર પ્રેમ રાખે છે" (એફેસી. ૫; ૨૮). કેટલાંક કાર્યો એવાં મોટાં છે કે, જેમાં જોડાવાથી આપણું જીવન વધારે વિશાળ અને સંતોષકારક બને છે; પણ આવું હમેશાં બનતું નથી. આપણા જીવનમાં કેટલીક વાર આત્મભોગ અને સાર્થક જીવનનું સુંદર ઐક્ય બનતું નથી. પહેલાં તો આત્મભોગ કરતાં ઘણી મુશ્કેલી લાગે છે, અને આપણે આપણી પોતાની સાથે મોટું યુદ્ધ કરવું પડે છે.

કેટલાક લોકોની સેવા કરવી એ સહેલું કાર્ય છે. આ લોકો સેવાને યોગ્ય છે. તેઓની કૃતજ્ઞતા, સેવાનો ખુશીથી સ્વીકાર કરવાની તત્પરતા, સેવાનો ખરો લાભ લઇ સ્વતંત્ર થવાની ઈચ્છા, આ બધાં સેવાનાં તાત્કાલિક ફળ છે. પણ જે કોઈ ઈસુનો ભાવ ગ્રહણ કરીને જનસમાજની સેવા કરવા નીકળી પડે છે, તેને હમેશાં આવો અનુભવ થતો નથી. પણ ઉલટું પોતાની સેવાના ફળરૂપે તેને ઘણી વાર કૃતજ્ઞતાને બદલે કૃતઘ્નતા, અને કોઈ કોઇ વાર તો તેથી પણ વધારે માઠાં ફળ ચાખવાં પડે છે. કોઇ તકરારમાં સુલેહ કરાવવા માટે તે વચ્ચે પડે છે ત્યારે પેલા બન્ને વિરોધીપક્ષ એક થઈ તેની સામા થાય છે, અને તેના ઉપર ન કરવાનું કરે છે. કોઇ નિરાધાર બાળકને તે ઉછેરીને મોટું કરે છે, અને ભણાવેગણાવે છે, પણ તેનું પરિણામ દૂધ પાઈને સાપ ઉછેરવા જેવું થાય છે. જનસમાજની કોઈ સેવા કરવામાં તે પોતાનું સર્વસ્વ ખરચી નાખે છે, અને તેનું પરિણામ અપયશ સિવાય બીજું કંઇજ હોતું નથી; આવું આવું ઘણી વખત બને છે.

વળી આત્મભોગરૂપી સેવાથી જીવન ખરી રીતે વિશાળ બનવું જોઇએ, પણ તેને બદલે તે કેટલીક વાર સંકુચિત થાય છે. બીજાને સહાય કરવાનું કામ પહેલાં તો આકર્ષક લાગે છે, પણ પછી વેઠ જેવું દેખાય છે. તેમજ દેશસેવા, જનસેવા કે ધર્મપ્રચારનું કાર્ય, એ બધાં વિચારમાં બહુ સારાં દેખાય છે; પણ જ્યારે તે કરવા લાગીએ છીએ, ત્યારે તેમાં સખત મહેનત કરવી પડે છે. જ્યારે ફલોરેન્સ નાઇટિંગેલ કેટલીક સેવિકાઓ સાથે ક્રીમિયાના યુદ્ધમાં ઘાયલ થએલા સૈનિકોની સેવા કરવા નીકળી, ત્યારે તે બધી સેવિકાઓમાં આ સાહસને માટે ઘણો ઉત્સાહ હતો. તે કામ તેમને માટે અને આખી સ્ત્રીજાતને માટે નવુંજ હતું, અને તેથી તેમાં મોહ પણ તેટલોજ હતો. ફલોરેન્સ નાઈટિંગેલને તેમાં કેટલાં જોખમ અને જવાબદારી હતાં તેનું કંઇક ભાન હતું, તેથી તેણે તેમને કહ્યું કે, "મારી જુવાન બેનો, તમારામાં સૌથી જબરી બાઈઓને ગંદાં વસ્ત્ર ધોવાનું કામ કરવું પડશે."

સેવાનો અર્થ સમજી ન શકે એવા લોકોની સેવા કરવી, અથવા સેવાનાં એકનાંએક, કંટાળો ઉપજાવે, એવાં કાર્યો કરવાં, એ મુશ્કલ છે, એટલુંજ નહિ, પણ કેટલીક વાર આત્મભોગ પોતે આપણી આગળ એવા નિર્દય સ્વરૂપમાં આવી ઉભો રહે છે કે, તે જોઇને આપણે પાછા પડી જઈએ છીએ. બીજાની સેવા કરતાં કેટલીક વાર આપણે આપણા જીવનની વહાલામાં વહાલી વસ્તુઓનો ભોગ આપવો પડે છે. એ વખતે તો પહેલાં કોઈ પણ પ્રકારની વિશાળતા આપણને પ્રાપ્ત થતી હોય, એવું દેખાતું નથી, પણ ઉલટા આપણને આપણા સારામાં સારા સુખનો ભોગ આપી આપણું જીવન છેકજ રાંક કરી દેવું પડે છે. એ વખતે બીજાનો બચાવ કરતાં આપણે આપણો પોતાનો બચાવ કરી શકતા નથી. એજ પ્રમાણે ડેવિડ લિવિંગ્સ્ટનને પોતાની સ્ત્રી જ્યારે તે જંગલના તાવથી મરણ પામી ત્યારે તેને દાટી દીધી, અને ભગ્ન હૃદયે અને એકલો આફ્રિકાના મધ્યભાગમાં પ્રવેશ કરવાને નીકળ્યા, અને આખરે ત્યાં પોતાનો પ્રાણ આપ્યો. તેની ડાયરીમાં તે તેના દુઃખના ઉભરો આ પ્રમાણે લખે છે કે, "અરે મારી મેરી, મારી મેરી. તું અને હું કોલોબેન્ગમાં રખડી પડયાં ત્યારથી કોઈ શાંત ગૃહને માટે આપણે કેટલીવાર ઈચ્છા કરી છે!"

૨. માત્ર નિઃસ્વાર્થ સેવામાંજ કોઇ પણ જીવન મોટું અને સુખી થાય છે એવું સ્વીકાર્યા છતાં, મુશ્કેલીથી પ્રાપ્ત થતા આત્મસયમની બાબતનો આપણે આપણા સામાન્ય અનુભવની નજરે વિચાર કરવો જોઈએ. એક વાત તો નક્કી છે કે જ્યારે ઈસુ કહે છે કે, "જો કોઈ મારી પાછળ આવવા ચાહે તો તેણે પોતાનો નકાર કરવો, ને પોતાનો વધસ્તંભ ઉંચકીને મારી પાછળ ચાલવું" (માર્ક ૮; ૩૪), ત્યારે તે કંઈ ખાસ નવું કહેતો નથી. પ્રત્યેક કળા, વિજ્ઞાન, પરાક્રમ કે સાહસ પણ એમજ કહે છે. પાઉલે ગ્રીક લોકોનાં મલ્લયુદ્ધ જોયાં હતાં, અને એ મલ્લ લોકો પોતાનાં શરીર કેળવવા, અને સશક્ત કરવા માટે કેવી કેવી જાતની કસરતો કરતા હતા અને કેવું બ્રહ્મચર્ય પાળતા હતા એ તેણે જોયું હતું. હવે તેમનો આવો આત્મસયમ જોઈને તેના મનમાં સ્વાભાવિક રીતે એમ થયું કે, જો લોકો માત્ર શરીરના બળને

સર્વસ્વ ગણીને તેને માટે આટલો મોટો ભોગ આપે છે, તો પછી જે લોક આત્માનું કલ્યાણ ઇચ્છે છે, તેમણે તે પામવાને માટે શું ન કરવું જોઇએ. "તેઓ તે વિનાશી મુગટ મેળવવા સારૂ એમ [કરે] છે; પણ આપણે તો અવિનાશી [મુગટ મેળવવા] સારૂ" (૧ કોરીં. ૯; ૨૫).

હવે **નટ લોકો** કેવો આત્મસંયમ કરે છે તેનો વિચાર કરો. બાળકોને તે તે લોકો માત્ર હોશિયાર અને ચાલાક લાગે છે; પણ પુખ્ત ઉમ્મરનાં માણસો સારી રીતે જાણે છે કે, તેઓ જે ખેલ કરી બતાવે છે, તે માટે તેમને પહેલાં ખુબ મહેનત લેવી પડે છે, અને આત્મસંયમ પણ કરવો પડે છે. નવી નવી કસરતો શીખવાને તેમને તેમનો જીવ જોખમમાં નાખવો પડે છે, અને તે ધંધાથી થાકી જઇને કે કંટાળી જઈને તેઓ તેને મૂકી દેતા નથી. "તેઓ તો વિનાશી મુગટ મેળવવા સારૂ એમ [કરે] છે."

**ગવૈયાઓનો** વિચાર કરો. એ લોકો એ કળા પામવા માટે કેટલી બધી મહેનત કરે છે, રાત્રે ક્યાં ક્યાં સુધી ઉજાગરાઓ કરીને પોતાના હાથ અને કંઠને કેળવે છે, ઉસ્તાદો પાસેથી કેટલો ખરચ કરીને તાલીમ લે છે એ લોકો પોતાની ધુનમાં હોય ત્યારે તેમને ખાવાની કે સુવાની પરવા રહેતી નથી; અને તેમાંના કેટલાકને તો પૈસાની પણ પરવા રહેતી નથી. આત્મસંયમ અને આત્મભોગ એ લોકોમાં પણ જોવામાં આવે છે.

**નવીન દેશની શોધખોળ કરવા નીકળનારાઓનો** વિચાર કરો પીઅરી ઉત્તર ધ્રુવનો શોધક થાય, માટે તેણે ઉત્તરની કેટલી કડકડતી ટાઢ વેઠી, ઘરના સુખોને દેશવટો દીધો, અને કેટલી લાંબી મુદત સુધી આત્મભોગ ચાલુ રાખ્યો વળી દક્ષિણ ધ્રુવથી ઘર ભણી પાછા વળતાં સ્કોટ મરવા પડયો હતો, અને તેની ટાઢે ઠુંઠાવાઈ ગએલા મિત્રો તેની આજુબાજુ હતા તે વખતે તેણે જે લખ્યું છે તેમાં કેટલો બધો આત્મભોગ જણાય છે: "અમે જોખમો માથે લીધાં; અમે જાણતા હતા કે અમે જોખમો વહોરીએ છીએ, તેથી અમે કંઈ બબડાટ કરતા નથી, પણ પ્રભુની મરજીને આધીન થઈએ છીએ, અને આખર સુધી અમારાથી બનતું કરવાનો અમારો નિશ્ચય છે. અમે જીવતા રહ્યા હોત તો મારા સોબતીઓના અડગપણા સહનતા અને હિમ્મત વિષે હું એવી વાત કરત કે જેથી દરેક અંગ્રેજનું હૃદય ઉશ્કેરાત.'

**વ્યાપારીઓનો** વિચાર કરો. એ લોકો પોતાના વ્યાપારાર્થે રાતદિવસ મહેનત કર્યા કરે છે, અને તેમાં ખાવાપીવાની પણ કાળજી રાખતા નથી. એ લોકો પૈસા કમાવા માટે ટંડી કે ગરમી પણ જોતા નથી, અને અનેક મુશ્કેલીઓ વેઠીને અને પોતાના પ્રાણને પણ જોખમમાં નાખીને તેઓ દેશપરદેશ જાય છે. મિશનેરીઓ પોતાના દેશ, કુટુંબ, સગવડ અને વહાલી તથા ઇષ્ટ તકોનો ત્યાગ કરીને અપ્રસિદ્ધ અને અનાકર્ષક જગાઓમાં જાય છે; ઘણી વાર તો તેઓ એવા લોકોમાં જાય છે કે, જેઓ પર પ્રભુની કૃપા આપણા પર હોય તોજ, આપણને પ્રેમ થાય લિવિંગ્સ્ટન જેવો કોઇ માણસ ધર્મના પ્રચારાર્થે આફ્રિકાના મધ્ય ભાગમાં જાય તે

તેની સ્તુતિ આખી દુનિયામાં થાય છે, પણ કેટલાં બધાં માણસોએ વ્યાપારાર્થે તેવાંજ સાહસો ખેડેલાં છે, અને આજે તેમનું નામ પણ કોઇ જાણતું નથી. લિવિંગ્સ્ટન પોતે કહે છે કે, "જ્યાં ગુલામોનો વ્યાપાર વ્યાપારીને લઇ જાય છે, ત્યાં શું ખ્રીસ્તનો પ્રેમ પ્રચારકને લઈ નહિ જાય?"

હવે **સૈનિકોનો** વિચાર કરો. છેલ્લા મહાન યુદ્ધમાં નહિ નહિતો એક કરોડ માણસોએ પોતાનો પ્રાણ આપ્યા હશે, બેએક કરોડ માણસો ઘાયલ થયા હશે; એવું ભાગ્યેજ કોઇ કુટુંબ હશે કે જેમાં કોઈનેકોઈ માર્યું ગયું કે ઘાયલ થયું નહિ હોય. પાંચસાત કરોડ માણસો લડાઈમાં જોડાયા હતા, અને તેને અંગે તેમણે આપણી કલ્પનામાં પણ ન આવી શકે એવા દુ:ખ, મુશ્કેલી, જોખમ, ભૂખ, તરસ, ઉજાગરા, થાક, સગાંસબંધીનો વિયોગ, વગેરે વેઠયાં હતાં, અને આ બધા માણસોની પાછળ તેમની આખી પ્રજાઓ, એટલે અસંખ્ય માણસો જુદી જુદી જાતનો ભોગ આપી તેમને લડાઇનાં સાધન પૂરાં પાડવામાં રોકાયાં હતાં, અને આ બધું માત્ર "વિનાશી મુગટ" પામવા માટે કરવામાં આવ્યું હતું.

જો કોઈ સેવાને અર્થે આત્મસંયમ કરવા કે આત્મભોગ આપવા ઈચ્છતો ન હોય, તેણે આ બધાનો વિચાર કરવો જોઈએ કે, આત્મસંયમ અને આત્મભોગ વિના પૃથ્વીની કોઈ પણ હાથ કરવા જેવી વસ્તુ પ્રાપ્ત થતી નથી, અને જો પૃથ્વીની વસ્તુ એ વિના પ્રાપ્ત ન થાય તો પછી આત્મિક વસ્તુ તો કયાંથીજ થાય!

"તેઓ તો વિનાશી મુગટ મેળવવા સારૂ એમ [કરે] છે" (૧ કોરીં. ૯; ૨૫).

૩. આત્મસંયમના સંબંધમાં આવો કંઈક વિચાર કરવાથી તેનું ખરૂં સ્વરૂપ સમજાય છે. એ કંઈ આપણને ગમે નહિ કે યોગ્ય ન લાગે એવી અભાવસૂચક વસ્તુ નથી. એક રીતે જોતાં તો આત્મભોગ જેવું કંઇ છેજ નહિ, કારણ કે એ તો અમુક વસ્તુ આપણને જોઈએ છે તેની માત્ર જરૂરની કિમ્મત છે.

નીતિની બધી વાતમાં આ સત્ય બરાબર દેખાય છે. આપણે કોઈને અયોગ્ય રીતે પ્રેમ નહિ કરવાનું કહીએ છીએ, ત્યારે આપણે તેને મોજમઝા છોડી દેવાનું કહેતા હોઈએ, એમ લાગે છે. એ વખતે તેની અમુક ઈચ્છાને દાબી દેવાની વાત આગળ આવે છે. પવિત્રતા એ અમુક ઇચ્છાના ત્યાગ કરવામાં રહેલી દેખાય છે. જેને આપણે શિખામણ આપતા હોઇએ તેના મનમાં મોજમઝા એ અમુક વસ્તુ છે, અને તે તેને આકર્ષે છે, અને પવિત્રતા એ તે વસ્તુને દૂર કરનારા અભાવસૂચક નિયમ તરીકે દેખાય છે. આ સ્થિતિમાં તે પેલી આકર્ષક અને મોહ ઉત્પન્ન કરનારી વસ્તુ સ્વીકારે એ સ્વાભાવિક છે.

પણ જે આત્મસંયમમાં આવી પવિત્રતાની અગત્ય હોય છે, તેનો આધાર આ પાયારૂપ વાત પર રહેલો છે, કે આ પૃથ્વી પર જે સુંદરમાં સુંદર મિલકત છે તે ખ્રીસ્તી કુટુંબ, ખ્રીસ્તી ગૃહ છે. જેને એ પ્રાપ્ત થાય છે તેજ ખરેખર ધનવાન અને સુખી છે; અને જેને તે પ્રાપ્ત થયું નથી, અથવા થયું હોય અને તે ગુમાવી દે છે તે

ખરેખર ગરીબ અને દુઃખી છે; પણ આ અમૂલ્ય વસ્તુ સહેજે હાથમાં આવતી નથી. એ તો જે તેને માટે તેનું મૂલ્ય આપવા તૈયાર છે તેનેજ પ્રાપ્ત થાય છે, અને આ મૂલ્ય એ પવિત્રતા પામવાના અંગમાં રહ્યું છે.

આ કારણથી આત્મસંયમવાળી પવિત્રતા પ્રાપ્ત કરવાની ફરજ એ માત્ર અમુક અમુક બાબત નહિ કરવી એવું નથી. પેલા માણસને અયોગ્ય રીતે પ્રેમ નહિ કરવાનું કહેવામાં આવ્યું હતું, તેનો અર્થ આવો થઈ શકે છે: "ભાઇ, જે સ્ત્રીને તું પરણવાનો છે તે સ્ત્રી તારે માટે ઇશ્વરે ક્યાંક સરજી રાખી છે. એ સ્ત્રીનો ભેટો તને દૈવયોગે યોગ્ય વખતે થશે, અને તમે બન્ને પરણીને એક થશો. એ વખતે તમારા બન્નેમાં જેટલી પવિત્રતા હશે તેટલોજ તમારો પરસ્પર પ્રેમ ઉંડો થશે, અને આ રીતે તારૂં કુટુંબ દુનિયામાં નમુનારૂપ થશે. પણ જો તું અત્યારે અવળે માર્ગે જઈશ તો તેનું પરિણામ તારા મન પર ઘણું ખરાબ થશે, અને તારૂં ગૃહજીવન તેના મૂળમાંથીજ ખરાબ રહેશે કાં તો એ પાપ તારી પાસે બીજાં પાપ કરાવશે, અને તારૂં જીવન એમ કરતાં કરતાં છેક ખરાબ થઈ જશે, નહિ તો તારા ગૃહજીવનમાં તું જોઇએ તેટલી પવિત્રતા લઇને આવ્યો નથી એ વાતથી તારા મનમાં હમેશાં દુઃખ રહેશે" હવે જે માણસો આવા ગૃહજીવનને માટે, અથવા તેથી વિશેષ ઈશ્વરની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે પવિત્ર રહે છે, તેમને માટે પવિત્રતા એ માત્ર અમુક રીતે નહિ વર્તવું એમ નથી. તેમને તો એ નર્યો લાભજ છે. પેલું અયોગ્ય વર્તન એ તેમને માટે ખોટનો વ્યાપાર હતો. આથી આત્મસંયમના સંબંધમાં જે ઉંડામાં ઉંડું સત્ય છે તે એ છે કે, માણસોને કોઈ ઉંચો, ઘણો ઉંચો, આદર્શ છે, અને તે પામવા માટે તેમને આત્મસંયમરૂપી મૂલ્ય આપવું પડે છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે આત્મસંયમ એ અમુક બાબતમાં પોતાપર દાબ રાખવો, માત્ર એટલુંજ નથી, પણ આદર્શપ્રાપ્તિનું મૂલ્ય છે.

આ આદર્શપ્રાપ્તિની વાત આપણા જીવન સાથે એવી જોડાએલી છે કે તે કોઈ પણ રીતે દૂર કરી શકાતી નથી. હવે કોઇ એમ કહે કે, મારે તો આત્મસંયમ જોઈતો નથી, પણ મારે તો વિષયસુખ ભોગવવું છે; મારે તમારા ઉંચા આદર્શો જોઈતા નથી, મારે તો જે મઝા આવી તે લેવી છે. આવો માણસ શું આત્મત્યાગ કરવાથી છુટો થયો છે? ના; ખરી વાત તો એ છે કે, તેણે તો સૌથી મોટો અને ભયંકર આત્મત્યાગ આદર્યો છે. તેમ ખ્રીસ્તી જીવન અને ગૃહનો ત્યાગ કર્યો છે, અને આ ત્યાગથી વધારે મોટો બીજો કયો હોઈ શકે? આપણે જો પાપમય જીવનનો ત્યાગ નહિ કરીએ તો આપણે પુણ્યમય જીવનનો ત્યાગ કરવો પડશે; આબરૂ, મરતબો અને વિશેષમાં શાંતિ અને અંતઃકરણનો આરામ ખોવાં પડશે. આપણે આપણા ક્રોધી સ્વભાવનો ત્યાગ નહિ કરીએ તો આપણને આપણા મિત્રોનો ત્યાગ કરવો પડશે. જો આપણે ભુંડા વિચાર અને આચાર તજીશું નહિ, તો આપણે ઇશ્વરનો ત્યાગ કરવો પડશે. ટુંકામાં, જો આપણે ભલાઈને અર્થે ભુંડાઈનો ત્યાગ નહિ કરીશું, તો આપણને ભુંડાઇને અર્થે ભલાઈનો ત્યાગ કરવો પડશે. જ્યાં કંઈ પણ કામ કર-

વાની ઈચ્છા હોય છે ત્યાં કંઈક તો ત્યાગવાનું હોય છેજ. આત્મભોગ તો જરૂરનોજ છે. એ કંઈ માત્ર નિષેધ કે બંધી નથી, કે જેને જોઇને આપણને ભયથી દૂર રહેવું પડે. એ તો આપણે પસંદ કરેલા આપણા આદર્શ અને લક્ષ્યને માટે આપવામાં આવતું મુલ્ય છે. તેના ઉંચામાં ઉંચા સ્વરૂપમાં તે એવું છે કે, અતિ થોડું અને ક્ષુદ્ર મૂલ્ય આપીને આપણે ઉંચામાં ઉંચી અને મોટામાં મોટી વસ્તુ પ્રાપ્ત કરીએ છીએ.

૪. આટલા માટે, માણસોમાં જે તફાવત છે તે તેમના આત્મસંયમના અનુભવના સંબંધમાં નથી. એનો અનુભવ તો સૌને એક નહિ તો બીજી રીતે થાય છે. **તેમની વચ્ચે જે તફાવત છે, તે તેમના જે હેતુને માટે તેઓ આત્મસંયમ કરે છે, તેના સંબંધમાં છે.** કેટલાક લોકો પોતાના જીવનમાં મુખ્ય વસ્તુ તરીકે પોતાનું વ્યક્તિગત્ સુખ સમજે છે, અને તે નાના દેવ આગળ બીજા સર્વેનો ભોગ આપે છે. આવા માણસને પોતાનું જીવન આખી સૃષ્ટિના મધ્યબિંદુરૂપ હોય છે, અને સર્વ કંઈ તેની આસપાસ ફરતા અને તેની મર્યાદામાં રહેતા પરીઘરૂપ છે. કૌટુમ્બિક જીવન, મૈત્રીઓ, આળખાણ, સામાજિક વ્યવસ્થા, રાજકીય બંધારણ, સંસ્કૃતિ, વગેરે સર્વે પોતાનાં સુખનાં સાધન છે, એમ તે માને છે. તેસૌન તે પોતાના દાસ કરવા માગે છે. યુસફ પોતાના સ્વપ્નમાં જુએ છે કે, સૂર્ય, ચંદ્ર અને અગીઆર તારા તેની આગળ નમ્યા, તેમ તે લોકો સમજે છે કે સર્વ કંઈ પોતાના લાભને અર્થે પેદા થએલું છે. હવે આવા માણસના જીવનમાં શું આત્મભોગ નથી? ખરૂં જોતાં આત્મિક દૃષ્ટિવાળા માણસને તો આવો આત્મભોગ બીજા સર્વ આત્મભોગ કરતાં વિશેષ મોટો લાગે છે.

આવા માણસનો પહેલો આત્મભોગ તો એ છે કે, **જે ઉદાર દૃષ્ટિ વડે ઈશ્વરની સૃષ્ટિ સુંદર અને સારી દેખાય છે, તેનો તે ભોગ આપે છે.** આફ્રિકાના પ્રખ્યાત મિશનેરી મોફટ માત્થી ૬ ; ૨૩ નું આ પ્રમાણે ભાષાંતર કરે છે: "જો તમારી આંખ ઉદાર હશે, તો તમારૂં આખું શરીર પ્રકાશિત થશે, પણ જો તમારી આંખ સ્વાર્થી હશે, તો તમારૂં આખું શરીર અંધકારમય થશે" માણસજાત ઉપર પ્રેમથી અને ઉદારતાથી જુઓ, અને સર્વ કંઈ આનંદમય લાગશે; તેના ઉપર અપ્રેમ અને લોભની દૃષ્ટિથી જુઓ, તો, સ્વાર્થ બાંધનાર હોબ્સ નામનો એક તત્ત્વચિંતક કહે છે તેજ પ્રમાણે જીવન "એકાંત, અધમ, કંટાળવાજોગ, પશુવત્, અલ્પ લાગશે" વર્ડસવર્થ નામનો મહાકવિ એક જગાએ કહે છે કે, આલ્પ્સ પર્વતનું મારૂં પહેલું દર્શન ખરાબ નીવડયું હતું, કારણકે સારૂં ખાણું નહિ મળવાથી તે વખતે હું ચીડાઈ ગયો હતો. એવીજ રીતે જ્યારે આપણા સ્વહિતનો વિચાર આપણા મનમાં મુખ્ય સ્થાન લે છે, અને આપણા સર્વ વિચાર લાગણી વગેરેને પોતાને આધીન કરે છે, ત્યારે આપણે અંધ થઈ જઇએ છીએ, અને સૃષ્ટિનું બધું સૌંદર્ય આપણી આગળ હાજર થયું હોય તો પણ આપણે તે જોઈ શકતા નથી. પૃથ્વી ઉપર જે કંઈ પ્રેમમય, સહાયકારી, કે પ્રેરક વસ્તુ જોવાની છે, તે સ્વાર્થથી અંધ થઇ ગઇ ન હોય, એવી આંખજ જોઇ શકે છે. જેની આંખમાં કમળો હોય તે પીળુંજ દેખે.

વળી સ્વાર્થી માણસ **મિત્રતાનો ભોગ** આપે છે. આપણા મિત્રો આપણને સ્વાર્થથી છુટા કરનારા છે, એ લોકો આપણને આપણા મર્યાદિત જીવનની બહાર લઈ જાય છે. આપણે પોતે ન જાણતા હોઈએ, એવી આપણી શક્તિઓ તેઓ જોઈ શકે છે; આપણે આશા છોડી દીધેલી હોય છે, ત્યારે તેઓ આપણને સહાય કરે છે. તેઓ આપણને પોતાનો સમાગમ આપી તાજા અને સશક્ત કરે છે; અને આપણામાં જે કંઇ ઉત્તમ વસ્તુ કે ગુણ હોય તેને તે બહાર લાવે છે, અને સંપૂર્ણ કરે છે. એમર્સન નામે એક મોટો લેખક કહે છે કે, "જે હું મારી મેળે એકલો કરી શકતો નથી તે હુ બીજાદ્વારા કરી શકું છું; જે હું પોતાને પહેલાં કહી ન શકું તે હું મારા મિત્રને કહી શકું છું." પણ મિત્રતા પરસ્પર છે. માત્ર મિત્રતાના ભાવવાળાજ મિત્રો રાખી શકે છે. સ્વાર્થી માણસને આવી રીતે દુનિયાના સૌથી વધારે પ્રેરક સંબંધનો ભોગ આપવો પડે છે.

વળી સ્વાર્થી માણસને **બીજાને સહાય કરવાથી પ્રાપ્ત થતો મોટો સંતોષ ત્યાગવો પડે છે.** કોઈ એક છુટા પડેલા ખડક પર આવેલી દીવાદાંડીના સાચવનારને કોઈ જોવા જનારે પુછ્યુ કે, "તમને અહીં એકાંત જેવું નથી લાગતું?" આનો જવાબ પેલાએ એકદમ આપ્યો કે, "જ્યારથી પહેલા એક માણસના જીવનો બચાવ મે કર્યો ત્યારથી મને અહીં એકાંત જેવું લાગતું નથી." બીજાને ઉપયોગી થવું, બીજાને દુ:ખ અને પાપમાંથી મુક્ત કરવાં, જે સત્ય આલેકઝાન્ડ્રિયાના સંત કલેમેન્ટે ઘણા લાંબા કાળ પહેલાં આ શબ્દોમાં જાહેર કર્યું છે કે, "માણસોના પ્રેમી ઈશ્વર સર્વકાળે માણસોની મુક્તિ માટે પોતે માણસપણું સ્વીકારે છે" તેનો પોતાના જીવનમાં અનુભવ કરવો—એ બધું જીવનનો ઉંડામા ઉંડો અને સ્થાયીમાં સ્થાયી આનંદ છે. જનરલ બુથે આડે માર્ગે ગએલા એકજ માણસના ઉદ્ધાર માટે લંડન શહેરના મલિનમાં મલિન ભાગોમા અઠવાડિયાંનાં અઠવાડિયાં અથાગ પ્રયત્નમાં ગાળ્યા હતાં. જ્યારે એ વંઠેલ માણસનું હૃદય પીગળ્યું ત્યારે એ બોલી ઉઠયા કે, "માયાળુપણું અને પ્રેમ, માયાળુપણું અને પ્રેમ! હવે મને ખાતરી થઇ છે કે, ઈશ્વર છેજ." તારક અને ઉદ્ધારક માણસોના આવા અનુભવમાં જે સંતોષ અને આનંદ રહેલાં છે, તે સ્વાર્થી માણસોથી સમજી શકાય તેમ નથી.

સ્વાર્થી માણસને **માણસોના સહકારથી અને સમાગમથી જે આનંદ મળે છે, તેનો ત્યાગ કરવો પડે છે.** જ્યાં કોઈ સ્વાર્થી "મારૂં, મારૂં" કરે છે, ત્યાં જીવનનો ખરો અર્થ સમજાતો નથી, પણ જ્યાં મૈત્રીની કે પ્રેમની લાગણીથી "અમારૂં" કે "આપણું" કહેવાય છે, ત્યાં તે સમજાય છે. આપણા મિત્રો, આપણું કુટુંબ, આપણી મંડળી, આપણી પાઠશાળા, આપણો દેશ, વગેરે 'સ્વ'ના નાશ કરનારા માણસને સંતોષ પ્રાપ્ત થાય છે, અને આત્મા મોટો થાય છે. રોબિન્સન ક્રુસો જેવો કોઈ માણસ માણસજાતથી તદન વેગળો થાય, તો તે ખરો માણસ રહેતો નથી, પણ જ્યારે તે સામાજિક વિચારો, લાગણીઓ અને ભાવનાઓને પાછી સ્વીકારે છે, ત્યારેજ તેનું ખરૂં મનુષ્યજીવન થાય છે. પણ

સ્વાર્થી માણસે આ બધી વાતોનો ત્યાગ કરેલો છે. તે આત્મિક એકાંતમાં રહે છે, અને તેણે પોતાની આજુબાજુ ચીન દેશના મહાન કોટના કરતાં મોટા કોટો ચણી લીધેલા છે. તેણે માણસજાતને ત્યાગી છે, અને પોતાના આત્માનાં દ્વાર તેણે બંધ કરી દીધાં છે.

**માણસજાતની પરમ આશા, જે પૃથ્વી પર દેવના રાજ્યનું આગમન છે,** તે માનવામાં અને તેને માટે કામ કરવામા જે આનંદ પ્રાપ્ત થાય છે, તેનો સ્વાર્થી માણસે ત્યાગ કર્યો છે. મુશ્કેલીના કાળમાં માણસજાતની ઉન્નતિ વિષે આપણને શંકા ઉત્પન્ન થાય છે. ગયું મહાન યુદ્ધ ચાલતું હતું ત્યારે આપણે આશા રાખતા હતા કે તેથી પૃથ્વીનો સુધારો થશે. પણ એ યુદ્ધ પુરૂં થયા પછી પૃથ્વીની સ્થિતિ આગળના કરતાં પણ કદાચિત વિશેષ બગડી હશે સત્તરમા સેકામાં જ્યારે લંડન શહેરના મોટા ભાગ બળી ગયા ત્યારે લોકો આશા રાખતા હતા કે આગળ હતું તે કરતાં વધારે સારૂં શહેર બંધાશે. મોટા મોટા એન્જિનીઅરોએ ભેગા થઇને યોજનાઓ કરી. સેંટ પૉલનું મોટું દેવળ નવા લંડનની વચ્ચોવચ્ચ રાખવાનું હતું. સૌએ તેમ કરવાનો નિશ્ચય કર્યો. પણ જ્યારે કામ કરવાનો વખત આવ્યો ત્યારે એટલાં બધાં માણસોએ પોતાનાં મકાન આગળ હતાં ત્યાંનત્યાંજ બાંધવાનો આગ્રહ કર્યો કે એ યોજનાઓ છોડી દેવી પડી; અને લંડન શહેર પહેલાંના જેવુંજ ફરી બંધાયું. તેવીજ રીતે લડાઇ પછીની દુનિયા તેના જુના પાયા પર આપણે બાંધવી પડે છે, અન તેને પરિણામે સર્વ ઠેકાણે નિરાશા વ્યાપી રહી છે. મનુષ્યજીવન એક પહાડ પરથી પડતા પાણીના ઝરણ જેવું છે. એ કુદતું પછડાતું પણ સ્થિર થઇ બેસવાની ઈચ્છા કરતું હોય એમ દેખાતું આવે છે, પણ જ્યારે તે પહાડ પરથી નીચે આવે છે, અને અહીંતહીં ભેગા થએલા પાણીમાં મળે છે, કે તરતજ પાછું આગળ ધસે છે, અને આગળની માફકજ અથવા તો તેથી પણ વધારે જોસમાં ધસતું, કુદતું, પછાડા મારતું આગળ જાય છે. આપણે પણ તેમજ કરીએ છીએ, અને યુદ્ધના કાળમાં આવ્યા છીએ, પણ ખરી શાન્તિનો અનુભવ કરી શકતા નથી.

હવે સ્વાર્થી માણસ આ બધા ઉપર તોછડાઇથી જુએ છે. એ એના વિચારને અનુકૂળ છે. જેમ કોઇ ચોર કે લુટારો, કોઇ ઠેકાણે મોટી આગ લાગી હોય ત્યાં તે પોતે શું મેળવી શકશે, તેનોજ વિચાર કરે છે; તેમ સ્વાર્થી માણસ ઘેલી અને ધમપછાડ કરતી દુનિયામાં જ્યાં સુધી કંઇ લઈ શકાય છે ત્યાં સુધી પોતાથી બને તેટલું લઈ લેવાનો પ્રયત્ન કરે છે. માણસજાત ધીમે ધીમે આગળ ગતિ કરે છે, તે તે જોઇ શકતો નથી. જગતની દેખીતી વેરણછેરણ સ્થિતિમાંથી પણ એક વધારે સારી દુનિયા ઉભી થવાની છે, એવી સહેજ પણ આશા તેના મનમાં રહેતી નથી. યિર્મેયાહે પોતાના ભત્રીજાને આવાજ કોઇ મોટા તોફાનના વખતમાં કહ્યું હતું કે, “શું તું તારે પોતાને સારૂ મહત્તા શોધે છે? શોધીશ મા” (યિર્મે. ૪૫; ૫). પણ આવા માણસને કોઈ આવું કહેતું સંભળાતું નથી. ઈશ્વરની કૃપા અને મનુષ્યપ્રયત્નથી આ દુનિયા

મનુષ્યજાતને માટે આગળ કદી ન થઈ હોય એવી સારી થઇ શકે છે, એવો વિશ્વાસ તેને રહેતો નથી. તેને જગતની દરકાર કે કાળજી નથી, અને તેને માટે તેને કશી આશા પણ નથી. તે બીજા માણસની વિપત્તિનો લાભ લેવા માગે છે. પોતાનાં અંદરનાં પાપ અને બહારનાં દુઃખ સાથે માણસ જે મહાયુદ્ધ કરી રહેલો છે, તેમાંથી તે બીકનો માર્યો નાસી જાય છે.

છેલ્લું, સ્વાર્થી માણસે ઈશ્વર સાથેનો સમાગમ તજી દીધો છે સ્વાર્થ આંધળો છે, અને તે કદી પણ ઇશ્વર પાસે જવાનો માર્ગ જોઈ શકતો નથી. માણસો ઉપર પ્રેમ રાખવાથીજ આપણે ઈશ્વર ઉપર પ્રેમ રાખનારા થઈ શકીએ છીએ. બધા ખરા સાધુસંતોની વાતો આ સત્યના દૃષ્ટાંતરૂપ છે. ઘણા માણસો એકાંતમાં જઇ ઈશ્વરની સાથે સમાગમ પ્રાપ્ત કરવા ઇચ્છે છે; પણ ઈશ્વર સાથે ખરો સમાગમ હમેશાં એ રીતે પ્રાપ્ત થતો નથી [મહા કવિ રવિન્દ્રનાથ ટાગોરના પિતા, જે મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરના નામથી ઓળખાય છે, તે કેટલાંક વર્ષ સુધી બ્રહ્મ-સમાજમાં કામ કરીને સંસાર તેમજ તે સમાજથી કંટાળ્યા હતા, તેથી તેણે હિમાલય ઉપર જઈને હમેશને માટે ત્યાં રહેવાનો વિચાર કર્યો હતો. ત્યાં ગયા પછી બે ત્રણ વર્ષ સુધી ધ્યાન અને ચિંતનમાં પોતાનો વખત ગાળ્યા પછી ઇશ્વર પાસેથી તેની પાસે એવો આદેશ આવ્યો કે, તારે નીચે જવું અને લોકોની સેવા કરવી. આ ઈશ્વરની આજ્ઞા સાંભળી તે ૧૮૫૮માં નીચે આવ્યા, અને કલકત્તામાં જઈને પોતાની બ્રહ્મસમાજ જોતાં તેને માલમ પડ્યું કે તેમાં કેશવ ચંદ્રસેન નામે એક પ્રતાપી યુવક દાખલ થએલો છે. આ યુવકની સાથે તેણે બીજાં દસેક વરસ કામ કર્યું. અને તે દરમિયાન આખા દેશમાં બ્રહ્મસમાજનું કામ જાણીતું થયું, અને ત્યાર પછી બીજાં વીસેક વરસ સુધી કેશવ ચંદ્રસેને કામ કરી આખા હિન્દુસ્તાનમાં ધાર્મિક અને બીજી જાગૃતિ આણી, અને બ્રહ્મસમાજને હાલના જમાનાની એક મોટામાં મોટી ધાર્મિક સંસ્થા બનાવી. વળી દેવેન્દ્રનાથ ટાગોર અને કેશવ ચંદ્રસેન એ બેમાં કેશવ ચંદ્રસેનની ભક્તિ વધારે ઉંડી હતી, અને એનું કારણ એ હતું કે તેનામાં માણસજાતને માટે પ્રેમ અધિક હતો.]

મુસાએ મિસર દેશમાંના ઇસ્રાએલી લોકોને માટે પોતાનું કાર્ય ક્રોધયુક્ત દયાથી શરૂ કર્યું, અને બળતા ઝાડવામાં ઈશ્વરનું દર્શન કરીને તે કાર્યને માટે યોગ્યતા મેળવી. એવીજ રીતે એલીયાહે આહાબ રાજાના જુલમની સામે પોતાનો કોપ બતાવી પોતાનું કામ શરૂ કર્યું, પરંતુ "એક કોમળ ઝીણો સાદ" સાંભળ્યા પછીજ તે પોતાનું કામ પૂર્ણ કરી શકયો. તેવીજ રીતે ડાન્ટે નામના ઈટાલીના મહા કવિએ ઇટાલીને એકત્ર કરવાની ઉચ્ચ ભાવનાથી પોતાનું કાર્ય શરૂ કર્યું, અને ઈશ્વરના મહાન શ્વેત રાજ્યાસનની આગળ તેની માશુક બીઆટ્રિસની સાથે ઉભા રહીને તે પુરૂં કર્યું. તેવીજ રીતે ઇશ્વરના અનેક નમ્ર સેવકોએ જોયું છે અને જાણ્યું છે કે ઇશ્વર પ્રેમ છે, અને જ્યાં પ્રેમ છે, ત્યાં ઇશ્વર છે.

સ્વાર્થી જીવનમાં 'સ્વ'નો ભોગ આપવો પડતો નથી શું? જે આત્મિક દૃષ્ટિ જીવનને તેનું ખરૂં મૂલ્ય અને સૌંદર્ય આપે છે તે, અને જે મૈત્રીનો ભાવ મિત્રો લાવી શકે છે, તે સ્વાર્થી માણસને તજી દેવાં પડે છે. માણસોનો ઉદ્ધાર કરવાનો ઉંડો આનંદ, માણસોના સહકારથી મળતો સંતોષ, અને ધર્મરાજ્ય પૃથ્વી પર લાવવામાં પોતાનો થોડો પણ ભાગ છે, એ જાણીને મનમાં જે ઉચ્ચ ભાવ આવે છે તે સ્વાર્થી માણસ ગુમાવે છે. તે ઈશ્વરની સાથેના સમાગમની તક ગુમાવે છે. ટુંકામાં, જે કંઈથી જીવન સાર્થક બને છે, તે બધું તેને ગુમાવવું પડે છે.

૫. આ પ્રકારના અધમ જીવનમાંથી બધા શાણા અને સમજુ માણસો દૂર રહેતા આવ્યા છે. સ્વાર્થી માણસો અને માણસજાતના ઉદાર સેવકો વચ્ચે જે ભેદ જોવામાં આવે છે, તેનું મૂળ જો આપણે તપાસીએ તો આપણને માલમ પડશે કે, એ મૂળ માણસના હૃદયના અંતર ભાગમાં, જ્યાં માણસની મુખ્ય ઇચ્છાઓ રહેલી છે, ત્યાંજ રહેલું છે. સ્વાર્થી માણસના સંબંધમાં ખરી વાત એ છે કે, તેની બધી મોટી અને સર્વને આધીન કરનારી ઇચ્છાઓ અને જરૂરિયાતો પોતાનેજ લગતી છે. પોતે સહીસલામત અને સુખી રહે એજ તેનો પરમ હેતુ છે. ઉપયોગી માણસના સંબંધમાં ખરી વાત એ છે કે, તેનું હૃદય તેના કુટુંબનું અને મિત્રોનું હિત ઈચ્છે છે, અને તે સર્વે કંઇ સારાં કાર્યોની ઉન્નતિ કરવા, દુઃખ અને પાપથી પીડાતા લોકોનો ઉદ્ધાર કરવા, અને સર્વ માણસો એકબીજા સાથે ભ્રાતૃભાવથી વર્તે, એવો દિવસ નજીક લાવવા પ્રયાસ કરે છે. તેના વિચારો, ઇચ્છાઓ, આકાંક્ષાઓ, વગેરે તેના સંકુચિત 'સ્વ'ની બહાર છે. તે આ બધું પ્રાપ્ત કરવા ઉંડી ઇચ્છા રાખે છે, તે માટે તે પોતાથી બનતું કરવા તૈયાર અને ખુશી છે. આવા માણસો પોતાને જે ઘા વાગે છે, તેનો કંઈ હિસાબ રાખતા નથી, તેમજ તેમના પ્રયત્નને આત્મભોગનું કે આત્મસંયમનું નામ આપતા નથી. તેમનું કામ છોડી દેવું, એ તો તેમને તેમના આત્માને ત્યાગવા બરાબર છે. સર વિલ્ફ્રેડ ગ્રેન્ફેલ, જે લાબ્રાડોરના માછીઓ પર અત્યંત પ્રેમ રાખે છે, તે કહે છે કે, આત્મભોગ વિષે બોલવાનું મને ગમતું નથી, કારણ કે મારે મન તો મેં પોતે કદી આત્મભોગ આપ્યો હોય એવું મને યાદ નથી. આફ્રિકાના લોકોની મુક્તિ પૂરા મનથી ઇચ્છનાર લિવિંગ્સ્ટન કહે છે કે, "લોકો વાત કરે છે કે, આફ્રિકામાં મારા જીવનનો મોટો ભાગ આપવામાં મેં ભોગ આપ્યો છે......પણ મારે મન તો તે ખરેખરો આત્મભોગ નથી. એ તો મહા આનંદ અને માન મને મળ્યાં, એમ હું સમજું છું. ઇસુ ખ્રીસ્ત વિષે પણ એમજ લખવામાં આવ્યું છે કે, "જેણે પોતાની આગળ મૂકેલા આનંદને લીધે શરમને તુચ્છ ગણીને મરણસ્તંભનું [દુઃખ] સહન કર્યું" (હેબ્રી. ૧૨ ; ૨).

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## ન્યાય.

### રોજનાં વાંચન.

જે લોકો જીવનના વધારે સંભવિત અને વ્યાવહારિક આદર્શ તરીકે આત્મભોગવાળા પ્રેમને નહિ, પણ ન્યાયને આગળ મૂકે છે, તેમની વાતનો વિચાર આપણે આ અઠવાડિયે કરીશું. સર્વ જાતના લોકોની આત્મભોગમય સેવા કરવાનું ઉંચું ધોરણ રાખવું એ તેમને અશક્ય લાગે છે, પણ તેઓ સર્વ પ્રત્યે **ન્યાયી** રીતે વર્તવા ખુશી છે. ન્યાયના ખરા અર્થ વિષે આપણે ગમે તેવો વિચાર રાખતા હોઈએ તો ભલે, પણ તેમાં જે ઉંડા સિદ્ધાંતો રહેલા છે, તેનો આપણે આપણાં રોજનાં વાંચનમાં વિચાર કરીએ.

### છઠ્ઠું અઠવાડિયું, પહેલો દિવસ.

"જેમ તમે ચાહો છો કે માણસો તમારા પ્રત્યે વર્તે તેમજ તમે પણ તેઓ પ્રત્યે વર્તો." લુક ૬ : ૩૧.

"જ્યારે ફરોશીઓએ સાંભળ્યું કે તેણે સાદુકીઓનાં મોં બંધ કર્યાં ત્યારે તેઓ એકઠા થયા. તેઓમાંના એક પંડિતે તેની પરીક્ષા કરવા સારૂ તેને પૂછ્યું કે, ગુરૂજી, નિયમશાસ્ત્રમાં સોથી મોટી આજ્ઞા કયી છે? તેણે તેને કહ્યું કે, પ્રભુ તારા દેવ પર તું તારા પૂરા હૃદયથી, ને તારા પૂરા જીવથી, ને તારા પૂરા મનથી પ્રેમ રાખ. પહેલી ને સોથી મોટી આજ્ઞા એ છે. અને બીજી એના જેવી આ છે કે, જેવો પોતાના પર તેવો તારા પાડોસી પર તું પ્રેમ રાખ. આ બે આજ્ઞા પર આખા નિયમશાસ્ત્રનો તથા પ્રબોધકોનો આધાર છે." માત્થી ૨૨ ; ૩૪-૪૦.

ન્યાયના બે ટુંક સાર જે ઈસુએ આપ્યા તે આ છે કે, આપણા પ્રત્યે જેવું વર્તન આપણે જોઈતું હોય તેવુંજ વર્તન આપણે બીજા પ્રત્યે રાખવું, અને બીજા પર આપણા પોતા પ્રમાણેજ પ્રેમ રાખવો. ટુંકામાં, આપણી માફકજ બીજાના આત્માને માન અને લાગણીની નજરે જોવો, એમાંજ સાદો ન્યાય સમાએલો છે. એટલા માટે, ન્યાયી માણસે, જે બીજાને આપવાને પોતે ખુશી ન હોય, તે બીજા પાસેથી લેવાનો દાવો કરવો જોઈએ નહિ. ન્યાયનો આ આદર્શ ખ્રીસ્તી પ્રેમના

આદર્શ કરતાં કંઇ એટલો બધો ઉતરતો અને સહેલો નથી કે તે સર્વ કોઇ એકદમ સ્વીકારી શકે. કોઇ ઘરમાં બાળકો આ પ્રમાણે એક બીજા પ્રત્યે પૂર્ણ ન્યાયથી વર્તતાં હોય, તેવું ચિત્ર તમારી સમક્ષ લાવો; વ્યાપારધંધામાં માણસો પોતે સામાની જગામાં હોય તો જેવું વર્તન માગે તેવું સામાને દેખાડતાં કલ્પો. તેમજ પ્રજાઓ પણ પોતે બીજી પ્રજાઓને જે આપવા ખુશી ન હોય તે પોતે લેવા પણ ખુશી ન હોય, એવી ધારો. જો એમ હોય તો પછી આપણાં ગૃહજીવનમાં, આપણા વ્યાપારધંધામાં અને આંતરરાષ્ટ્રીય સંબંધોમાં કેવા ચમત્કારિક ફેરફારો થઇ જશે. જો આપણે પ્રેમનો અર્થ માત્ર પ્રેમાળ માયાળુ લાગણીજ કરતા હોઇએ, તો તેવો પ્રેમ જે લોકોને આપણે જાણતા હોઇએ તેમને આપવાનું કામ, જે લોકોને આપણે જાણતા ન હોઇએ તેમના પ્રત્યે બરાબર ન્યાયી રહેવાના કામ કરતાં ઘણું વધારે સહેલું છે. કોઇએક અધ્યાપક કહે છે કે, “ન્યાય સૌનું એક સરખી રીતે કલ્યાણ કરવા ઇચ્છે છે, તેથી તે અમુક માણસોની ખાસ કાળજી રાખતો નથી, અથવા તો તે સૌની ખાસ કાળજી રાખે છે, અને સૌને પોતપોતાના કલ્યાણનો હિસ્સો મળે તેને માટે પ્રયત્ન કરે છે. એમાં પ્રેમનો બધો પરોપકાર છે, પણ પ્રેમનો પક્ષપાત અને તેની અમુકને માટે ખાસ કાળજી નથી ..આવા વિસ્તૃત અને અવ્યક્તિગત પ્રેમમાં પરોપકાર તેની પરિસીમાએ પહોંચે છે.”

### પ્રાર્થના.

“ઓ સર્વશકિતમાન પ્રભુ, તેં આ પૃથ્વી માનવીઓનાં સંતાનને સોંપી છે, અને તેં અમને તારા પુત્ર ઇસુ ખ્રીસ્તદ્વારા સ્વર્ગીય રાજ્યના નાગરિક થવા આમંત્રણ આપ્યું છે. અમે દીનતાથી તારી વિનંતી કરીએ છીએ કે, એવું કર કે અમારામાં જે ગેર-વ્યવસ્થા, અન્યાય અને ઘાતકીપણું છે, તેને લીધે અમને એવી લજ્જા લાગે અને એવો પશ્ચાત્તાપ થાય કે, ક્ષમા અને કૃપા પામવાને અમે તારી પાસે દોડતા આવીએ; અને જે મહાન નગરનો પાયો ન્યાય છે, જેનો નિયમ પ્રેમ છે, અને જેનો શિલ્પી અને સૃષ્ટા તું છે, તે સ્થાપવા અમે કામે લાગીએ. તારા પુત્ર અને અમારા તારક ઇસુ ખ્રીસ્તદ્વારા માગીએ છીએ. આમેન.”

“દેવના નગરને માટે પ્રાર્થનાઓ.”

## છઠ્ઠું અઠવાડિયું, બીજો દિવસ.

“શાસ્ત્રીઓ તથા ફરોશીઓ વ્યભિચારમાં પકડાએલી એક સ્ત્રીને લાવે છે; અને તેને વચમાં ઉભી રાખીને, તેઓ તેને કહે છે કે, ગુરૂજી, આ સ્ત્રી વ્યભિચાર કરતાંજ પકડાઇ છે. હવે મુસાએ નિયમશાસ્ત્રમાં આપણને આજ્ઞા આપી છે કે, એવીઓને પત્થરે મારવી; તો તું તેને વિષે શું કહે છે? પણ તેના પર દોષ મૂકવાનું [કારણ] તેમને મળી આવે માટે તેની પરીક્ષા કરતાં તેઓએ એવું કહ્યું. પણ ઇસુએ નીચા વળીને ભોંય પર આંગળીએ

લખ્યું. તેઓએ તેને પૂછયા કર્યું, ત્યારે તેણે ઉભા થઇને તેઓને કહ્યું કે, તમારામાં જે કોઇ પાપ વગરનો હોય તે પહેલો તેના પર પત્થર નાખે. ફરી તેણે નીચા વળીને આંગળી વડે ભોંય પર લખ્યું. તેઓ એ સાંભળીને ઘરડાથી માંડીને છેલ્લા સુધી એક પછી એક નીકળી ગયા, અને એકલા ઇસુને તથા વચમાં ઉભી રહેલી સ્ત્રીને મૂકી ગયા. ત્યારે ઇસુ ઉભો થયો, અને તેને પૂછયું કે, બાઇ, તેઓ કયાં છે? શું કોઇએ તને દોષિત ઠરાવી નથી? તેણે કહ્યું કે, પ્રભુ, કોઇએ નહિ. ત્યારે ઇસુએ કહ્યું કે, હું પણ તને દોષિત નથી ઠરાવતો; તું ચાલી જા, હવેથી પાપ કરતી ના." યોહાન ૮; ૩-૧૧.

ઈસુની અદ્દભુત દયાના દૃષ્ટાંત તરીકે આ વાત ઘણી વાર બતાવવામાં આવે છે. પણ તે સ્ત્રી પર દોષ મૂકનારાઓમાં એવું શું છે કે, જેથી તેને તેઓ પર ક્રોધ ઉત્પન્ન થયો હતો? તેઓ **ન્યાયી** નહોતા. જે શિક્ષા તેઓ પોતાને કરવા માટે ખુશી નહોતા, તે તેઓ બીજાને કરવા તત્પર થયા હતા. "જે કોઈ અદાલતમાં આવે તેના હાથ ચોકખા જોઇએ" એવો જે માત્ર દયાનો નહિ પણ કાયદાપુસ્તકનો પણ મૂળ સિદ્ધાંત છે, તે તેઓ ભૂલી ગયા હતા. એ તો ચોકખેચોકખું દેખાય છે કે જો તેઓએ પોતાને તે સ્ત્રીની જગાએ મૂકયા હોત, તો તેઓએ જુદીજ રીતે તેનો ન્યાય કર્યો હોત અને તેને પત્થરથી મારી નાખવાનું ઠરાવ્યું હોત નહિ. **બીજાના દોષનો વિચાર કરવામાં ન્યાયી થવું,** એટલે જે સંજોગોમાં કોઈએ અમુક કાર્ય કર્યું હોય તેનો બરોબર તોલ કરવો, તેમ આપણા પોતાના ક્રોધને લઈને તેનો દોષ હોય તેના કરતાં મોટો જોવો નહિ, અને આપણે પોતે તેની જગાએ હોઈએ તો તેને જે શિક્ષા કરવા માગતા હોઇએ તે સહેવા તૈયાર રહેવું, -એ કેટલું બધું મુશ્કેલ કામ છે! પણ આ તો માત્ર સાદો ન્યાય છે. "તમે કોઈને દોષિત ન ઠરાવો જેથી કોઈ તમને દોષિત ન ઠરાવે. કેમકે જેમ તમે બીજાને દોષિત ઠરાવશો તેમ તેઓ તમને પણ દોષિત ઠરાવશે" (માત્થી ૭; ૧, ૨).

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, અમે પ્રાર્થના કરીએ છીએ કે, તું તજાએલાને, રાંકને, અજ્ઞાનને ભટકનારાઓને, અને જેઓને તિરસ્કાર, ક્લેશ અને સર્વ પ્રકારની ભુંડાઇમાં પડી રહેવા સિવાય બીજું કંઇ સારૂં આવડતું નથી તેઓને આશીર્વાદ આપ. અમારે વાસ્તે એવું કર કે, અમે તેમની સાથે એવી રીતે ન વર્તીએ, કે જાણે તેઓ અમારામાંના ન હોય, અથવા જે મોટા કુટુંબનાં અમે સર્વ અંગો છીએ, તેના તેઓ ન હોય વળી એવું કર કે, જે લોકો તેમને શોધવા, બોધ દેવા, સહાય કરવા અને તેમનું દુ:ખ દૂર કરવા નીકળી પડે, તેઓ પોતે ઈસુના આત્માથી ભરપૂર થાય. ગરીબ અને કંગાલ લોકોમાં કૃતઘ્નતા, અવળાઇ અને બધી જાતની અપકારવૃત્તિ છે, તેથી કોઇ પોતાના ભલા કાર્યમાંથી પાછા ન પડે, એવું કર. જેમ ઇસુએ અમારાં પાપ

લીધાં હતાં, અને અમારાં દુ:ખનો ભાર સહન કર્યો હતો, તેમ તેઓ પણ માણસોનાં પાપ અને દુ:ખનો ભાર લે. એમ કર; અને એવી રીતે તેઓ કીર્તિમાં કે અપકીર્તિમાં ખ્રીસ્તને અનુસરતાં શીખે, અને માણસની નજરમાં ખ્રીસ્તી મનુષ્યત્વ વિષેનો વિચાર ઉંચો કરે, એમ કર. આમેન."

હેન્રી વાર્ડ બીચર.

## છઠ્ઠું અઠવાડિયું, ત્રીજો દિવસ.

"હત્યા ન કર, અને જે કોઇ હત્યા કરે તે અપરાધી ઠરવાના જોખમમાં આવશે, એમ પુરાતન કાળમાં લોકોને કહેલું હતું, એ તમે સાંભળ્યું છે; પણ હું તમને કહું છું કે જે કોઇ પોતાના ભાઇ પર વિનાકારણ ક્રોધ કરે તે અપરાધી ઠરવાના જોખમમાં આવશે; અને જે પોતાના ભાઇની નિંદા કરે તે ન્યાયસભાથી અપરાધી ઠરવાના જોખમમાં આવશે; અને જે તેને શાપ દે તે અગ્નિની ગેહેન્નાના જોખમમાં આવશે." માત્થી ૫: ૨૧, ૨૨.

ઈસુની નજરમાં ન્યાય એટલે સામાનો જાણીજોઈને ખોટો દોષ કાઢવાથી દૂર રહેવું એટલુંજ નથી, પણ આપણા માનવબંધુઓ પ્રત્યેની સર્વ અધીરી, તિરસ્કારવાળી વર્તણુકથી દૂર રહેવું તે છે. વાણીમાં બતાવેલા તિરસ્કારથી જગતમાં જે નુકસાન થયું છે, અને રોજ થાય છે, તેનું માપ કોણ કાઢી શકે? એથી માણસનો ઉંચો ભાવ નાશ પામે છે, અને તેના મનમાં ધિક્કારની લાગણી અને કડવાશ ઉત્પન્ન થાય છે. તેથી માણસ નિરાશ થાય છે, પરસ્પર ભરોસો દૂર થાય છે, મૈત્રી ટળે છે અને મનમાં નિરૂત્સાહની અને ક્રોધની લાગણી રહી જાય છે. ગીતશાસ્ત્રકાર ખરૂં કહે છે કે, દુષ્ટોની સલાહ પ્રમાણે ચાલવું એ ખરાબ છે, અને પાપીઓના માર્ગમાં ઉભા રહેવું એ તેથી વધારે ખરાબ છે. અને નિંદાખોરોની સાથે બેસવું એ સૌથી વધારે ખરાબ છે. અન્યાયી જુઠ્ઠ દોષ દેવામાં કોઇને બાકી રાખતી નથી. વાણીમાં ન્યાયી થવું એટલે આપણે બીજા વિષે એવું કદી ન બોલવું કે જેવું જો આપણા પોતા વિષે કહેવામાં આવે તો તે આપણને ન ગમે, અને આપણને પોતાને આપણી આબરૂ વહાલી હોય તેવીજ બીજાની આબરૂને વહાલી ગણી તે પ્રમાણે બોલવું, એ શું સહેલી વાત છે?

### પ્રાર્થના.

"ઓ પ્રભુ, તારાં બધાં દાનોમાંથી જો મારે એકજ માગવાનું હોય તો તે માયાળુપણાનો ભાવ થવા દે.

બીજાને ભલે નામના, કીમતી રત્નો અને મહેલો મળે, મને તો માયાળુપણાનો ભાવજ મળે તો બસ છે. મોટાઈ અને સત્તા જેમને જોઇતી હોય તેમને આપ, પણ

મને તો ભ્રાતૃભાવની લાગણી આપ. જો મારા મોં પર પ્રેમની લાગણી પ્રગટ નીકળતી હોય, તો મારે બીજું કંઇ સૌંદર્ય પણ જોઇતું નથી.

હું તારા કોઇ નબળા બાળકના દિલને માઠું ન લગાડું, એવું કર. જે નાન નાનાં ગુપ્તમાં કરેલાં કાર્યોથી બીજાઓનું ભલું થાય છે, તેવાં કાર્યો મને કરવા દે મને એવું હૃદય આપ કે જેમાં જરા પણ વેરભાવ ન હોય, વળી જે સર્વ માણસોં બચાવવા સારૂ પરમ પિતા ઈશ્વરે પોતાના પુત્રને મોકલ્યો હતો, તેઓ પર કુદરત રીતે પ્રેમ રાખનારૂં હૃદય મને આપ. આમેન."

જ્યોર્જ એ. મિલર.

## છઠ્ઠું અઠવાડિયું, ચોથો દિવસ.

"પછી પ્રસુ દેવના મંદિરમાં ગયો, અને મંદિરમાં જેઓ વેચતા તથ ખરીદતા હતા. તે સર્વને તેણે બહાર કાઢ્યા; અને નાણાવટીઓના બાજટ તથા કબુતર વેચનારાઓની બેઠકો તેણે ઉંધાં વાળ્યાં; તેણે તેઓને કહ્યું કે મારૂં મંદિર પ્રાર્થનાનું ઘર કહેવાશે, એમ લખેલું છે, પણ તમે એને લુટારાઓ કોતર કર્યું છે." માત્થી ૨૧; ૧૨, ૧૩.

યરૂશાલેમમાં સાધારણ રીતે પચાસેક હજાર માણસોની વસ્તી હતી; પ મોટાં પર્વોને વખતે યાત્રાળુઓની સંખ્યા એટલી બધી મોટી થતી કે વખતે દ લાખ માણસો ભેગાં થતાં. લોકને લુટવાની આવી તક બીજી કંઇ હોઈ શકે આ લોકોની ભક્તિનો ખોટો લાભ લેવો, અને જુદી જુદી રીતે તેમની પાસેથ પૈસા પડાવવા, એ કેટલાકને આજીવિકાનું સાધન થઇ પડયું હતું; અને આ કામ મંદિરમાંજ ધમધોકાર ચાલતું હતું. ઈસુથી એ સહન થઇ ન શકયું, તે મા તેણે તેની સામે લડત ઉપાડી. હવે આ ઠગવાનું કામ એવું છે કે, જો કોઇ આપણ પ્રત્યે એવું કરે તો આપણને તે ગમે નહિ; તો પછી આપણે તેવું કરવામાં ખરેખ અન્યાયી ઠરીએ છીએ, કારણ કે ખરો ન્યાય બીજાના અજ્ઞાનનો કે તેની ગરજને ખોટો લાભ લેતો નથી. આ સિદ્ધાંતને અનુસરવું શું સહેલું છે? ઘણા માણસે પોતાના કામધંધામાં આવા સાધારણ ન્યાય પ્રમાણે એક દિવસ પણ ચાલવા કરત એક વરસ પોતાના ઘરમાં અને સ્નેહી સંબંધીઓમાં આત્મભોગમય પ્રેમ દર્શાવવા વધારે પસંદ કરશે.

### પ્રાર્થના.

"ઓ પ્રભુ, અમારામાંથી લોભનાં ઝેરી મૂળ ખોદી કાઢ, અથવા તો તાર કૃપાથી તેમને એવાં દાબી દે કે, અમારી જરૂરિયાતો તું જે રીતે પૂરી પાડે, તેથ અમે સંતોષી થઈએ, અને હાલમાં જેમ અમે કરીએ છીએ તેમ નકામી વસ્તુએ માટે કુડકપટ, ચાલાકી, કે જુલમસહિત વેઠ ન કરીએ. તું અમને તારા હેતુએ ન્યાયકરણ, વચનો અને ઉપદેશ નિરંતર સાંભળવા, વાંચવા અને વિચારવાની કૃપ

આપ; અને તે એટલા માટે નહિ કે તેથી અમે મિથ્યા વાદવિવાદ કરીએ, અથવા તેમને વિષે અભિમાન કરીએ, પણ એટલા માટે કે અમે અમારૂં જીવન તારી ઈચ્છા પ્રમાણે ચલાવીએ. આમેન."

આર્ચબિશપ ઈ. ગ્રિન્ડાલ (ઈ. સ. ૧૫૧૯-૧૫૮૩).

## છઠ્ઠું અઠવાડિયું, પાંચમો દિવસ.

"તેણે એક બાળકને પાસે બોલાવીને તેને તેઓની વચ્ચે ઉભું રાખ્યું, અને કહ્યું કે, હું તમને ખચીત કહું છું કે, જો તમે ફરો નહિ, અને બાળકોના જેવા થાઓ નહિ, તો આકાશના રાજ્યમાં તમે કદી પ્રવેશ કરશો નહિ. માટે જે કોઇ પોતાને આ બાળકના જેવું નમ્ર કરશે, તેજ આકાશના રાજ્યમાં સૌથી મોટું છે. વળી જે કોઇ મારે નામે એવા એક બાળકનો અંગીકાર કરે છે તે મારો પણ અંગીકાર કરે છે. પણ આ નાનાઓ જેઓ મારા પર વિશ્વાસ રાખે છે, તેઓમાંના એકને જે કોઇ ઠોકર ખવડાવે તેને માટે તે કરતાં આ સારૂં છે કે તેની કોટે ઘંટીનું પડ બાંધવામાં આવે, ને તેને સમુદ્રના ઉંડાણમાં ડુબાડવામાં આવે." માત્થી ૧૮; ૨-૬.

ઇસુ ખ્રીસ્તને આત્મભોગમય પ્રેમના આદર્શ તરીકે એટલી બધી વાર અને એવી ખરી રીતે ગણવામાં આવે છે કે તેનું શિક્ષણ આપણી પાસે માત્ર ન્યાયજ માગે છે. એ આપણે ભૂલી જવું જોઈએ નહિ. નાનાં બાળકોને અન્યાય કરવો, તેમનામાં જે કંઇ શક્તિ હોય તેને પૂરતી રીતે ખીલવવાને તેમને તક ન આપવી, તેમને ઠોકર લગાડવી, અને એ સર્વ ઉપરાંત તેમની નબળાઇનો આપણા પોતાના લાભ માટે ઉપયોગ કરવો, એ બધું માત્ર પ્રીતિની ખામી બતાવે છે એટલુંજ નહિ, પણ એ હડહડતો અન્યાય છે, અને તેની સામે ઇસુનો આત્મા કોપથી બળી રહ્યા છે. કોઇને પણ તેની પોતાની બાલ્યાવસ્થામાં એવું કરવામાં આવે એ તેને ગમે નહિ. રૌશેનબુશ કરીને એક અધ્યાપક લખે છે કે, "કેટલાક લોકો એમ માને છે કે, આપણે આગલા ભવમાં જેવાં કર્મ કર્યાં હશે તેનાં ફળ પામવા આપણે આ પૃથ્વીમાં પાછા જન્મ લઈશું. જે સ્થિતિમાં આપણે બીજાને મૂકયા તેવીજ સ્થિતિમાં ઇશ્વર આપણને મૂકે, અને એ રીતે આપણને આપણાં કર્મનાં ફળ ચખાડે, તો એ ખરેખર તેનો ન્યાયજ કહેવાય. કોઈ શેઠીઆની દીકરી બાર પંદર વર્ષ પર મરી ગઇ હોય, અને તે પાછી જન્મી તેનીજ મિલમાં બીજી છોકરીઓની માફક કામ કરે છે, એવું તે જાણે તો તે તેને કેવું લાગે?" શું પેલો સોનેરી નિયમ આપણી પાસે આટલું ચોકખેચોકખું નથી માગતો? પ્રેમ કરતાં ન્યાયનું પાલન વધારે સહેલું છે, એવું કોણ કહી શકે?

## પ્રાર્થના.

"ઓ નબળાંના મહાન પિતા, પૃથ્વી પરનાં સર્વ નાનાં બાળકો પર તું તારો હાથ કોમળતાથી મૂક, અને તેમને આશીર્વાદ આપ. જે બધાં બાળકો માનવીય પ્રેમ માટે, અથવા ફુલ, જળ અને પ્રકૃતિના મધુર સ્તનપાન માટે વ્યર્થ ઇચ્છા કરે છે, તેઓને તું તારો પ્રેમ આપ. પણ જે બાળકોનાં જીવન મહેનત અને વેઠ કરીને કરમાઇ ગયાં છે, અને જેમનાં શરીરની શક્તિ અને આનંદ હણાઈ ગયાં છે, તેમને તું સાતગણો આશીર્વાદ આપ. તેમનાં કુમળાં શરીરોને તું છેક કરમાઇ જવા અને જડ જેવાં થવા દઇશ નહિ, અને તેમનાં મનને અજ્ઞાનમાં અને પાપમાં ડુબી જવા દઇશ નહિ. આ બધાં નાનાં બાળકોને અમે ઠોકર ખાવા અને પડવા દીધાં છે. તે માટે અમે સર્વ તારા કોપરૂપી ઘંટીનું પડ અમારી કોટે બાંધવામાં આવે તેને પાત્ર થયા છીએ. સૌ ધનવાન લોકોને એવું મન આપ કે, એ બચ્ચાંઓના લોહીના પૈસા વડે ધનવાન થવાનું તેઓ નકારે. વળી જનસમાજના અને રાજ્યના અમલદારો, વગેરે બચ્ચાંઓ ઉપર ગુજરાતો આવો અન્યાય જોઇ ન શકે, એવી ન્યાયબુદ્ધિ તું તેમને આપ. તું અમને એવી સમજણ આપ કે, અમારા દેશના પ્રત્યેક બાળકને અમારા પોતાના બાળક તરીકે અને અમારા મહાન કુટુંબના એક અંગ તરીકે ગણીએ. મરિયમને ખોળે જે પવિત્ર બાળક હતું તેની ખાતર, અમારા પોતાના બાળપણનાં આનંદ અને દુ:ખ યાદ રાખીને, અને પ્રત્યેક બાળકમાં જે પવિત્ર અને મહાન શક્તિ રહી છે તે ધ્યાનમાં લઈને, અમે તને વિનંતી કરીએ છીએ કે, ધનના લોભથી પવિત્ર અને મધુર બાળજીવનનો નાશ કરતાં તું અમને બચાવ. આમેન"

વૉલ્ટર રૌશનબુશ.

## છઠ્ઠું અઠવાડિયું, છઠ્ઠા દિવસ.

"આ નાનાઓમાંના એકને તમે વખોડો નહિ, એ વિષે સાવધ રહો, કેમકે હું તમને કહું છું કે આકાશમાં તેઓના દૂત મારા આકાશમાંના પિતાનું મોં સદા જુએ છે. જો કોઇ માણસની પાસે સો ઘેટાં હોય, અને તેમાંનું એક ભૂલું પડે, તો નવ્વાણુંને મૂકીને પેલા ભૂલા પડેલાને શોધવાને તે પહાડ પર જતો નથી? તમે શું ધારો છો? હું તમને ખચીત કહું છું કે, જો તે તેને જડે તો જે નવ્વાણું ભૂલાં પડેલાં ન હતાં, તેઓના કરતાં તેને લીધે તેને વધારે હર્ષ થાય છે. એ પ્રમાણે આ નાનાઓમાંથી એકનો નાશ થાય, એવી તમારા આકાશમાંના પિતાની ઇચ્છા નથી." માત્થી ૧૮; ૧૦–૧૪.

નબળા, ભૂલા પડેલા અને ખોવાએલા, વગેરે પ્રત્યે ઈસુનો જે મહાન પ્રેમ છે, તેનું આ લાક્ષણિક વર્ણન છે. ખરેખર આવા તારકપણાના ભાવમાં ન્યાયથી કંઈક વધારે રહેલું છે. તો પણ જ્યારે આપણે પોતે પોતાને એ ખોવાએલી સ્થિતિમાં

મૂકીને પોતાને પૂછીએ કે, આપણે વાસ્તે શું કરવામાં આવે તો આપણને ગમે, તો આપણે જરૂર કહીશું કે, આપણને એવું જોઈએ છે કે, આપણને એવી રીતે શોધવાને કોઈ આવે. ધારો કે કોઈ માણસ હિમાલય જેવા પર્વત પર ભૂલો પડી ગયો હોય, અને ત્યાં તેને કોઇ પોતાને શોધનાર મળી આવે, તો તેને કેટલો આનંદ થાય! તો પછી પેલા સોનેરી નિયમમાં આવું તારકપણું શું નથી આવી જતું? ખરી વાત તો એ છે કે, ન્યાય અને પ્રેમ બન્ને જોડાએલાં રહે છે. કોઇએ કહ્યું છે કે, "જેના પર આપણે પ્રેમ કરીએ છીએ, તેનીજ સાથે આપણે ન્યાયથી વર્તી શકીએ છીએ."

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, અમારા ઇશ્વર, અમે તને વિનંતી કરીએ છીએ કે, જે બધાને માટે અમે પ્રાર્થના કરીએ, જે બધા બંધીવાન હોય, જે બધા મોટા અંધકારમાં, સંકટમાં અને નિરાશામાં હોય, જે બધા માંદા હોય, જે બધા સુખમાંથી દુ:ખમાં આવી પડયા હોય, જે બધા પરદેશમાં હોય, જે બધાના મનમાં કડવાશ અને સ્વતિરસ્કારનો ભાવ હોય, જે બધાને ખેદ અનુભવવો પડતો હોય, જે બધા તજાએલા હોય, જે બધા કેદખાનામાં હોય અને જેમને મોતની શિક્ષા ભોગવવાની હોય, જે બધા ગરીબાઈમાં હોય અને નિરાધાર હોય અને જે બધા અજ્ઞાનમાં, દુર્ગુણમાં અને પાપમાં પડેલા હોય, તે સર્વ ઉપર તું તારી દયાની નજરથી જો.

ઓ પ્રેમાળ પ્રભુ, તું શું કરે છે? શું આ દુનિયા તને વહાલી છે? શું તું માણસને ચાહે છે? બધા માણસો એકબીજાને કેવા ફસાવે છે, કેવા તિરસ્કારે છે અને પાયમાલ કરે છે. આ દુનિયા કેવી ભુંડી છે અને કેવા પાપથી ભરેલી છે, અને તે પેઢી દર પેઢી એ પ્રમાણેજ ચાલ્યા કરે છે. અહોનિશ કેવી રીતે દુ:ખનો અવાજ નીકળ્યા કરે છે, અને સૌ કોઇ કેવું શોકજનક દેખાય છે. આ બધું જ્યારે અમે જોઇએ છીએ અને જાણીએ છીએ, ત્યારે અમારા જીવ અમારી અંદર કંપે છે, અને માણસનાં મોં પર જોઇને અમને ઘણો ખેદ ઉત્પન્ન થાય છે, અને તું શું આ બધાં પર અમનેએમ જોતા રહીશ? ઓ પ્રભુ, તારી શક્તિના જમણા ભુજને પ્રગટ કર. ઓ પ્રભુ, આવ; કારણ કે જમીન ચોમાસાની વાટ જોઇ રહે છે તે કરતાં આ શુન્ય જગત તારા આગમનની વાટ વધારે જોઇ રહ્યું છે. આમેન."

હેન્રી વોર્ડ બીચર.

## છઠ્ઠું અઠવાડિયું, સાતમો દિવસ.

"તું તારા પાડોસી પર પ્રીતિ કર, અને તારા વેરી પર દ્વેષ કર, એમ કહેલું હતું, એ તો તમે સાંભળ્યું છે; પણ હું તમને કહું છું કે તમે તમારા વેરીઓ પર પ્રીતિ કરો, અને જેઓ તમારી પૂઠે પડે છે તેઓને સારૂ પ્રાર્થના કરો; જેથી તમે આકાશમાંના તમારા પિતાના દીકરા થાઓ; કારણ કે

તે પોતાના સુરજને ભુંડા તથા ભલા પર ઉગાવે છે, અને ન્યાયી તથા અન્યાયી પર વરસાદ વરસાવે છે." માત્થી ૫ ; ૪૩–૪૫.

દુશ્મનના પર પ્રેમ કરવો અને તેમણે ભુંડું કર્યું હોય તેના બદલામાં તેમનું ભલું કરવું એ તો ન્યાયથી વિશેષ છે, એમ સૌ કોઇને લાગશે. તો પણ જે ઉંચા નિષ્પક્ષપાતપણાનો લાભ આપણે લીધો છે, અને જે ન્યાયી જીવનના પાયારૂપ છે, તેને આધારે, ઇસુ ખ્રીસ્ત આપણી પાસે આવી જાતના વર્તનની માગણી કરે છે. દીવાદાંડીનો સાચવનાર દરિયા ઉપરનાં બધાં વહાણોની જે નિષ્પક્ષપાતપણે સેવા બજાવે છે, તેનો વિચાર કરો. ભલા અને ભુંડા સૌને તે એક સરખોજ પ્રકાશ આપે છે. તેનો કોઇ દુશ્મન જતો હોય, અને તેને તેની ખબર હોય, તો પણ તેથી કંઇ તે તેજ ઝાંખું કરતો નથી. તે તેનું કાર્ય ઉદાર મનથી કરે છે. તે તેના કાર્યમાં પોતાનું અંગત વેર કે પોતાનો કોઇ સ્વાર્થ આડે આવવા દેતો નથી. કોઇ પણ પ્રકારના અંગત ક્રોધથી દોરવાયા વગર આવો નિષ્પક્ષપાતપણાનો ભાવ રાખવો, એજ ન્યાય છે.

જે પ્રેમમાં આવી જાય છે, તે બધું ન્યાયમાં આવતું નથી, એ વાત ખરી છે. પ્રેમ વધારે ઉંડો જાય છે, પોતાનો વધારે મોટો ભાગ આપે છે, અને ન્યાયમાં ન હોય એવી સ્વાર્પણ કરવાની વૃત્તિ તેમાં રહેલી છે. પણ જો પેલો સોનેરી નિયમ એ ન્યાયનો ટુંક સાર હોય, તો ન્યાય એ માત્ર યોગ્ય શિક્ષા કે દંડ આપવામાં સમાઈ જતો નથી, પણ તેથી અધિક છે. જ્યારે કોઈ માણસ પોતાને જેવું વર્તન બીજાની પાસેથી લેવું ગમે તેવું સામાને આપે, ત્યારે તે બીજાનો દોષ કાઢવાનું ન કાઢવાનું કામ યથાર્થ રીતે કરે છે. માયાળુપણે બોલે છે, પોતાના અંગત લાભ માટે બીજાને નુકસાન કરતો નથી, નબળાનું રક્ષણ કરે છે, પતિતને બચાવે છે, અને પોતાના દુશ્મનને પણ તે એવા ગણે છે કે તેઓ ભવિષ્યમાં કોઈ દિવસ તેના મિત્રો થશે, અને એમ ગણીને તેઓની સાથે વર્તન રાખે છે.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, તેં અમને તારા પવિત્ર શાસ્ત્રમાં એવું શિખવ્યું છે કે, જેવું વર્તન બીજા પાસેથી અમને લેવું ગમે તેવું વર્તન અમે સદા તેમના પ્રત્યે રાખીએ. તું મને એવી કૃપા આપ કે સર્વ જુઠાણા અને અન્યાયથી હું મારૂં હૃદય અને મારા હાથો શુદ્ધ કરૂં, કે મારી વાણી કે મારા કાર્યથી હું કોઈને નુકસાન ન કરૂં, પણ મારા સર્વ વ્યવહારમાં સાચો અને ન્યાયી થાઉં, અને જે સ્થિતિમાં મને રાખવો તને ગમે તે સ્થિતિમાં મારી ફરજ હું યોગ્ય રીતે બજાવું, એટલે નિષ્પાપ રહીને, અને જે યોગ્ય હોય તે કરીને, હું આખરે, તારા પુત્ર, અમારા પ્રભુ ઈસુ ખ્રીસ્તને અર્થે શાંતિ પામું. આમેન."

વિદ્યાર્થીઓનું પ્રાર્થનાપુસ્તક.

# અઠવાડિયાનું વિવેચન.

૧. જે આત્મભોગમય સેવાનો આપણે વિચાર કરીએ છીએ, તે મુશ્કેલ અને અસ્વાભાવિક હોવાને બદલે, આપણા કેટલાક સંબંધોમાં તો તે તદ્દન સ્વાભાવિક છે, કારણ કે કેટલાક એવા લોકો છે કે જેમને આપણે ઉત્કટ અને સ્વહિતના વિચાર વગરના પ્રેમથી ચાહીએ છીએ. તેમની સેવા આપણે કરવી જોઇએ, એ વિષે કોઇ દલીલ કરે તો આપણે તેને મૂર્ખ કહીએ. માએ પોતાના બાળકની સંભાળ લેવી જોઈએ, અથવા પતિએ પત્નીની કે પત્નીએ પતિની સેવા કરવી જોઈએ, એ સમજવા માટે આપણને કોઈ દલીલની જરૂર નથી. કુદરત પોતે આપણાં મનમાં એવો ભાવ ઉત્પન્ન કરે છે કે આપણે સહજ રીતે આપણા કુટુંબમાં અને મિત્રમંડળમાં આપણો પોતાનો ભાગ આપીએ છીએ. જો આપણો પ્રેમ આ રીતે સેવામાં દર્શાવીએ નહિ તો આપણે ખરેખર શૂન્યવત્ થઈ જઇએ. જેઓને આપણે ચાહતા હોઇએ તેઓની સેવા જો આપણાથી થઈ ન શકે, તો તેથી આપણને જેટલું દુઃખ થાય છે, તેટલું બીજી કોઈ વાતથી ભાગ્યેજ થતું હશે.

પણ આ નિકટ સંબંધની બહાર જઇએ, ત્યારે એવા ઘણા પ્રકારના સંબંધ છે કે જેમાં પ્રેમની આવી કોમળતાની જરૂર રહેતી નથી, અથવા તે દર્શાવી શકાતી નથી. આપણા જીવનનો આદર્શ ગમે તેવો હોય, પણ આ વાત સ્પષ્ટ છે કે, કેટલાક લોકો એવા નીચ, હલકા અને પશુવત્ છે કે જેમને માટે આપણને સ્વાભાવિક રીતે લાગણી ઉત્પન્ન ન થાય, પણ ઉલટો મનમાં વિરોધ ઉત્પન્ન થાય. તેમ વળી જુદી જુદી વર્ણના લોકો વચ્ચે નિકટનો પ્રેમ એકદમ બંધાઈ શકતો નથી. માણસો માણસો વચ્ચેના માનસિક ભેદનું પરિણામ પણ એવુંજ આવે છે. આ ઉપરાંત કેટલાક લોક દુષ્ટ અને ઘાતકી છે, અને સમાજનું હિત ઇચ્છવું હોય તો તેમને સમાજથી દૂર રાખવા જોઇએ. ટુંકામાં, એવા અનેક લોકો છે, કે જેમના પર આપણે સહજ રીતે પ્રેમ રાખી શકતા નથી. એવા પર પ્રેમ કરવાનું કોઇને કહેવું, એ તો અસંભવિત પૂર્ણતા પામવા બરાબર છે, અને એ તો બહુજ થોડા પામી શકે છે.

એમ છતાં, આવા લોક પ્રત્યે એક ભાવ રાખવો જોઇએ, જે સૌની નજરમાં યોગ્ય અને રાખી શકાય એવો દેખાશે. આપણે **ન્યાયી** થઇ શકીએ છીએ. કોઇ ક્રિકેટ કે ફુટબોલની રમતમાં વિરોધી પક્ષના માસ્તરો એકબીજાને માટે ભોગ આપવાનું કહે તો તે ખરેખર ગેરવાજબી અને હાસ્યજનક ગણાય; પણ તેઓ એટલું તો કહી શકે કે, તેમણે ન્યાયથી અને ખોટો લાભ લીધા વગર રમવું જોઈએ. એ રમનારાઓ સામા પક્ષને જે ખોટો લાભ લઇ જવા દેવા ખુશી ન હોય તે તેમનાથી ન્યાયની નજરે તો લઇ શકાયજ નહિ.

આટલા માટે, ન્યાયમાં શું શું રહ્યું છે, તે આપણે બરાબર જોવાની ઘણી જરૂર છે. જેમ સાહિત્યમાં શેકસપીઅરનું હેમ્લેટ, કાલીદાસનું શાકુંતલ, વગેરે છે,

એવું સૌ કોઈ તેમને વાંચ્યા વગર પણ કબૂલ કરે છે, તેમ કેટલાક સદ્‌ગુણો એવા છે કે જે આપણે પોતે પાળતા ન હોઇએ, તો પણ તે બહુ ઉંચા છે, એમ આપણે કબૂલ કરીએ છીએ. એ સદ્‌ગુણોમાંનો એક ન્યાય છે. સૌ કોઇ પર પ્રેમ કરવો જોઈએ, એ વાતના સંબંધમાં કદાપિ માણસોમાં મતભેદ પડે, પણ આપણે સર્વ પ્રત્યે ન્યાયી હોવું જોઇએ, એ વાત સૌ કોઇ સ્વીકારે છે. પણ આ સૌ કોઇ સ્વીકારે છે એવા ન્યાયના સદ્‌ગુણની વિશાળતા અને મહત્તા એથી સિદ્ધ થાય છે કે, તેનું ટુંકામાં ટુંકું અને પૂર્ણમાં પૂર્ણ વર્ણન પેલા સોનેરી નિયમમાં રહેલું છે, એટલે "જેમ તમે ચાહો છો કે માણસો તમારા પ્રત્યે વર્તે તેમજ તમે પણ તેઓ પ્રત્યે વર્તો" (લુક ૬ ; ૩૧ ). આમાં શું શું સમાએલું છે, તેનો આપણે વિચાર કરીએ.

ઉદાર અને સહાનુભૂતિવાળી કલ્પનાશક્તિ જો આપણામાં ન હોય તો આ સોનેરી નિયમનું પાલન કરવું છેક અશક્ય છે. પોતાને બીજાના સ્થાનમાં મૂકવાની શક્તિ ન હોય ત્યાં સુધી કોઇ માણસ, જેવું બીજાની પાસેથી તે ઈચ્છે છે, તેવું તેને આપી શકતો નથી. આપણી નાની વયમાં આપણામાં આ શક્તિ વધારે અંશે હોય છે, અને જો તેને યોગ્ય રીતે કેળવવામાં આવે તોજ તે મોટી વયમાં કાયમ રહે છે. દાખલા તરીકે, કોઇ બાળકની મા કે તેનો બાપ ગુજરી જતાં આપણી નાની વયમાં આપણને તેને માટે લાગણી થતી, અને આપણે પોતાને તેની સ્થિતિમાં મૂકતા, પણ હવે આપણે ભાગ્યેજ તેવું કરીએ છીએ. આવી રીતે પોતાને બીજાની સ્થિતિમાં મૂકવાને પ્રેમથી ભરેલી કલ્પનાશક્તિની જરૂર છે.

રોબર્ટ બ્રાઉનિંગ નામના મહા કવિ વિષે એવું કહેવામાં આવે છે કે, તે સહજ રીતે પોતાને બીજાની સ્થિતિમાં મૂકી શકતો. આ વાત તેનાં ઘણાં કાવ્યો પરથી દેખાઈ આવે છે. તે બીજા લોકોના દૃષ્ટિબિંદુથી જોતો, તેમના વિચારો તે વિચારતો, અને તેઓને જે કહેવાનું હોય તે તે કહેતો. હવે કાવ્યની ખાતર આ કવિ જે કરી શકતો હતો, તેજ સેવાની ખાતર ઈસુ કરતો હતો. પેલો ઉડાઉ દીકરો, જેને ફરોશીઓ ખોવાઇ ગએલો ગણીને ધિક્કારતા હતા, તેની શી સ્થિતિ હતી તે ઈસુએ પોતાના પ્રેમથી જોઈ લીધી. પેલી ગરીબ વિધવાએ દમડી નાખી તેના મનનો ભાવ, અને મરિયમે કૃતજ્ઞતાને લીધે કીમતી તેલ તેના પગ પર રેડયું, ત્યારે તેનો ભાવ, ઇસુએ પ્રેમની નજરથી જોઇ લીધો. જાખીના મનની વાત, તેમ પીતરના આત્માને શેતાન કેવી રીતે પરીક્ષણની તાવણમાં તાવતો હતો તે તેણે અંદરથી જાણી લીધું હતું. પેલી વ્યભિચારમા પકડાએલી સ્ત્રી, જેને ક્રોધાયમાન માણસો પોતાના હાથમાં પત્થર લઈ મારવા તૈયાર થઈ રહ્યા હતા, તેની સ્થિતિ પણ તેણે અંદરથી જોઈ લીધી હતી. ઇસુ સિવાય કોણે સોનેરી નિયમ પૂરી રીતે અને ખરી રીતે પાળ્યો છે? એ પાળવો કંઇ સહેલી વાત નથી. જે માણસ પોતાને બીજાની સ્થિતિમાં મૂકતો નથી, તે ખરી રીતે ન્યાયી નથી.

જોન વેસ્લી કહે છે કે, એક માણસ પ્રત્યે મારો ક્રોધ નિરંતર રહેતો. તેને લોભી જાણીને હું તેના પ્રત્યે તિરસ્કારની નજરે જોતો. મારા કોઈ પરોપકારી

કાર્યને માટે તેણે મને એક વખત છેક નહિ જેવી ભેટ આપી, ત્યારે મારા ક્રોધની સીમા રહી નહિ, અને મે તે માણસને સખત ઠપકો આપ્યો. એ વખતે આ માણસે મને ઠંડે પેટે જવાબ આપ્યો કે, "એક માણસ છે, તે અઠવાડિયાની શરૂઆતમાં એક આનાનાં ગાજર લઇ આવે છે, અને તેને બાફીને ખાય છે, અને તેનું પાણી પીએ છે. આ તેનું અઠવાડિયાનું અન્નપાન છે." મેં તેને કહ્યું કે, આવો માણસ તે વળી કોણ છે? ત્યારે તેણે મને કહ્યું કે, હું પોતેજ તે માણસ છું. વાત પૂરી કરતાં વેસ્લી કહે છે કે, "તે માણસ નિરંતર આવું કરતો હતો, અને એનું કારણ એ હતું કે, તેને ઈશ્વરની ઓળખાણ થઇ ત્યાર પહેલાંનું તેને એક મોટું દેવું હતું, અને એ દેવું તેને તેના માસિક અઢીસો રૂપીઆના પગારમાંથી વાળી આપવું પડતું હતું. આવા માણસને હું લોભી ધારતો હતો." જેને આપણે બરાબર સમજી ન શકીએ, તેના પ્રત્યે આપણે ખરી રીતે ન્યાયી થઇ શકતા નથી. હવે જો આપણે એમ સ્વીકારતા હોઈએ કે, આપણા મનને ગમવા ન ગમવાનો વિચાર, તેમજ જાતિ અને વર્ણભેદનો વિચાર દૂર કરીને આપણે ન્યાયી તો થવુંજ જોઈએ, તો પછી તેમ કરવામાં આપણને ઘણી ઝીણી નજરની તેમજ ઉદારતાની જરૂર છે.

૨. વળી બીજા પાસે આપણે જેવું વર્તન માગતા હોઈએ તેવું તેમને આપવાને માટે માત્ર સહાનુભુતિની જરૂર છે, એટલુંજ નહિ પણ **ક્રિયાશીલ સદ્ભાવ** જોઇએ છે. આપણામાંના સૌ કોઈને કુટુંબજનો અને મિત્રોએ નિરંતર, આત્મભોગમય પ્રેમાળ કાળજીથી સેવ્યા છે, અને જો આપણી એવી સેવા કરવામાં આવી ન હોત તો આપણો નૈતિક અને વ્યાવહારિક પણ નાશ નક્કી થયો હોત. દુનિયાના મોટા પુરૂષોમાંના ઘણાએ પોતાના જીવનનાં પ્રેરણા, ઉત્સાહ, સામર્થ્ય, વગેરે પોતાની માતાઓ પાસેથી પ્રાપ્ત કર્યાં છે, એ કોણ જાણતું નથી? તેમજ કેટલાકને તેમની સ્ત્રી કે બેનથી ઉત્સાહ, ઉત્તેજન, ધૈર્ય આદિ પ્રાપ્ત થએલાં છે, અને તે તેમને તેવી રીતે મળ્યાં ન હોત તો તેમની શી સ્થિતિ થાત એ આપણે કહી શકતા નથી. મહમ્મદ પેગમ્બરની પ્રથમ શિષ્યા તેની સ્ત્રી થઇ હતી, અને તેણેજ તેને ઉત્તેજન આપ્યું હતું. જ્યોર્જ માથેસન નામના એક આંધળા માણસે પોતાના જીવનનો બહુ સારો ઉપયોગ કરી જગતને અજાયબી પમાડી છે, પણ તેના જીવનચરિત્રના લેખક પાસેથી આપણે જાણીએ છીએ કે, તેને તેમ કરવામાં મુખ્ય કારણરૂપે તેની બેનની મદદ હતી. એવા દાખલાઓ તો આપણી નજર આગળ બને છે કે, જેમાં માતા કે સ્ત્રી મરી જવાથી, માણસની બધી રીતે પાયમાલી થઇ ગઈ હોય, બીજાની પાસેથી જેવું આપણે ઈચ્છીએ, તેવું તેમને કરવું, એ માત્ર અભાવસૂચક આદર્શ નથી. માણસો ઘણી વાર ન્યાયનો અર્થ એવો કરે છે કે, ન્યાય એટલે હડહડતા અન્યાયથી દૂર રહેવું તે, કોઇ પ્રત્યે ઘાતકી ન થવું તે, તેમ ગરીબ અને રાંક ઉપર જુલમ ન ગુજારવો તે. એ બધો ન્યાય છે એ ખરૂં, પણ એટલામાંજ સોનેરી નિયમનું પાલન થઈ જતું નથી. ન્યાય તો ભાવસૂચક વસ્તુ છે. એનો અર્થ એ છે કે, જેમ આપણે નિરંતરની આત્મભોગમય સેવા લીધેલી છે, અને જેના વિના

આપણે જીવી પણ શકીએ નહિ, તેવી સેવા આપણે બીજાને આપવી.

પિતા અને પુત્ર વચ્ચેના પ્રાથમિક, મૂળના સંબંધ જેવો કોઇ સંબંધ વિચારો. બાપમાં જે કાંઈ સારૂં છે, તે તેના મિત્રોના સમાગમથી તેની પાસે આવેલું છે. એ બાપમાં સદ્‌જીવનનાં અને ભુંડા જીવનનાં મૂળ હતાં, પણ તે સારા સમાગમમાં આવ્યો તેથી ભુંડાં મૂળ દબાઈ ગયાં અને સારાં મૂળ વૃદ્ધિ પામ્યાં, તેવીજ રીતે એ બાપનો તેના પુત્ર સાથેનો સંબંધ માત્ર તેની સાથે ખરાબ વર્તન નહિ રાખવામાં પૂરો થતો નથી. પોતે અત્યારે બાળક હોય, અને જેવા સમાગમની તે ઈચ્છા રાખે, તેવો સમાગમ તેણે તેના પુત્રને આપવો જોઇએ. પોતાને મોટી ઉમ્મરે આવતાં કેવી કેવી મુશ્કેલીઓ નડી છે, પાપની સામે કેવી કેવી બાથ ભીડવી પડી છે, એ બધું યાદ કરીને પોતાના પુત્રને એ બધી મુશ્કેલીઓથી દૂર રહેવાને માટે અને પાપની સામે થવાને આત્મિક સામર્થ્ય પ્રાપ્ત કરવાને માટે યોગ્ય સાધન, સંગત, વગેરે શોધી આપવાં, એ તેને પોતાની પ્રથમ ફરજ લાગે છે, અને આ એક ન્યાયનુંજ કાર્ય છે.

હવે આપણે આવા નિકટ સંબંધીની વાત છોડીને જીવનના જે બીજા સંબંધોમાં અંગત પ્રેમની બહુ જરૂર રહેતી નથી તેનો વિચાર કરીએ, તો તેમાં પણ ન્યાય આપણી પાસે આ ક્રિયાશીલ સદ્‌ભાવ માગ્યા વગર રહેતો નથી. જ્યારે કોઇ પ્રેમાળ કલ્પનાશક્તિથી પોતાને કંગાળ, રોગી, દુઃખી વગેરેની સ્થિતિમાં મુકે ત્યારે તેને નક્કી દુઃખ થવાનુંજ. ફાધર ડામિયન જ્યારે રક્તપિત્તિયાંની સેવામાં લાગ્યા, ત્યારે તેને મનમાં એવું લાગ્યું હશે કે, જો હું રક્તપિત્તિયો હોઉં તો મને એવી કમનસીબ, નિર્જન અવસ્થામા પડયા રહેવું ગમે નહિ [ પંડિતા રમાબાઈએ એક વખત મહાર એટલે દક્ષિણની કોઇ ઢેડ જેવી અસ્પૃશ્ય જાતિની બાઇનો વેશ પહેરી છબી લેવરાવી હતી. તેણે તેમ કરી મહાર સ્ત્રીની સ્થિતિમાં પોતાને મૂકી હતી, અને તેનામાં એ ભાવ હતો તેથીજ તે સર્વ પ્રકારનાં દુઃખ ભોગવનાર સેંકડો અને હજારો સ્ત્રીઓની મહાન સેવા કરી શકી. તેવીજ રીતે દરેક પરમાર્થી અને પરોપકારી સ્ત્રી અને પુરૂષ કરે છે. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે વિધવાનું દુઃખ પોતા પર લીધું, અને મહામુસીબત વેઠી તેમને માટે પુનર્લગ્નનો માર્ગ મોકળો કરી આપ્યો. હિમાલયમાં રહેતા સ્ટોકસ નામના અમેરિકન માણસ પોતે એક ઘણા પૈસાદારના પુત્ર હોવા છતાં એક વખત સેંકડો રક્તપિત્તિઆને પોતાના હાથથી રોજ ધોતા ]. જો આપણે ખરા હૃદયથી સોનેરી નિયમ પાળવાનું માથે લઈએ, અને આપણે સર્વ અજ્ઞાન, કંગાળ, નિરાધાર લોકોની સ્થિતિમાં પોતાને મૂકીએ, અને એમ કરતાં આપણને શું જોઈએ તેનો વિચાર કરીએ તો આખા જગતમાં અદ્‌ભુત પરિવર્તન થઇ જાય, એમાં કંઈ શંકા નથી.

આ સોનેરી નિયમમાં શું શું આવી રહ્યું છે, એ વાતનો આપણે વધારે વિચાર કરવો હોય તો, જે લોકો દેશને માટે કે ધર્મના પ્રચારને માટે પોતાના પ્રાણ આપવા તૈયાર થાય છે, તેઓની સ્થિતિમાં આપણે પોતાને મૂકવા જોઇએ. કોઈ

મોટા યુદ્ધ કે મોટી રાજકીય લડતમાં સેંકડો, હજારો અને લાખો માણસો મરવા તત્પર થાય છે, તેમજ મિશનરીઓ ધર્માર્થે પોતાનું સર્વસ્વ, હા, પ્રાણ પણ આપવા તૈયાર થાય છે. હવે આ લોકો જે મહાન કાર્ય પોતાના હાથમાં લે છે, તે બરાબર પાર ઉતરે એવી ઈચ્છા તેઓ સહજ રાખે છે. આપણે તેમને ઠેકાણે હોઇએ તો તેવીજ ઉત્કટ ઇચ્છા રાખીએ. ત્યારે જો આપણે તેમનાજ જેવું કાર્ય ન કરી શકીએ, એટલે તેમની માફક લડતમાં કે ધર્મપ્રચારમાં સીધો ભાગ લઈ ન શકીએ, તો આટલું તો કરી શકીએ કે એ લોકો પોતાને જોઇતાં સાધન માટે પોતાના મહાન કાર્યમાં નિષ્ફળ ન જાય, માટે આપણે તેઓને જોઇતાં સાધન પૂરાં પાડવાં જોઈએ.

કોઈ માણસ બ્રાહ્મણ હોય તો તેને ન્યાય કહે છે કે, "ઠીક છે, પણ તમે કોઈ શુદ્ર કે અસ્પૃશ્યની સ્થિતિમાં પોતાને મૂકો અને પછી જુઓ કે તમને કેવું લાગે છે, અને જેવું તમને લાગે છે, તેવુંજ તેમને લાગતું હશે, અથવા લાગવું જોઇએ" તેમજ જે ગોરા માણસો કાળા માણસો પ્રત્યે તિરસ્કારથી જુએ છે તેમને ન્યાય કહે છે કે, "તમે પોતાને કાળા માણસની સ્થિતિમાં મૂકી જુઓ, અને તમને અત્યારે કાળા માણસને માટે જે તિરસ્કારની લાગણી છે, તેવી લાગણી તમારા પ્રત્યે કોઇ રાખે તો તે તમને કેવું લાગે તે વિચારો." ન્યાય શેઠને કહે છે કે, તમે નોકરની સ્થિતિમાં થોડીવાર ઉભા રહો, અને તેમને શું થાય છે, તે વિચારો. ન્યાય એ પ્રેમની લાગણીની માગણી કરતાં કાંઇ ઓછું માગતો નથી, પણ વધારે માગે છે. જ્યાં પ્રેમ સહજ પહોંચતો નથી ત્યાં ન્યાય પહોંચે છે. આપણને કોઈ માણસો સ્વાભાવિક રીતે ન ગમતા હોય તેમના પ્રત્યે પણ ઉદારવૃત્તિ અને સદ્ભાવ રાખવાનું ન્યાય આપણને શિખવે છે. અને આખરે સમાજમાં, રાજ્યબંધારણમાં, કે આર્થિક વ્યવસ્થામાં જે અન્યાય રહ્યા હોય તેની સામે થવાને આપણને પ્રેરે છે, અને તેનું કારણ હમેશાં એ નથી હોતું કે તેથી પોતાને નુકસાન થાય છે, પણ એ હોય છે કે તેથી બીજાને નુકસાન થાય છે.

૩. જે પ્રદેશમાં આપણો પ્રેમ સહજ જઈ શકતો નથી, ત્યાં આ સોનેરી નિયમ લાગુ પાડવાનું કામ સૌથી મુશ્કેલ થઇ પડે છે, એટલે જ્યારે દ્વેષભાવવાળાં માણસો સાથે આપણે કામ પાડવું હોય છે ત્યારે. આપણી સાથે જેને અંગત સંબંધ ન હોય તેને આપણે આપણી સહાનુભૂતિ અને સદ્ભાવ આપી શકીએ છીએ, પણ તે આપણા દુશ્મનને આપવાં એ ન્યાયની રૂએ ગણાય કે નહિ, એ ઘણાને શંકાશીલ બાબત લાગે છે. ન્યાયનો અર્થ શું આવો નથી કે, આપણે જેવાની સાથે તેવા થવું જોઈએ? "ભાગવાને બદલે ભાગવું, આંખને બદલે આંખ, દાંતને બદલે દાંત; જેવી ખોડ તેણે કોઈ માણસના [શરીર]માં પાડી હોય, તેવોજ બદલો તેને અપાય" (લેવી. ૨૪; ૨૦). આવી રીતે જેવાને બદલે તેવું પાછું વાળવું, એ ન્યાય લાગે છે; પણ આપણા દુશ્મન પર પ્રેમ રાખવો, એવું જે ઈસુનું ફરમાન છે, તે એવા ન્યાયની સીમા ઓળંગનારૂં છે.

તોપણ એ વાત ખરી છે કે, ઈસુ ખ્રીસ્તનું પહાડ પરનું ભાષણ એ જુના કરારના નિયમને રદ કરતું નથી, પણ તેને પુર્ણ કરે છે. જ્યારે લોકો જંગલી હતા, જ્યારે વેર લેવાનું સૌ કોઈ યોગ્ય ધારતા હતા, ત્યારે લોકોના બેહદ ક્રોધને મર્યાદિત કરવા માટે આ પુરાણો નિયમ આપવામાં આવ્યો હતો. એ નિયમનો સાર એવો નથી કે, આપણા દુશ્મને આપણને જે નુકસાન પહોંચાડ્યું હોય તે તેને પાછું વાળી આપવું; પણ એનો ખરો અર્થ એ છે કે, દુશ્મને આપણને જેટલું નુકસાન કર્યું હોય **તેથી વધારે નુકસાન** આપણે તેને કરવું નહિ. આંખને બદલે આંખ, દાંતને બદલે દાંત—જો તમારે વેર લેવુંજ હોય તો આટલુંજ લો; એથી વધારે નહિ.

આપણામાં એવું કોણ છે કે, જેણે અનહદ ક્રોધનો અનુભવ કદી નહિ કર્યો હોય? કેટલીક વાર આપણે આપણા ચિત્તને ક્રોધમાં વશ રાખી શકતા નથી. આવે વખતે આપણો દુશ્મન આપણી આગળ હોય તો આપણે તેના પર ક્રોધ પુર્ણ રીતે ઉતારવા તત્પર થઈએ છીએ. એ વખતે બરાબર સાટું વાળવાની વાત ભુલી જવાય છે. તેનું કેટલું નુકસાન કરવું તેનું માપ રહેતું નથી, એ તો આપણે કેટલું નુકસાન કરી શકીએ છીએ એજ વાત છે. આવે વખતે પેલા જુના નિયમથી જે મર્યાદા બાંધવામાં આવી છે તે કેટલી લાભકારક છે, તેનો વિચાર કરો. આટલુંજ, પણ એથી વધારે નહિ. ક્રોધી માણસની વેરવૃત્તિને હદમાં રાખવા માટે જુના કરારમાંનું ફરમાન આપવામાં આવ્યું હતું. હજુ વેરભાવને દુર કરવાની વાત આવી નહોતી; માત્ર તેને અંકુશમાં મુકવાની વાત હતી. તેથી જ્યારે જુના કરારના નિયમે જેના પર અંકુશ મુક્યા હતા, તેને જ્યારે ઈસુએ છેકજ કાઢી નાખ્યું, ત્યારે તે નિયમનો નાશ કરતો નહોતો, પણ તેને પુર્ણ કરતો હતો. એ તો એક નૈતિક સુધારાને પુર્ણ કરવાની વાત હતી.

સાટું વાળવાના જુના નિયમની પુર્ણાહુતિ અવશ્યની છે, એ સાધારણ નૈતિક નજરથી જોતાં પણ આપણને દેખાઇ આવે છે. એક વાત તો એ છે કે, જેવાની સાથે તેવા થવું, એ આપણા જીવનને માટે એક બહુજ ક્ષુદ્ર આદર્શ છે. કાયદામાં પણ જો આંખને સાટે આંખ લેવાની વાત હોય તો તેનું પરિણામ કેવું મુર્ખતાવાળું અને હાસ્યજનક થાય. હેન્રી પહેલાના વખતનો એક જુનો અંગ્રેજી કાયદો એવો છે કે, જો કોઈ છોકરો કોઇ ઝાડ નીચે ઉભો હોય, અને તેના ઉપર બીજો કોઈ છોકરો તે ઝાડ પરથી પડે, અને પેલો નીચે ઉભો રહેલો છોકરો મરી જાય, તો આ ઉપરથી પડનાર છોકરાએ શિક્ષા માટે ઝાડ નીચે ઉભા રહેવું, અને તેના ઉપર કોઇ બીજા છોકરાએ પડીને તેને મારી નાખવો. આવો કાયદાનો સિદ્ધાંત મુર્ખતાની પરાકાષ્ટાએ પહોંચ્યો છે, એવું કોણ નહિ કહી શકે? પણ સાટું વાળવાની બધી વાત આવીજ હોય છે, જ્યારે જ્યારે આપણને કંઇ પણ નુકસાન થયું હોય, ત્યારે ત્યારે એ નુકસાનનું સાટું વાળવું, એ આપણા જીવનને ગુમાવવાનો સહેલામાં સહેલો માર્ગ છે.

જેઓ ભારે કામમાં ખરા મનથી જોડાએલા છે, **તેઓને વેર લેવાનો વખત** હોતો નથી. ઇસુ ખ્રીસ્ત, જે જગતના ઉદ્ધારના મહા કાર્યમાં જોડાયો હતો, જે રાતદિવસ "તારૂં રાજ્ય આવો," એવી પ્રાર્થના કર્યા કરતો હતો, તે જુના કરારના નિયમનો વેરભાવ કબૂલ રાખી શકેજ નહિ. સાટું વાળવું એ તો ક્ષુદ્ર માણસનું કામ છે; સાટું વાળવાથી માણસ ક્ષુદ્ર બને છે, મોટા માણસો હમેશાં ઉદારવૃત્તિ-વાળા હોય છે, તેઓ તો તેમના વેરીઓ પર પ્રીતિ રાખે છે, અને તેઓનું ભલું કરે છે.

વળી "આંખને બદલે આંખ" એ નિયમ અપૂર્ણ છે, એનું બીજું કારણ એ છે કે, **એમાં દુષ્ટ માણસને સુધરવાનું કંઈ સ્થાન રહેતું નથી,** "જેવાની સાથે તેવા" કે "शठं प्रति शाठ्यम्" વગેરે સુત્રોને આગળ રાખીને કોઇ મનુષ્યજાતિનો ઉદ્ધાર કરી શકે ખરૂં કે? જે આદર્શ આપણ સર્વેએ રાખવાનો છે તે એ છે કે, આ દુનિયા વધારે સારી થાય, અને તેમાં વધારે સારા માણસો વસે, અને આ આદર્શ માટે "આંખને બદલે આંખ"નો નિયમ છેક નકામો છે.

૪. બરાબર સાટું વાળવાનું કામ મોટા મનવાળા માણસોને માટે છેક ક્ષુદ્ર વસ્તુ છે, અને તે મોટાં કાર્યોમાં એક મોટા વિઘ્નરૂપ છે, એટલુંજ નહિ પણ પ્રથમ દૃષ્ટિએ તે ન્યાયી દેખાય છે, પણ ખરૂં જોતાં **એ ન્યાયી નથી.** આપણા પોતા પ્રત્યે એવી રીતનું વર્તન રાખવામાં આવે તે આપણને પોતાને પણ ગમશે નહિ. ઇસુના એક દૃષ્ટાંતમાં એક શેઠ તેના ચાકરને મોટી રકમનું દેવું માફ કરે છે, પણ તેજ ચાકરનું બીજા માણસ પાસે થોડું લહેણું હતું, તે તે માફ કરી શક્યો નહિ, પણ તેનો ટોટો પકડયો, અને જોરાવરીએ હિસાબ પતાવવાનો પ્રયત્ન કર્યો. આ દૃષ્ટાંત આપણ સર્વને લાગુ પડે છે. તેના મનની આવી ક્ષુદ્રતા એ કંઇ ન્યાય નહોતો. જે નોકરને માફ કરવામાં આવ્યું હતું, તે પોતાને મળેલી માફીના લાભનો સહેજ પણ હિસ્સો બીજાને આપવાને તૈયાર નહોતો. જે આપવાને તે ખુશી નહોતો તે તે લેતો હતો. આપણે બધા આવી રીતે ઇશ્વરની તેમજ માણસોની દયા પર આધાર રાખીએ છીએ, અને જે "જેવાની સાથે તેવા" થવાના સિદ્ધાંત પ્રમાણે આપણો ન્યાય થયો હોત તો આપણે કયારનાયે નાશ પામ્યા હોત. જો આજ સિદ્ધાંત પર આપણા જીવનનો પાયો રચાયો હોત તો સર્વ સુંદરમાં સુંદર માનવીય સંબંધો હૈયાતજ હોત નહિ. પ્રેમ શું છે, એ બાળકો સમજી શકતાં નથી, છતાં જે માતાઓ પોતાનાં બાળકો પર પ્રેમ રાખ્યા જાય છે, અને એ બાળકો ઘણીવાર તો મોટાં થઈ તેમની માતા-ઓના પ્રેમનો તિરસ્કાર કરે, તોપણ જે માતાઓ પોતાનો પ્રેમ પાછો ખેંચી લેતી નથી, તેમનાથી શરૂઆત કરીને પૃથ્વીના મોટા સાધુસંતો, શાહેદો, પ્રબોધકો અને પેરિતો, જેઓ માણસો પર એટલો બધો પ્રેમ રાખે છે કે, માણસો તેમને ધિક્કારે, મારવા તૈયાર થાય અને મારી નાખે તોપણ તેવાને પોતાનો પ્રેમ અને પોતાની સેવા આપે છે, તેમના સુધી, આપણને સર્વને માત્ર પ્રેમજ મળેલો છે, અને આપણે એ પ્રેમને પાત્ર નહિ હોવા છતાં આપણને તે મળેલો છે. અને જ્યારે આપણે ઇશ્વર પ્રત્યે નજર કરીએ છીએ, અને તે કેવા ન્યાયથી આપણો ન્યાય કરે છે, એ

વાતનો વિચાર કરીએ, ત્યારે આપણને ચોક્કસ લાગશે કે, જો ત્યાં પણ "જેવાની સાથે તેવા" થવાના સિદ્ધાંત મુજબ કામ લેવાતું હોય તો આપણે માટે કંઇ પણ આશા રહેતી નથી. આપણને આપણા કુટુંબજનો અને મિત્રો તરફથી જે દયા મળી હોય તે, પૃથ્વી પરના સર્વે સારા અને પવિત્ર માણસોએ પોતાનો ભોગ આપીને જગત પર જે ઉપકાર કર્યો, તેનો જે લાભ આપણે લીધો હોય તે, અને માણસ પાસેથી અને ઇશ્વર પાસેથી જે ક્ષમાની આપણને જરૂર છે, તે બધાનો વિચાર આપણે કરી જોવો, અને ત્યાર પછીજ તે સોનેરી નિયમનો વિચાર કરી જોવો. જો આપણે ખરા દિલથી તે કરીશું, તો આપણને બરાબર લાગશે કે, ઈસુની પ્રાર્થનાનું આ વચન, "જેમ અમે અમારા ઋણીઓ[નાં ઋણ] માફ કર્યાં છે, તેમ તું અમારાં ઋણ અમને માફ કર" એ માત્ર આપણી પાસેથી ન્યાય માગે છે.

સોનેરી નિયમનો ન્યાય આપણી પાસે સહાનુભૂતિવાળી સમજશક્તિ, ક્રિયાશીલ સદ્‌ભાવ અને સર્વે કોઈની સેવા માગે છે. એનું રાજ્ય આપણા અંગત પ્રેમના પ્રદેશથી ઘણું વિશાળ છે. તેમાં દુશ્મનનો પણ સમાવેશ થાય છે, માત્ર આવા ન્યાયથીજ આપણે પોતાના જીવનને ઉચ્ચ કરવા માટે જીવનમાંથી જે લેવાની જરૂર પડે છે, તે આપણે જીવનમાં આપી શકીએ છીએ. એમ કરવાથીજ આપણે ન્યાયી ભાવની એક જુની ખ્રીસ્તી પ્રાર્થનાનો ખરો અર્થ સમજી શકીએ છીએ. તે પ્રાર્થના આ છે કે:

"ઓ પ્રભુ, અમારાં હૃદય એવી રીતે ખોલ કે અમારાં પોતાનાં દુ:ખ અને અમારી પોતાની જરૂરીઆતોની અમને જે લાગણી થાય છે, તેવીજ લાગણી અમારા પાડોસીઓની જરૂરીઆતો અને તેમનાં દુ:ખ જોઈને અમને થાય. ઓ અતિ નમ્ર અને દયાળુ ખ્રીસ્ત, તું અમારા ઉપર તારી ભલાઇના આત્માની એવી ફુંક માર કે જેમ અમારા પ્રત્યેની તારી દયાને લીધે તે અમારે માટે અતિ દુ:ખમય મૃત્યુ અને વેદના સહન કર્યાં, તેમ અમે અમારા પાડોસીઓની દયા ખાતાં તેમને સહાય કરવાને તત્પર થઇએ. આમેન."

---

# પ્રકરણ સાતમું.

## ઉપયોગિતામાં નડતાં નાનાં નાનાં વિઘ્નો.

### રોજનાં વાંચન.

સેવાનો ભાવ અને કાર્ય એ ખ્રીસ્તી જીવનનું ખરૂં જરૂરનું અને સુંદર સ્વરૂપ છે એવું આપણે કહેતા આવ્યા છીએ. પણ જેમ બીજી બાબતોમાં તેમ અહીં પણ સારામાં સારી વસ્તુનો અવળો ઉપયોગ કરતાં તે ભુંડામાં ભુંડી વસ્તુ થાય છે. બન્યને પોતાના "યાત્રાકારી"ના પુસ્તકમાં નરકનો માર્ગ સ્વર્ગીય નગરની દિવાલોની નજદીકમાંથી જતો બતાવ્યો છે, તેમ ઉપયોગી થવાની ઇચ્છા અને મુરાદમાંથીજ ભુંડી ઉપયોગહીનતા પ્રાપ્ત થાય છે. આ અઠવાડિયે આપણે, સેવાનો કેવી કેવી રીતે ઉંધો અર્થ કરવામાં આવે છે તે વિષે વિચાર કરીશું.

**સાતમું અઠવાડિયું, પહેલો દિવસ.**

"તમારામાંના કેટલાએક સ્વચ્છંદીપણે ચાલે છે, તેઓ કંઈ ઉદ્યોગ કરતા નથી, પણ ઘાલમેલ કરે છે, એવું અમારા સાંભળવામાં આવે છે. હવે એવા માણસોને અમે આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તને નામે આજ્ઞા કરીએ છીએ, તથા સલાહ આપીએ છીએ કે, તેઓ શાંતિથી ઉદ્યોગ કરીને પોતાનું રળેલું ખાય." ૨ થેસ્સા. ૩ ; ૧૧, ૧૨.

"ખૂની, દુષ્કર્મી, ચોર, અથવા [બીજા માણસોના કામમાં] ઘાલમેલ કરનાર તરીકે તમારામાંના કોઈને શિક્ષા ન થાય. પણ ખ્રીસ્તી હોવાને લીધે જો કોઈને સહવું પડે છે, તો તેથી તે શરમાય નહિ, પણ તે નામમાં તે દેવની સ્તુતિ કરે." ૧ પીતર ૪; ૧૫, ૧૬.

ઉપયોગિતાનું એક સામાન્ય ડોળઘાલુ રૂપ તે ઘાલમેલીઆપણું છે. આપણે બીજાને સહાય કરવાની ઈચ્છા રાખતા હોઈએ, પણ આપણે નકામી દખલગીરી કરનારા નીવડીએ છીએ. જ્યાં આપણી જરૂર ન હોય ત્યાં આપણે પોતાને માથે જવાબદારી લઇએ છીએ. પોતાનું સંભાળી લેવાથી જેટલી મદદ આપણે બીજાને કરી શકીએ તે પડતું મૂકીને આપણે બીજે માથું મારીએ છીએ, અને એમ કર્યાથી કેટલીક વાર તો આપણી માત્ર હાજરીથી સામાને મોટા બોજારૂપ થઈ પડે છે. આવા કેટલા બધા લોકો છે! તેઓ બીજાને ઉપયોગી થવાની ઇચ્છા રાખે છે, પણ એવું કરવા જતાં તેઓ પતરાજીખોર, વગર બોલાવ્યે વચ્ચે પડનાર અને નકામું માથું

મારનાર થઇ પડે છે. તેમનામાં મૌનવૃત્તિ, નમ્રતા અને ચાતુર્યની ખામી રહેલી છે. તેમની સહાય કરવાની ઈચ્છા પ્રસંશનીય છે, પણ તેમની આપસ્તુતિ, કઢંગાપણા અને અસભ્યતાને લીધે તેનું પરિણામ બગડી જાય છે. તેમનામાં ઉદારતા છે ખરી, પણ પારખશક્તિની ખામી છે. ઉત્સાહ ગમે તેટલો હોય પણ તેથી સેવામાં જે વિનય અને સુબુદ્ધિની જરૂર છે તે જો ન હોય તો કંઈ ફળ આવતું નથી. જે લોકો બીજાને બહુ ઉપયોગી નીવડે છે તેઓ ઘણે ભાગે ઉપયોગી થવાને બહુ પ્રયત્ન કરનારા હોતા નથી; પણ તેઓ તો ફળથી લચી રહેલા ઝાડના જેવા હોય છે, કે જે ઝાડને જો કોઈ સહેજ પણ અડે તોપણ તે પરથી ફળ નીચે પડે છે. માણસોએ બીજાઓને સહાય કરવી, તો તે આવી સહજ રીતે કરવી જોઈએ.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, મને સદા વિવેકી અને બીજાની વિનંતીને તરત ધ્યાન આપું એવો બનાવ. વળી હું કદી રિસાળ કે કજીઆખોર ન થાઉં, પણ સર્વ માણસ સાથે શાંતિથી ચાલું, તેમને ક્ષમા આપું, તેમનો આદરસત્કાર કરૂં, મારી પોતાની ભૂલો કબુલ કરૂં, અને બીજાનો અપરાધ મેં કર્યો હોય તો તેમને યોગ્ય બદલો વાળી આપું અને તેમની સાથે મેળાપ કરૂં, એવો મને બનાવ. કોઇ માંદગીથી, અકસ્માતથી, કામધંધાથી કે થાકથી હું ક્રોધિત, આકરો, અસંતોષી, અનુપકારી કે અશાંત ન થાઉં, એવું કર. મને ખરા ખ્રીસ્તીનો આત્મા આપ કે જેથી હું પ્રીતિવાળો, દીન, દયાળુ, નમ્ર, ઉપયોગી, તથા ઉદાર દિલનો થાઉં. મારાં પોતાનાં પાપ સિવાય બીજા કશા સાથે ક્રોધ નહિ કરનારો, અને બીજાનાં પાપને લીધે દિલગીર થાઉં. તું એવું કર કે મારા વિકારો મારી બુદ્ધિને વશ રહે, મારી બુદ્ધિ ધાર્મિક થાય, મારો ધર્મ પવિત્ર અને નિર્મળ રહે, દીનતાથી તે દોરાય અને પ્રીતિથી તે સુશોભિત થાય, અને તેમ થવાથી હું તારા પ્રેમમાં રહું અને ઇસુ ખ્રીસ્ત અમારા પ્રભુદ્વારા સદાને માટે તારો પુત્ર અને સેવક થાઉં. આમેન."

થોમસ આ કેમ્પિસ ( ઈ. સ. ૧૩૭૯-૧૪૭૧ ).

## સાતમું અઠવાડિયું, બીજો દિવસ.

"એ માટે જો ખ્રીસ્તમાં કંઇ ઉત્તેજન, જો પ્રેમનો કંઇ દિલાસો, જો [પવિત્ર] આત્માની કંઇ સંગત, જો કંઇ હૃદયની કરૂણા તથા દયા હોય, તો મારો આનંદ એવી રીતે સંપૂર્ણ કરો, કે તમે એકજ મનના થાઓ, એક સરખો પ્રેમ રાખો, એક જીવના તથા એક દિલના થાઓ. પક્ષાપક્ષીથી કે મિથ્યાભિમાનથી કંઈ ન કરો, દરેકે નમ્ર ભાવથી પોતાના કરતાં બીજાઓને ઉત્તમ ગણવા. તમે દરેક પોતાના હિત પરજ નહિ, પણ બીજાઓના હિત પર પણ લક્ષ રાખો." ફિલિપી. ૨ ; ૧-૪.

પાઉલ અહીં પહેલેથીજ સ્વીકારી લે છે કે, ફિલિપી ખ્રીસ્તીઓ પરસ્પર સહાયકર્તા થશે, પણ તેઓ કયા ભાવથી એકબીજાની સેવા કરશે, એ વિષે તે જરા ચિંતાતુર છે. એ લોકો નમ્ર, ઉત્સાહી, મિથ્યાભિમાન કે અહંકાર વગરના, અને "બીજાઓને પોતા કરતાં અધિક ઉત્તમ ગણનારા" થાય, એ તેની નજરમાં ખ્રીસ્તી ઉપયોગીતાને માટે પ્રથમ જરૂરનું છે. સેવામાં જો અભિમાનનો કે મુરબ્બીપણાનો ભાવ આવે તો તેથી ખરી સેવા થઈ શકતીજ નથી. એ તો કોઈ ભિખારીને છેટેથી પૈસો ફેકવા જેવું થયું. જેમ મુસા, જ્યારે તે લોકોને કૃપાદાન આપવાનો હતો ત્યારે કહે છે કે, "હવે, હે દંગાખોરો, સાંભળો; શું અમે તમારે સારૂ આ ખડકમાંથી પાણી કાઢીએ?" (ગણ. ૨૦; ૧૦). તે દયાનું કાર્ય કરતો હતો ખરો, પણ તેની કાર્ય કરવાની રીત દયાભરેલી નહોતી. સેવાનો મોટો ભાગ આવી જાતના ભાવથી દૂષિત હોય છે. સેવા કરતાં આપણે જાણે મોટો ઉપકાર કરતા હોઇએ તેવું બતાવીએ છીએ, અને તેથી આપણે મોટા છીએ એવા ભાવથી આપણાં મનમાં ફુલાઇ જઈએ છીએ. જ્યાં સુધી આપણામાં આવો ભાવ હોય છે, ત્યાં સુધી, પાઉલ કહે છે તેમ, આપણામાં "ખ્રીસ્ત ઇસુનું મન" નથી.

### પ્રાર્થના.

"ઓ મારા પ્રભુ, મારા મિથ્યાભિમાન અને અહંકારને છેક દાબી દેવાની અને તેમનો નાશ કરવાની તું મને શક્તિ આપ; અને તે એવી રીતે આપ કે મારાં નજીકમાં નજીકનાં સંબંધી હોય તેમને પણ હું મારા કોઇ ભલાં કૃત્યો વિષે ન કહું, પણ તે માત્ર તારીજ આગળ ખુશીથી કરૂં, અને તેથી બીજા સુખી અને સારા થાય છે, એ માટે આનંદિત થાઉં. હે મારા પિતા, એવું કર કે, હું તને ખુશી કરૂં, કારણ કે હું જાણું છું કે તું એવો ભલો છે કે, તારો જે બાળક તારી કૃપાથી તારી ભલાઈનો કંઈ પણ અંશ પામે છે, તેનાથી તું ખુશી રહે છે. આમેન."

નોર્મન મકલોદ (ઇ. સ. ૧૮૧૨-૧૮૭૨).

### સાતમું અઠવાડિયું, ત્રીજો દિવસ.

"તું તારી આંખમાંનો ભારોટીઓ ધ્યાનમાં ન લાવતાં તારા ભાઇની આંખમાંનું તણખલું કેમ જુએ છે? અથવા તું તારા ભાઇને કેમ કહેશે કે, મને તારી આંખમાંથી તણખલું કાઢવા દે; પણ જો, તારી પોતાનીજ આંખમાં તો ભારોટીઓ છે? ઓ ઢોંગી, પહેલાં તું પોતાનીજ આંખમાંથી ભારોટીઓ કાઢ, અને ત્યાર પછી તારા ભાઈની આંખમાંથી તણખલું કાઢવાને તને સારી પેઠે સુઝશે." માત્થી ૭; ૩-૫.

આ ફકરામાં ખાસ ધ્યાનમાં લેવા જેવી વાત તો એ છે કે, જે માણસની આંખમાં ભારોટીઓ હતો તેને બીજાની સેવા કરવાનો સારો ઉત્સાહ હતો. તેને

બીજાનું ભલું કરવું હતું, એ તો એ કામમાં મશગુલ હતો, પણ ઇસુએ તેને વખાણ્યો નહિ. કેટલીક વાર આપણે પોતાને યોગ્ય રીતે સહાય કરવા કરતાં બીજાને સહાય કરવાનું કામ વધારે તત્પરતાથી અને ઉત્સાહથી ઉપાડી લઇએ છીએ. કેટલાક માણસો એવા હોય છે કે જેઓ દૂરના દેશમાં આવેલા અમુક લોકો વિષે વધારે ફિકર કરતા હોય અને પોતાના પાડોસમાં કે ઘરમાંજ માણસો ભુખે મરતાં કે પીડાતાં હોય, કપડાં વિનાનાં હોય, દવા વગરનાં હોય, અને બીજી અનેક રીતે દુઃખી હોય. આવા માણસો ભલા છે ખરા, પણ તેમની ભલાઈ કશા કામની નથી.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, અમારા સ્વર્ગીય પિતા, તારી દયાથી માણસોની ફરજો વિધવિધ રીતે ગોઠવાઈ છે. તું અમ સૌને એવો ભાવ આપ કે, જે જે સ્થિતિમાં તેં અમને મૂકયા હોય તે તે સ્થિતિમાં, અમે સૌ એકજ સ્વામીની સેવા કરતા હોઈએ, અને એકજ ઈનામની આશા રાખતા હોઇએ તેમ, અમે અમારા પૂર્ણ અંતઃકરણથી કામ કરીએ. તેં અમને જે જે તાલંતો કે શક્તિઓ આપ્યાં છે તેનો અમે સારો ઉપયોગ કરીએ, અને ધીરજ અને ઉત્સાહથી અમારા સમયનો સદુપયોગ કરવાને અમે શક્તિમાન થઇએ, એવું અમને શિખવ. તારા પુત્ર ઈસુ ખ્રીસ્તદ્વારા. આમેન."

બિશપ વેસ્ટકોટ (ઈ. સ. ૧૮૨૩-૧૯૦૧).

## સાતમું અઠવાડિયું, ચોથો દિવસ.

"મને આપેલા કૃપાદાનને આશરે હું તમારામાંના દરેક જણને કહું છું કે, પોતાને જેવો ગણવો જોઇએ, તે કરતાં વિશેષ ન ગણવો, પણ દેવે જેટલે દરજ્જે દરેકને વિશ્વાસનું માપ વહેંચી આપ્યું છે, તેના પ્રમાણમાં નમ્રતાથી [દરેકે પોતાને યોગ્ય] ગણવો. કેમકે જેમ આપણા શરીરના ઘણા અવયવો છે, અને સઘળા અવયવોને એકજ કામ [કરવાનું] નથી; તેમ આપણે ઘણા હોવા છતાં ખ્રીસ્તમાં એક શરીર છીએ, અને અરસપરસ એકબીજાના અવયવો [છીએ]." રૂમી. ૧૨; ૩-૫.

"તમે એક બીજાના ભાર ઉંચકો, અને એમ ખ્રીસ્તનો નિયમ સંપૂર્ણ રીતે પાળો, કેમકે જ્યારે કોઇ માણસ પોતે કંઇ ન છતાં, હું કંઇ છું, એમ ધારે છે, ત્યારે તે પોતાને ભુલાવે છે." ગલાતી. ૬; ૨, ૩.

પાઉલના પત્રોમાં આ એક લાક્ષણિક ભાવ છે. આ બન્ને ફકરાઓમાં પ્રેરિત પાઉલ સેવા વિષે વાત કરે છે, અને દરેકમાં તે એવી કાળજી બતાવે છે કે, રખેને અહંભાવથી ઉપયોગીપણું બગડી જાય. ઘણા લોકો ઉપયોગી થવાની ઘણી ઉત્કંઠા ધરાવે છે, પણ તેઓના પોતાનાજ હેતુઓ અને કાર્ય કરવાની રીતો પર તેમને

એટલી બધી શ્રદ્ધા હોય છે, અને એવી રીતે સામાજિક સુધારો થઈ જશે, એની એટલી બધી નિશ્ચયતા હોય છે કે, તેમણે જે કરવા ધાર્યું હોય છે તેનું તેઓ હિતને બદલે અહિત કરે છે. તેઓના અહંભાવને લીધે તેઓ એટલું પણ જોતા નથી કે વખતે તેમની પણ કોઇ વાર ભૂલ થઇ જાય. આવા અહંભાવનું એક સૌથી સાધારણ સ્વરૂપ જે આપણામાં જોવામાં આવે છે તે એ છે કે, કોઇ વ્યક્તિને એવો વિચાર આવે છે કે, જેને અમલમાં મૂક્યાથી તેના ધારવા પ્રમાણે આખા જગતને તે ઉપયોગી થઇ પડશે, અને પછી, જાણે ઘણા લાંબા કાળથી જેની રાહ જોવામાં આવતી હતી તે સર્વવ્યાધિહર તેને હાથ આવ્યું છે, એવું તેને રૂપ આપે છે. તે તેની પાછળ ગાંડોઘેલો બની જાય છે. બીજા માણસોના વિચારો તેને અમથા લાગે છે. જે બધા માણસો તેના વિચારની કદર ન કરે કે તેને મદદ ન કરે તેવાને તે મૂર્ખ ગણે છે. રાત દિવસ તે તેનુંજ રટણ કર્યા કરે છે. ખરી દુઃખની વાત તો એ છે કે તેવો માણસ એ કામમાં એટલો બધો લાગ્યો રહે છે કે તેને માટે તે ગમે તેટલો ભોગ આપવાને પણ તૈયાર થાય છે. પણ એ ભાગમાં તેનો એટલો બધો મિથ્યાભિમાન, અસહિષ્ણુતા, પોતાનો કક્કો ખરો કરવાની ટેવ, અને પોતાની વાતને માટે પરમઉપયોગિતાનો દાવો સમાયલાં હોય છે કે, જોનાર સહેલાઇથી સ્વાર્થનું પાપ સાંખી રહે પણ આવો આત્મભોગનો અવળો અર્થ સાંખવાનું તેને મુશ્કેલ પડે.

### પ્રાર્થના.

"ઓ પ્રભુ, તેં તારા લોકોની વિનંતીઓ સાંભળવાનું વચન આપેલું છે. હું તને વિનંતી કરૂં છું કે, મને ડહાપણ અને સમજ, સલાહ અને જ્ઞાનનો આત્મા આપ; મૂર્ખાઇ અને અવિચારીપણાથી મને બચાવ; જ્યારે હું યથાયોગ્ય કરૂં ત્યારે તું તે સ્થાપિત કર; જ્યારે હું ખોટું કરૂં ત્યારે તું મને સુધાર; અને, હે સર્વજ્ઞ પ્રભુ, બધી વાતોનો તોલ કાઢવાની મને બુદ્ધિ આપ કે હું તારા જ્ઞાન વિષે અને મારા સાથીજનોની સેવામાં નિષ્ફળ અને અધુરો ન રહું. આમેન."

વિદ્યાર્થીઓનું પ્રાર્થનાપુસ્તક.

## સાતમું અઠવાડિયું, પાંચમો દિવસ.

"ઇસુએ લોકોનો મોટો સમુદાય પોતાની આસપાસ ભેગો થએલો દીઠો, ત્યારે પેલે પાર જવાની તેણે આજ્ઞા કરી. એક શાસ્ત્રીએ પાસે આવીને તેને કહ્યું કે, ઓ ઉપદેશક, જ્યાં કહીં તું જઇશ ત્યાં હું તારી પાછળ આવીશ. ઇસુ તેને કહે છે કે, લોંકડાંને દર હોય છે, અને આકાશનાં પક્ષીઓને માળા હોય છે; પણ માણસના દીકરાને માથું મૂકવાનો ઠામ નથી." માત્થી ૮; ૧૮-૨૦.

આ વાત બહુ ટૂંકી છે છતાં, તે વખતનો ચિતાર કલ્પવો મુશ્કેલ નથી. ઇસુ ખ્રીસ્તની લોકપ્રિયતા પુરેપુરી છે, તેની આજુબાજુ લોકોનાં ટોળેટોળાં રહેતાં, તેની સાથે હરવુંફરવું તે એક જાતનું માન ખાટવા જેવું થયું હતું. એવામાં એક શાસ્ત્રી પોતાની લાગણીથી ઉત્સાહમાં આવી જઈ ખ્રીસ્તના મંડળમાં જોડાવાની ઉમેદ બતાવે છે. પણ ઇસુ તેના આ લાગણીના ઉભરાને એકદમ સમાવી દે છે. ઈસુ તેની આગળ સંકટો અને આત્મભોગનું ખરૂં ચિત્ર રજુ કરે છે. હાલમાં તો સેવા એ શોખનો વિષય થઈ પડયો છે, પરોપકારી કાર્યમાં જોડાવું એ શોભતું ગણાય છે. નિરાશ્રિત બાળકોના આશ્રમની કોઇ કમિટિના મેમ્બર થવું, ઈસ્પીતાલોમાં કોઈ કોઈ વાર જવું, કે કોઈ સદનમાં રોજ કે અઠવાડિએ કલાક બે કલાક જવું, એ બધું જીવનના શણગારરૂપે જોઈએ એમ લોકોને લાગવા લાગ્યું છે. ઘણા લોકો આ શાસ્ત્રીની પેઠે, એકદમ ઉશ્કેરાઈ જઈને, ઈસુની પાછળ સેવા કરવાને જવાને તત્પર છે, પણ તેઓ ઘણે આગળ સુધી વધી શકતા નથી. તેઓ તો ઇસુના માત્ર નામના શિષ્યો છે, અને ઘણીવાર એવા લોકો જે પરોપકારી કામમાં જોડાય છે તેને બટ્ટો લગાડે છે. જ્યારે લોકોને ખરેખરી જરૂર હોય ત્યારે, જે લોકો આવા ખેલ કે દેખાવ કરવાની માફક તેમને સહાય કરતા હોય, તેમને માટે તેઓ ખરા ઉપકારની લાગણી રાખી શકતા નથી. "આ મારા ભાઈઓમાંના બહુ નાનાઓ"ની સેવા કરવાના કામને જે માણસ એક સાધારણ ગમ્મતનું સ્વરૂપ આપે છે તે જેટલો ઈસુના ઠપકાને પાત્ર છે, તેટલો બીજો ભાગ્યેજ હશે.

## પ્રાર્થના.

"હે પ્રભુ, અમને તારા પોતાના મન જેવું મન દે; કે, હે પ્રભુ, અમે તારી ઇચ્છા પ્રમાણે ચાલવામાં આનંદ માનીએ; તું તારો નિયમ અમારાં દિલ પર લખ. અમને અમારી ફરજ બજાવવા માટે હિમ્મત અને દૃઢ નિશ્ચય, તારી સેવામાં વાપરવાને તત્પર હૃદય, અને આ પૃથ્વી પરની અમારી ટૂંકી યાત્રામાં અમે જે કંઇ ભલું કરી શકીએ, તે બધું કરવાની શક્તિ આપ. અમે તને નમ્રતાપૂર્વક વિનંતી કરીએ છીએ કે, તારા પુત્ર, અમારા પ્રભુ ઈસુ ખ્રીસ્તદ્વારા અમારી માગણી સ્વીકાર. આમેન."

જોન ટિલોટસન (ઈ. સ. ૧૬૩૦-૧૬૯૪).

## સાતમું અઠવાડિયું, છેઠા દિવસ.

"તેઓ પાછા જતા હતા ત્યારે ઇસુ યોહાન સંબંધી લોકોને કહેવા લાગ્યો કે, તમે રાનમાં શું જોવા નીકળ્યા? શું પવનથી હાલતા બરૂને? પણ તમે શું જોવા નીકળ્યા? શું ઝીણાં લુગડાં પહેરેલા માણસને? જુઓ, જેઓ ઝીણાં લુગડાં પહેરે છે તેઓ રાજમહેલોમાં હોય છે. તો તમે શું જોવા નીકળ્યા? શું પ્રબોધકને? હું તમને કહું છું કે, હા, પ્રબોધક કરતાં

જે ઘણો અધિક છે તેને. જેના સંબંધી લખેલું છે કે,

જો, હું મારા દૂતને તારા મોં આગળ મોકલું છું,
કે જે તારી આગળ તારો માર્ગ સિદ્ધ કરશે,

તે એજ છે. હું તમને ખચીત કહું છું કે, સ્ત્રીઓથી જેટલા જનમ્યા છે, તેઓમાં યોહાન બાપ્તિસ્મા કરનાર કરતાં કોઇ મોટો ઉત્પન્ન થયો નથી; તોપણ આકાશના રાજ્યમાં જે છેક નાનો છે તે તેના કરતાં મોટો છે." માત્થી ૧૧; ૭-૧૧.

સેવાને ઉંધી વાળવાના જુદા જુદા પ્રકારોમાંથી સૌથી વિશેષ અરૂચીકર દિલનું પોચાપણું કે અતિશય કોમળતા છે. કેટલાક લોકો પ્રેમમય જીવન ગાળવાનો અને પોતાનો પ્રેમ ઉપયોગિતામાં બતાવવાનો પ્રયત્ન કરે છે, પણ તેઓ ઈસુની કડક અને જુસ્સાદાર સેવાનું ઘણું પોચું કે નજીવું અનુકરણ કરે છે. યોહાન બાપ્તિસ્મા કરનાર જેવા માણસ, જેઓનામાં મરદાની, કડક ગુણો મોટે ભાગે હતા, તેવા ઈસુને તો જોઈતા હતા. ઇસુ પોતે તો જેમ કોમળતા દર્શાવી સેવા કરી શકતો હતો, તેમ પોતાને કોઈનો દોષ કાઢવો હોય કે ઠપકો આપવો હોય તો તે છેક નિર્ભયપણે, અને અતિ સખત શબ્દોમાં કરતો અને તેના કાર્યમાં અસાધારણ હિમ્મત અને જરૂર પડયે કોઇ કોઈ વાર કંડારતા પણ દેખાયા વગર રહેતી નહોતી. વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે, જ્યારે કોઈ દરદનાં જંતુઓ આપણા શરીરમાં પ્રવેશ કરે, ત્યારે જો આપણા શરીરમાં તંદુરસ્તી હોય તો રાતાં રક્તકણો લોહીમાં જઈને યોદ્ધાઓની માફક રોગની સામે લડે છે. આવા શરીરમાં દરદની સામે થવાની કુદરતી શક્તિ રહી છે, અને તેમ કરી તે શક્તિ શરીરનું રક્ષણ કરે છે. પણ જ્યારે એ શક્તિ કમી થાય છે, ત્યારે દરદ જોર કરી જાય છે. આ વાત શરીરને લાગુ પડે છે, તેવીજ રીતે આત્માને પણ લાગુ પડે છે. ભુંડાઈની સામે થવાની અને ઘાતકીપણા અને ઢોંગની સામે પ્રકોપ પ્રકટાવવાની શક્તિ એ દરેક જણને માટે જરૂરની છે. જનરલ બુથે કહ્યું છે કે, "રાત્રીદિવસ, સર્વ ઠેકાણે અને સર્વ સંજોગોમાં તમે ભુંડાઈને તિરસ્કારતા રહો, અને આ ભુંડાઇની સામે થવાની શક્તિને બરાબર કેળવો." જો કોઈ માણસ પોતાની આ પ્રકારની વિરોધ શક્તિઓને સબળ કરતો નથી અને તેને મનુષ્યસેવામાં જોડતો નથી, તો તે માણસ ઇસુનો ખરો શિષ્ય થઈ શકે, એ સંભવિત નથી. ઇસુનું અનુકરણ કરવા જતાં દિલનું પોચાપણું બતાવવું કે શૌર્યહીન થવું, એ એ અનુકરણનો મોટામાં મોટો અનર્થ કરવા જેવું છે.

## પ્રાર્થના,

"ઓ પ્રભુ, તેં મને સારી સ્થિતિમાં મૂકયો છે, તો એવું કર કે, તેં મને જે જે અધિકારો આપ્યા છે, તેઓમાં આનંદ માનીને, અને સેવાને માટે મને જે બધી તકો મળે છે તેઓનો પૂરો ઉપયોગ કરીને હું સંતોષ માનું.

મુશ્કેલીના વખતમાં મારી પોતાની દયા ખાવામાંથી બચાવ, અને મને યોદ્ધાનું દિલ આપ, કે જ્યારે હું લડતો હોઉં ત્યારે પણ તારા તરફથી સોંપવામાં આવેલું કામ હું કરૂં છું, એવું મને ભાન રહે, અને વિજેતાને જે શાંતિ મળે છે તે હું પામું. ઇસુ ખ્રીસ્ત અમારા પ્રભુદ્વારા માગીએ છીએ. આમેન."

બિશપ ચાર્લ્સ એચ. બ્રેન્ટ.

**સાતમું અઠવાડિયું, સાતમો દિવસ.**

" એ વખતે ઝબદીના દીકરાઓની મા પોતાના દીકરાઓની સાથે તેની પાસે આવી; અને તેને પગે લાગીને તેણે તેની પાસે કંઇ માગ્યું. તેણે તેને પૂછ્યું કે, તારી શી ઇચ્છા છે? તે તેને કહે છે કે, આ મારા બે દીકરા તારા રાજ્યમાં, એક તારે જમણે હાથે ને બીજો તારે ડાબે હાથે બેસે, એવી તું આજ્ઞા કર. પણ ઇસુએ ઉત્તર આપ્યો કે, જે તમે માગો છો તે તમે સમજતાં નથી; જે પ્યાલો હું પીવાનો છું તે તમે પી શકો છો? તેઓ તેને કહે છે, અમે પી શકીએ છીએ. તે તેઓને કહે છે કે, તમે મારો પ્યાલો પીશો ખરા, પણ જેઓને સારૂ મારા બાપે નિર્માણ કરેલું છે તેઓ સિવાય બીજા કોઇને મારે જમણે હાથે ને ડાબે હાથે બેસવા દેવા એ મારૂં કામ નથી. એ સાંભળીને દસ શિષ્યો એ બે ભાઇ પર ગુસ્સે થયા. પણ ઇસુએ તેઓને પાસે બોલાવીને કહ્યું કે, તમે જાણો છો કે વિદેશીઓના રાજાઓ તેઓ પર બાદશાહી કરે છે, ને જેઓ મોટા છે તેઓ એમના પર અધિકાર ચલાવે છે. પણ તમારામાં એવું ન થાય; તમારામાં જે કોઇ મોટો થવાની ઇચ્છા રાખે, તે તમારો સેવક થાય; અને જે કોઇ તમારામાં આગેવાન થવાની ઇચ્છા રાખે, તે તમારો દાસ થાય; જેમ માણસનો દીકરો સેવા કરાવવાને તો નહિ, પણ સેવા કરવાને, તથા ઘણા લોકના ઉદ્ધારને સારૂ પોતાનો જીવ આપવાને આવ્યો છે તેમ." માત્થી ૨૦; ૨૦-૨૮.

ઈસુના શિષ્યમંડળમાં પણ નામના અને પ્રાધાન્ય મેળવવા પ્રયત્ન કરવો એ સેવા કરવા જતાં નડનાર એક વિઘ્ન છે. યાકૂબ અને યોહાનની પેઠે આપણે પણ આપભોગમય જીવન ગુજારવાનું માથે લઈએ છીએ, પણ એવા ભોગથી કીર્તિ, પ્રસિદ્ધતા અને સત્તાનો લાભ થશે એવો વિચાર રાખીએ ત્યાં સુધી, આપણે ખુદ આપણા ભોગનો અર્થ અવળો કરી નાખીએ છીએ. સંત ફ્રાન્સિસ ઝેવિયર જેવા કેટલા થોડા લોકો છે કે જેઓ "પોતાની હૈયાતીની પણ લોકોને ખબર આપ્યા

વગર જગતનો ઉદ્ધાર કરવા ઇચ્છતા હોય." મોટામાં મોટું કાર્ય એ છે કે, આપણું મોટું કાર્ય આપણે એવી રીતે છુપાવીએ કે એ આપણું છે, એવું કોઈ જાણે નહિ.

સેવાના પરિચિત અનર્થોમાંના થોડાએક આવા છે કે, આપણે ધાલમેલીઆ થઈએ છીએ, મુરબ્બીપણું લઇએ છીએ, પોતાને સુધારવાને બદલે બીજાને સુધારવામાં મશગુલ થઇએ છીએ; આપણે ધર્માંધ, તોરી, પોચા દિલના કે નામના શોધનારા થઈ જઈએ છીએ. આપણને સેવા કરવાની ઈચ્છા હોય, પણ તે કેટલીક વખત ઉપયોગિતાના કે સેવાના ખોટા સ્વરૂપમાં આપણને ઘસડી જાય, એ સંભવિત છે.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, હું બેદરકાર, ભીરૂ અને બંડખોર રહ્યો છું. હું શિક્ષાને પાત્ર થએલો છું, એ વાતની હું ના પાડતો નથી, તોપણ જે સત્ય શીખવાનું મને મન છે, અને જે ભલું કરવા હું આતુરતાથી ચાહું છું, તેની ખાતર તું મારા પર દયા કર. ઓ પ્રેમાળ પ્રભુ, કાર્યને બદલે તું મારી ઇચ્છા સ્વીકાર. વધસ્થંભ પર જે એક સંપુર્ણ આત્મભોગ તેં પુર્ણ કર્યો છે, તેની ખાતર, તું તારો પોતાનો પ્રેરેલો મારો અપુર્ણ આત્મભોગ સ્વીકાર. માનવીય નબળાઇ ઉપર તારી અગાધ દયાને લીધે તું મારા દોષ માફ કર. સહુ વિશ્વાસી જનોની પરમ સુખી મંડળીરૂપી તારૂં ઉચ્ચ અને વિજયી સૈન્ય છે, તેના નામના પત્રકમાંથી મારૂં અયોગ્ય નામ છેકી નાખીશ નહિ, અને ભલે હું તેઓના યાદીપત્રમાં સૌથી નીચે અને છેલ્લો હોઉં, પણ મારૂં નામ જીવનના પુસ્તકમાં લખેલું મળે, એવું કર. આમેન."

ચાર્લ્સ કિંગ્સલી.

## અઠવાડિયાનું વિવેચન.

૧. અત્યાર સુધી આપણે ઉદાર ભાવથી ભરેલા ઉપયોગી જીવનનો, સ્વાર્થી પ્રેમ વગરના અને અન્યાયી જીવન સાથે મુકાબલો કરતા આવ્યા છીએ. એ વાત ખરી છે કે, સેવાપરાયણ જીવનનો મોટામાં મોટો દુશ્મન સ્વાર્થ છે; પણ એ પણ ખરૂં છે કે, માણસો કંઇ હમેશાં જાણીજોઈને સ્વાર્થમય જીવન ગુજારતા નથી. બીજાં બધાં પાપની માફક, સ્વાર્થ હમેશાં પોતાના ખરા સ્વરૂપમાં બહાર આવતો નથી. એ છાની રીતે કામ કરે છે. પોતાનો વેશ બદલી બીજા દેખીતી રીતે આકર્ષક સ્વરૂપમાં બહાર આવે છે: અથવા તો કેટલીક વખત સેવાનુંજ રૂપ લઈ પોતાની કુશળતાની ખામીને લીધે કે બીજા કોઈ કારણથી તે સેવાનું કાર્ય બગાડી નાખે છે, એટલુંજ નહિ પણ તેમાં મોટું વિઘ્ન નાખે છે.

એ વાત ખરી છે કે કેટલાક માણસો નિ:સંશય ચોકખી રીતે અતિશય સ્વાર્થી છે. તેઓએ જાણીજોઇને પોતાની મહત્વાકાંક્ષાને પોતાનાં જીવનોની લગામ સોંપી દીધી છે. તેમણે નેપોલિયનની માફક પોતાના મનને એમ સમજાવ્યું છે કે, "હું સાધારણ નહિ, પણ અસાધારણ માણસ છું, અને સાધારણ નિયમો મને લાગુ

પડતા નથી," અને તેમનો આવો ઉઘાડો સ્વાર્થ સાધવા માટે તેમણે ન્યાય કે દયાની કશી પરવા રાખી નથી. પણ આવા લોકો બહુજ થોડા હશે. નેપોલીયન જેવાને પણ પોતાના મનને તેમજ બીજાને એમ મનાવવું પડતું હતું કે જે બધાં મહાન કાર્યો તે કરતો હતો તે મહત્વકાંક્ષાને લીધે નહિ, પણ સ્વાતંત્ર્યનો પ્રચાર કરવા માટે તે કરતો હતો. સ્વાર્થને છેક નાગો અને તેના ખરા સ્વરૂપમાં જોવો હોય તો આપણે સાહિત્યમાં રાવણ કે દુર્યોધન જેવી વ્યક્તિઓ જોવી જોઇએ. મિલ્ટન પોતાના ચિતરેલા શેતાન પાસે કહેવડાવે છે કે, "સ્વર્ગમાં સેવા કરવા કરતાં નરકમાં રાજ્ય કરવું વિશેષ પસંદ કરવા યોગ્ય છે."

એમ છતાં આપણામાંના ઘણાખરાની ઉપયોગહીનતા આવા વિચારપૂર્વક સ્વગૌરવ કરતાં વધારે હલકાં કારણોમાંથી નીકળે છે. અમેરિકાના એક ભાગમાં ગુજરાતના કબીરવડ જેવું એક ઝાડ આવેલું હતું. આ ઝાડ ઘણું પુરાણું હતું. તે ચારસો વરસનું હશે એમ કહેવાય છે. કોલમ્બસે જ્યારે અમેરિકામાં પગ મૂકયા ત્યારે તે એક નાનો છોડ હશે. તેના પર ચૌદ વખત વીજળી પડી હતી. ચાર સૈકાંઓ થયાં તેના પર બરફના ઢગેઢગ પડેલા હતા, અને તેના ઉપર અનેક તોફાન પસાર થયાં હતાં. પણ આ બધાની સામે તે ટકી રહ્યું હતું, અને વધતું જતું હતું. હવે આ ઝાડ જેના પર વીજળી, તોફાન, બરફ વગેરે બધાં પોતાનું જોર અજમાવી ગયાં હતાં, તે આખરે વંદા નામનાં નાનાં જંતુથી નાશ પામ્યું. આવી રીતે આપણામાંના ઘણા મોટાં પાપોને લીધે નહિ, પણ નાના છુપા દોષોને લીધે નિષ્ફળ થઈ પડીએ છીએ. ઘણા માણસો નૈતિક પ્રદેશમાં પાયમાલ થઇ જાય છે, એનું કારણ ઘણી વખત આ ઉપયોગિતાના છુપા નાના શત્રુઓમાં રહ્યું છે.

૨. સેવામય જીવન ગુજારવાના સારામાં સારા હેતુઓ છેક નિષ્ફળ જાય છે, એનું એક કારણ એ છે કે, આપણે **ભલું કાર્ય કરવાને બદલે માત્ર ભલું ઈચ્છવાથી** સંતોષ પામીએ છીએ. બીજાનું ભલું ઉપરથી ઈચ્છવું એ સહેલી વાત છે. કોઈ વખત ઉપાસનામાં, કે ભજન કરતી વખતે કે કોઇ પુસ્તક વાંચતાં આપણ સર્વમાં આખા જગતનું ભલું ઇચ્છવાની લાગણી ઉત્પન્ન થઈ આવે છે. પણ માત્ર ઇચ્છારૂપે ભલું ઈચ્છવું એ વ્યર્થ છે. એ ઈચ્છા કાર્યરૂપે ફળવી જોઇએ, નહિ તો એ છેક નકામી છે. જ્યાં સુધી એ ઇચ્છા આપણને કોઈ જવાબદારી લેવા પ્રેરે નહિ, અથવા કોઇ ભોગ માગે એવું કાર્ય કરવાને દોરે નહિ, અને તેને લીધે આપણને બીજાનું ભલું કરવાને ઉત્સાહ અને શક્તિ આપે નહિ, ત્યાં સુધી તે પેલા ફળહીન અંજીરીના ઝાડના જેવી છે, કે જેને ઇસુએ શાપ આપ્યો હતો.

વળી તે ઉપરાંત આવી ઇચ્છાનું ખાસ જોખમ એ છે કે, તેથી આપણે પોતાને બહુ સારા અને ભલા માણસ માની લઇએ છીએ. આપણી જવાબદારી પૂરી ન કરવા માટે આપણને જે અંતરમાં સ્વાભાવિક રીતે ખટકો રહે છે તેને દાબી દેવાને આવી ઈચ્છાઓ અને આવા હેતુઓ અફીણની માફક કામ કરે છે. આપણે ત્યાં અસ્પૃશ્ય વર્ગોનું ભલું આપણે કરવું જોઈએ, એવું આપણને ચોપાનિયાં વાંચતાં કે

વ્યાખ્યાનો સાંભળતાં થઈ આવે છે; અસંખ્ય નાનાં બાળકો દૂધ વગર અને બરોબર સારવાર વગર રોજ રોજ મરી જાય છે, અથવા તો ઘણા લોકોને પૂરૂં અન્ન પણ ખાવાને મળતું નથી, અથવા તો ક્ષયની બિમારીમાં ઘણાં સ્ત્રીપુરૂષો અને બાળકો મરી જાય છે, અથવા તો દારૂની બદીને લીધે હજારો માણસો પાયમાલ થાય છે, વગેરે વગેરે જાણીને આપણને બહુ દુ:ખ થાય છે, અને તે પળે મનમાં થઈ આવે છે કે આપણે તેમને માટે કંઈ કરીએ, પણ જેમ શ્મશાન-વૈરાગ્ય માત્ર શ્મશાનમા હોઈએ ત્યાં સુધીજ રહે છે, તેમ આ દેવળમાંનો ઉત્સાહ દેવળમાંથી નીકળતાં ઠંડો પડી જાય છે. પણ આનું મોટું નુકસાનકારક પરિણામ એ આવે છે કે, આપણે એમ સમજીએ છીએ કે, આપણા મનમાં આવી લાગણી ઉત્પન્ન થાય છે માટે આપણે બહુ પરોપકારી અને પરમાર્થી છીએ. આવા માણસો દેખીતી રીતે ગમે તેવા ભલા, માયાળુ અને લાગણીવાળા હોય, તોપણ તેમણે ઈસુ ખ્રીસ્તના ભાઈ યાકૂબનું આ વચન બરાબર ધ્યાનમાં લેવું જોઇએ કે, "જો કોઈ ભાઈ અથવા બેન ઉઘાડાં હોય, અને તેમને રોજનો પૂરતો ખોરાક ન હોય; અને તમારામાંનો કોઈ તેમને કહે કે, શાંતિથી જાઓ, તાપો અને તૃપ્ત થાઓ, તોપણ શરીરને જે જોઈએ તે જો તમે તેઓને ન આપો, તો તેથી શો લાભ થાય?" (યાકૂ. ૨; ૧૫, ૧૬).

રસાયણશાસ્ત્રના કેટલાક પ્રયોગોમાં અમુક પ્રવાહી પદાર્થોને નક્કર બનાવવા હોય તો અમુક ક્રિયાઓ કરવી પડે છે, તેમજ માણસોની આ માયાળુ લાગણીઓને જીવનમાં અને કાર્યમાં બહાર લાવવી હોય તો દૃઢ નિશ્ચયની જરૂર છે. જ્યારે કોઈ માણસ દૃઢ નિશ્ચય કરીને ખરો પુરૂષાર્થ આદરે છે, અને પોતે લાંબો કાળ થયાં ધારેલાં હોય એવાં કામ કરવા લાગી જાય છે, ત્યારે ધર્મ જીવનમાં ખરી રીતે ઉતર્યો એમ સમજવાનું છે. અમુક માંદા માણસને જોવા જાઓ, તેની માવજત કરો; નાનાં બાળકોને કે મોટાં માણસોને પાપમાર્ગે જતાં અટકાવો, સારે માર્ગે જવાની તેમને શિખામણ આપો, વગેરે વગેરે કાર્યો કરો; અને તેમ કરીને તમારા જીવનને ઉપયોગહીનતામાંથી બચાવી લો.

૩. ઉપયોગિતાનો બીજો દુશ્મન લોકોની સેવા કરવાને બદલે તેમને ખુશી કરવાની વૃત્તિમાં રહેલો છે, અને તેણે આવો મોહક વેશ ધારણ કર્યો છે, તેથી તેનું જોખમ અધિક છે. લોકોને રાજી રાખવાનું કામ બહુ સહેલું છે, અને જે કોઇ તે શીખવા અને તેમાં પ્રવિણ થવા માગે છે, તે તે સહેલાઈથી કરી શકે છે. કેટલાક લોકો એવા હોય છે કે જે સહુને રાજી રાખવાને માટે તેમને મનગમતું બોલે છે, અથવા કાર્ય કરે છે. જેવો વખત કે જેવું માણસ તેવું તેમનું બોલવું થાય છે. એ માણસો માટે "મીઠડા" શબ્દ વાપર્યો છે તે બરાબર છે. મિથ્યાભિમાની લોકોને ખુશામત જોઈએ છે, અને તે મળતાં તેઓ ખુશી થાય છે, અને ફુલાય છે. આવા માણસોને રાજી કરવાનું કામ આ મીઠડા માણસો સારી રીતે જાણે છે. નબળા લોકોને દયા જોઇએ છે. સૌ કોઇ તેમના દુખમાં ભાગ લેતા દેખાય, અને તેમની સાથે તેમનાં દુ:ખો ગાવા લાગે એ તેમને સારૂં લાગે છે. એવાને માટે પણ પેલા

મીઠડા લોકોની દયા તૈયાર છે. મગરૂર લોકોને માન જોઈએ છે. એ લોકો પોતાના ગુમાનમાં ઉંચુંજ જોઇ રહે છે, અને સૌ કોઇ તેમને 'ભાઈ, ભાઇ' કે 'સાહેબ, સાહેબ' કહે, એ તેમને સારૂં લાગે છે. એમને માટે પણ મીઠડા લોકોની સલામ તૈયાર છે. આવી રીતે આ મીઠડા લોકો જેવા સંગમાં જાય છે, તેવો વેશ ધારણ કરી લે છે અને સૌ કોઈ પોતાથી રાજી કેમ કરીને થાય એ જુએ છે, અને તે પ્રમાણે કાર્ય કરે છે; ધાર્મિકની સાથે ધાર્મિક, નાસ્તિકની સાથે નાસ્તિક, આશાવાદીની સાથે આશાવાદી, અને નિરાશાવાદીની સાથે નિરાશાવાદી થવું, એજ એમની રીત છે, અને એજ એમનું જીવન છે.

હેમ્લેટ નામના શેક્સપીયરના મોટા નાટકમાં હેમ્લેટ અને પોલોનિયસ વાત કરે છે. હેમ્લેટ કહે છે કે, "તમે પેલું ઉંટ જેવું દેખાતું વાદળ જુઓ છો કે?" પોલોનિયસ કહે છે કે, "દેવના સમ, ખરેખર, એ તો ઉંટના જેવુંજ છે." હેમ્લેટ કહે છે કે, "નહિ, એ તો નોળીઆ જેવું છે." પોલોનિયસ કહે છે કે, "તેની પીઠ તો નોળીઆની પીઠ જેવી છે." હેમ્લેટ કહે છે કે, "એ તો મગરમચ્છ જેવું છે?" પોલોનિયસ જવાબ આપે છે કે, "બરાબર, મગરમચ્છજ જોઈ લો!" મીઠડા માણસોની વાત પણ આવીજ છે. તેઓ સૌની સાથે આ પ્રમાણે વર્તે છે, અને પછી મનમાં એમ માને છે કે, અમે જગત ઉપર ઉપકાર કર્યો છે.

આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે, લોકોને આવી રીતે ખુશી કરવાનું કામ અને તેમની ખરી સેવા કરવી, એ બે એક નથી, પણ એક બીજાથી છેકજ જુદાં છે. અમેરિકાની એક મોટી યુનિવર્સિટીના અધ્યક્ષને પૂછવામાં આવ્યું કે, યોગ્ય અધ્યક્ષ થવા માટે કયા સદ્ગુણોની ખાસ જરૂર છે; તો તેણે જણાવ્યું કે, "દુઃખ દેવાની શક્તિની ખાસ જરૂર છે." આ વાતનો અર્થ આપણે સૌએ બરાબર સમજવો જોઈએ. એ કડક ગુણ સિવાય આપણે માબાપનું કે મિત્રનું કે નેતાનું કામ સારી રીત કરી શકતા નથી. એ ગુણની ખામીને લીધે ઘણાં જીવનો જે બહુ ઉપયોગી થયાં હોત તે નકામાં થઇ પડેલાં છે. માબાપ પોતાનાં છોકરાંને ખુશી રાખવા માટે તેમના પર કંઇ દાબ રાખતાં નથી, અને તેમને ખોટાં લાડ લડાવે છે, જે અંતે તેમનેજ નુકસાનકારક નીવડે છે; ઉપદેશકો પોતાના શ્રોતાજનોને ખુશી રાખવા માટે મીઠી મીઠી વાતો બોલે છે. પતિ પોતાની સ્ત્રીને અને સ્ત્રી પોતાના પતિને રાજી રાખવા માટે પોતાના વહાલામાં વહાલા સિદ્ધાંતનો ભોગ આપે છે. રાજદ્વારી પુરૂષો લોકોને રાજી રાખવા માટે સાચું કહેતા નથી, અને લોકને જે ગમે તેજ કહે છે, અને તેમ કરી દેશની પાયમાલી કરે છે. કેટલી બધી વાર મીઠડાપણું તે ઉપયોગીપણાનો દુશ્મન થઇ પડે છે. આવી રીતે બીજાને રાજી રાખવા જતાં ખરી રીતે આપણે તેમનું અકલ્યાણ કરીએ છીએ. સેવા કરવાનો અર્થ એમ નથી, કે આપણે હમેશાં લોકોને નારાજ કરવા: અલબત જ્યારે બની શકે ત્યારે તેમને રાજી કરવા, પણ તેમને માત્ર રાજી કરવા માટે કોઇ સિદ્ધાંતનો ભોગ આપવો નહિ, કે તેમનું હમેશનું હિત બગાડવું નહિ. સેવા કેટલીક વાર શાંત રીતે અને મીઠાશથી થાય છે, અને

કેટલીક વાર તેમાં કઠોરતા અને કડવાસની પણ જરૂર પડે છે. જેમ કોઇને કોઈ ઘા લાગ્યો હોય, અથવા અમુક પ્રકારનું દરદ થયું હોય, અને તેમાં વાઢકાપની જરૂર પડે છે, ત્યારે વાઢકાપનો ડાકટર શરીર ઉપર શસ્ત્ર વાપરતાં પણ અચકાતો નથી. તેમ ખરી સેવા કરનારે એમ કરતાં અચકાવાનું નથી.

૪. ઉપયોગિતાનો બીજો એક જાણીનો દુશ્મન, તે માણસના સામાન્ય જીવનમાં વિવિધતાની ખામી છે, જેને લઇને સેવાના મોટા અને ઉજ્વળ આદર્શ તેને લાગુ પાડવા મુશ્કેલ લાગે છે. આપભોગમય જીવનના સિદ્ધાંતો જ્યારે યોગ્ય શબ્દોમાં દર્શાવવામાં આવે છે ત્યારે તેઓ આકર્ષક લાગે છે, અને એવું જીવન ગાળનારાઓનાં ચરિત્રો વાંચીએ છીએ, ત્યારે આપણને તેવું જીવન ગાળવાનું મન થઈ આવે છે. પણ જ્યારે આપણે એ સેવાના મહાન આદર્શો અને દૃષ્ટાંતોને બાજુએ મૂકીને આપણા રોજના જીવનનાં નાનાં નાનાં કાર્યો, સખત મહેનત, આપણા જીવન અને કાર્યોનો સાંકડો પ્રદેશ વગેરેનો વિચાર કરીએ છીએ, ત્યારે આપણો ઉત્સાહ મંદ પડે છે, અને એ આદર્શ વગેરે સ્વપ્નવત્ લાગે છે.

ખરી વાત એ છે કે, થોડાએક માણસો સિવાય બધા પાસેથી સેવા તેમના જીવનનો પૂર્ણ ભોગ માગતી નથી, પણ તેઓ પોતાનાં સામાન્ય કાર્યોમાં જીવનનો ઉપયોગ ખરી મહેનતથી અને એકનિષ્ઠાથી કરે એ માગે છે. આ બેમાં કયું વધારે સખત છે, એ કહેવું મુશ્કેલ છે. એમ કહેવાય છે કે, ઇન્કાન્ડેસેન્ટ બત્તીને એક કલાક બાળવા માટે વીજળીના સાડત્રીસ ઝબકારામાં જેટલી ગરમી જોઇએ તેટલી જોઇએ છે. તેવી રીતે સાધારણ જવાબદારીનો સ્વીકાર કરવો, અને તેને વરસોનાં વરસ વિશ્વાસુપણે અને ધૈર્યથી પૂરી કરતા રહેવું એ, આત્મભોગના એક સાહસિક કામ જેને લીધે ઈતિહાસમાં નામ હમેશને માટે અમર થાય છે, તેના કરતાં કેટલીક વખત વધારે મુશ્કેલ લાગે છે. છેલ્લા યુદ્ધમાં હજારો અને કદાચિત લાખો સૈનિકો એવા હતા કે જે યુદ્ધક્ષેત્રની બહારની છાવણીઓમાં કંટાળાભરેલું જીવન ગાળવા કરતાં મોખરે જઇ લડીને મરવાનું વધારે પસંદ કરતા હતા.

વળી આત્મભોગનું આંજી નાખે એવું કોઈ કામ, કે સાધારણ આત્મભોગથી ભરેલું જીવન, એ બેમાં કયું વધારે ઉપયોગી છે, એ પણ એક પ્રશ્ન છે. દરિયામાં ડુબતા માણસોને બચાવવાની બે રીત છે. ગ્રેસ ડાર્લિંગ નામની એક દીવાદાંડીના સાચવનારની છોકરીએ પોતાના વૃદ્ધ બાપની સાથે નાની હોડીમાં જઇને એક તોફાનની રાત્રે પોતાનું જીવન જોખમમાં નાખીને જે અદ્‌ભુત પરાક્રમ કર્યું હતું અને કેટલાકનાં જીવન બચાવ્યાં હતાં, તે એક રીત છે. પણ બીજી એક રીત છે: જે લુહારો પોતાનું કામ શુદ્ધ દાનતથી કરે છે, અને ખરી મહેનત કરી તોફાનમાં ગમે તેવી પાણીની પછડાટથી પણ તુટે નહિ એવી લંગરની સાંકળો બનાવે છે, તેઓ પણ વહાણોને ડુબતાં બચાવે છે, અને તેમ કરી માણસોના જીવ ઉગારે છે. ભલે એ લોકો પોતાનું કામ પોતાનાં કારખાનાંમાં છાને ખુણે કરે, અને તેમનું નામ પણ કોઈ જાણે નહિ, પણ તેમ છતાં એ લોકો ભરદરિયે મોટી સેવા કરી રહ્યા છે.

આપણે સૌ સેવાનાં મોટાં કાર્યો કરી ન શકીએ માટે આપણે સેવા કરવાનો આદર્શ પણ ન રાખવો એ આપણો આત્મિક અંધાપો બતાવે છે. અસાધારણ મોટાં કામ સૌ કોઇ કરી શકતા નથી, એ તો માત્ર થોડા લોકજ કરી શકે છે. તુટેલી લંગરની સાંકળોના ભોગ થએલા લોકોને બચાવવા કરતાં મજબુત સાંકળો ઘડવી એ વધારે જરૂરનું છે. બળતાં મકાનમાંથી માણસોને ઉગારવાં તેના કરતાં મકાનો બળે નહિ એવાં બાંધવાં એ વધારે ઉત્તમ છે. ઉત્તમમાં ઉત્તમ કામ તો એજ છે કે, જે કંઈ આપણી ફરજ હોય, પછી ભલે તે નાનામાં નાની હોય, તો પણ તે એવી રીતે બજાવવી કે તેથી મનુષ્યજીવનનો પાયો વધારે દૃઢ થાય, અને તેમ થતાં અંગત, કૌટુંબિક, રાષ્ટ્રીય વગેરે જીવન મજબુત થાય.

ફ્રાન્સ દેશમાં છેલ્લી લડાઇ વખતે શૌર્ય બતાવવા માટે એક અમેરિકન સૈનિકને એક ચાંદ મળ્યો, પણ તેણે તે પહેરવા ના પાડી, અને કારણ આપતાં કહ્યું કે, "હું ઘેર નકામો થઇ રહ્યો હતો, અને મારી બેન અને મારી વિધવા માતા ઉપર બોજરૂપ હતો. લડાઇમાં મેં કંઈ કર્યું તેને માટે મને આ ચાંદ મળ્યો, પણ તેનું અત્યારે શું છે? મારે ઘેર જઈને મારે મારૂં પરાક્રમ બતાવવું જોઇએ. મારે મારી માને બતાવવું જોઇએ કે હું કાંઇક કરી શકું છું, અને તેમ કર્યા પછી હું આ ચાંદ પહેરીશ." આવા અણીના પ્રસંગે બહાદુરી દેખાડવી એ દરરોજનાં સાધારણ કામકાજ વિશ્વાસુપણે કરવા કરતાં ઘણું વધારે સહેલું છે, એવું જાણનાર આ માણસ એકલોજ નથી.

૫. આપણે જે આગળ કહ્યું તેની સાથે એક બીજી વાત સંબંધ ધરાવે છે, અને તે આ છે : ઘણા લોકો ઉપયોગિતાનો આદર્શ ગુમાવે છે, એનું કારણ એ છે કે, તેઓ મનુષ્યજીવનની સામાન્યતાથી કંટાળે છે એમ નહિ, પણ **પોતાના જીવનની અપૂર્ણતાથી અને મુશ્કેલીઓથી** કંટાળે છે. તેઓને ઉપયોગી થવાનો બોધ દેતાં તેઓ ઉત્તેજિત થવાને બદલે નિરાશ થાય છે. તેઓ ઉપયોગી થવાને તૈયાર અને ખુશી છે, પણ તેમની શક્તિ પર તેમને ભરોસો નથી, અને તેથી તેઓ પાછા પડે છે.

સ્વાર્થ એ માણસને સેવામાંથી કેટલી બધી રીતે પાછો વાળે છે! કેટલાક લોકો દીનતાથી પોતા વિષે નિરાશ થતા નથી; પણ તેઓને પોતાની શક્તિનો એટલો બધો ફાંકો છે કે તેઓ કોઇ રીતે ઉપયોગી થઇ શકતા નથી. તેમને હમેશાં પહેલી ખુરસી જોઇએ. પોતાની સારી કે ખોટી રીતે મનાએલી મોટી શક્તિનો જ્યાં તેમના ધારવા પ્રમાણે યોગ્ય ઉપયોગ થાય ત્યાં જવાને તેઓ તક શોધે છે, અને નિરંતર મિથ્યા પ્રયત્ન કરે છે. તેઓ આમાં ફતેહ પામતા નથી તેથી હમેશાં નાખુશ રહ્યા કરે છે, અને પોતાની શક્તિનો બરાબર ઉપયોગ થતો નથી, એમ ફરિયાદ કર્યા કરે છે. તેઓ ઉપયોગી થવાને બહુજ આતુર દેખાય છે, પણ ઉપયોગી થવા માટેની તેમની શરતો બહુ આકરી છે, અને તેનું કારણ તેમનું મિથ્યાભિમાન છે. એ લોકો હજુ એ શીખ્યા નથી કે ઉપયોગિતાનો પ્રથમ પાઠ

દીનતા છે. અમુક કાર્ય થયું તેનું માન કોણ ખાટે છે તેની કશી પરવા ન કરવી એ ઉપયોગી થવાનું ખરૂં રહસ્ય છે.

પણ જ્યારે સ્વાર્થ ઉપયોગિતાના માર્ગમાં વિઘ્ન તરીકે અહંકારનો ઉપયોગ કરી શકતો નથી, ત્યારે તે નિરાશ થતો નથી, અને બીજી રીતે કાર્ય કરે છે. કોઇ માણસ દીન હૃદયનો હોય તો તેની દીનતા પણ સ્વાર્થના હાથમાં લગભગ તેટલુંજ કામ કરે છે. આવા માણસમાં તેની માનસિક કે શારીરિક શક્તિ નબળી હોવાને કારણે, કે તેની આર્થિક સ્થિતિ સારી ન હોવાથી, કે તે લોકોમાં પ્રસિદ્ધ ન હોવાથી, અથવા એવા કોઇ પણ બીજા કારણથી પોતાના વિષે ભરોસો ઓછો હોય કે તરતજ સ્વાર્થ તેની ખોટી દીનતાનો પૂરો લાભ લે છે, અને જેટલો પેલા અહંકાર-વાળા માણસને તે નકામો કરે છે, તેટલોજ તે આને પણ કરે છે. એવા માણસને સ્વાર્થ તેના પોતાનાજ હાથથી નબળો કરે છે, અને તેની પોતાની દીનતા વધુ પડતી અને ખોટી હોવાથી તેને હાનિ કરે છે.

ખરી વાત તો આ છે કે, માણસના જીવનમાં જો કોઈ એવી વસ્તુ હોય કે જેને નબળી સ્થિતિ કે બીજી કોઈ મુશ્કેલી કોઇ પણ રીતે દાબી શકતી ન હોય, તો તે તેનો ઉપયોગી થવાનો અધિકાર છે. આપણો કોઈ પણ શત્રુ કે કોઇ પણ અવળો સંજોગ આપણું સેવા કરવાનું કામ આપણી પાસેથી લઇ શકતું નથી. પાઉલ જેવો કોઇ મોટો સેવક સ્વતંત્ર હોય ત્યારે તે ઘણાં મોટાં કાર્ય કરી શકે છે. તે બંધીવાન તરીકે હોય ત્યારે તેવાં મોટાં કાર્યો કરી શકે નહિ, એ ખરૂં છે, પણ તે એક નહિ તો બીજી રીતે ઉપયોગી તો થઈજ શકે છે. તે તેના કેદખાનામાં પણ બીજા કેદીઓ કે તેના ચોકીદારોને સુવર્તમાન સંભળાવી શકે છે, અને ત્યાં બેઠા બેઠા એવા પત્રો લખી શકે છે કે, જે દુનિયા આજ સુધી પણ આનંદથી વાંચી ઘણું ઉંચું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. જ્યારે કોઈ ઉપયોગી થવાને ખરેખર ઈચ્છા ધરાવતો હોય ત્યારે તેને ગમે તે ઠેકાણે સેવા કરવાની તક મળે છે.

સર્વ જાતના લોકો, પછી તે બહુજ બુદ્ધિશાળી હોય કે છેક સાધારણ શક્તિના હોય, પણ તે સહુની જરૂર પડે છે, એ વાત તો છેલ્લા યુદ્ધ જેવા કોઇ મોટા આણીના પ્રસંગે ચોકખેચોકખી દેખાઇ આવે છે. એવા વખતે પ્રત્યેકની જરૂર પડે છે. એ યુદ્ધના પ્રસંગમાં લડવામાં, સૈનિકોની સેવા કરવામાં, દારૂગોળો બનાવ-વામાં, અનાજ ઉગાવવામાં, દેશપરદેશથી માલ લાવવામાં, વગેરે વગેરે અનેક કાર્યમાં દરેક પુરૂષ, સ્ત્રી અને બાળક સુદ્ધાંની પણ જરૂર પડી હતી. મોટાં માણસો કરી શકે તેવાં મોટાં કાર્યો પણ હતાં, તેમજ નાનાં અને થોડી શક્તિવાળાં માણસો કરી શકે, તેવાં નાનાં નાનાં કાર્યો પણ હતાં. જે આંધળાં માણસોની સાંભળવાની શક્તિ કુદરતે વધારે તીવ્ર બનાવી છે તેમને પણ દુશ્મનનાં હવાઈ વિમાનનો અવાજ સાંભળવા માટે કામમાં લગાડવામાં આવ્યા હતા. સહુની પાસેથી તે વખતે મહેનતનો કર લેવામાં આવતો હતો, અને કોઇએ વધારે તો કોઈએ થોડો, પણ સૌએ એ કર આપ્યો હતો.

હવે આવા અણીના પ્રસંગમાં જે વાત ચોકખેચોકખી દેખાઇ આવે છે, તેને શાંતિના કાળમાં ભૂલી જવી એ ખરેખર ભૂલ કહેવાય. આપણી જીંદગીમાં એવો વાંઝીઓ દિવસ તો જવાજ ન દેવો જોઇએ કે જ્યારે આપણે એક પણ ભલું કાર્ય કરી શક્યા ન હોઇએ. આપણે માંદા અને પથારીવશ હોઇએ ત્યારે પણ આપણાં ધૈર્ય અને આનંદથી આપણે બીજાને દુ:ખમાં ધીરજ કેમ રાખવી તે શિખવી શકીએ છીએ; પ્રસિદ્ધિમાં ન આવ્યો હોય એવો કોઈ માણસ કંઇ સેવા કરતો હોય તો તેને આપણે માત્ર બે વચનથી ઉત્તેજન આપી શકીએ છીએ; કોઈ માણસ વિરૂદ્ધ હોય છતાં તેના પ્રત્યે મોટું મન બતાવી તેનું ચિત્ત હરી શકીએ છીએ; જેઓ અપમાન પામ્યા હોય, જેઓએ આબરૂ ગુમાવી હોય, કે જેઓને અન્યાય થયો હોય તે બધા પ્રત્યે પ્રેમભાવ બતાવી શકીએ છીએ. આવી આવી સેવા કરવાની અનેક તક આપણ સૌને જ્યાં જોઈએ ત્યાં મળી રહે છે. સેવા કરવાની તક નાનું કે મોટું જોતી નથી; એ તો સૌ પાસે એકસરખી રીતે આવે છે. માત્ર તેને લેવાનીજ વાર છે. આપણે ઉપયોગહીન થઈએ છીએ એનું કારણ સેવાની તકની કે શક્તિની ખામી નથી; એનું કારણ તો લાગણી, પ્રેમ, કલ્પનાશક્તિ, ઉંડા વિચાર કે ઉંડી સમજની ખામી છે.

વળી એવી કોઈ મુશ્કેલી નથી કે જે આપણી પાસેથી સેવાનો આનંદ લઇ લે. એ વાત ખરી છે કે કેટલીક જાતનું કામ એવું છે કે તે માત્ર સબળા કે મોટા લોક કરી શકે છે; પણ માણસોની ઉંડી સેવા, જેવી કે નિરાશ થયા હોય તેમને આશા આપવી, દુ:ખી હોય તેમને દિલાસો આપવો, મનની શંકા વગેરે દૂર કરવી, અને ધર્મ પર અને ઈશ્વર પર વિશ્વાસ સ્થિર કરવો. એ બધું કરવા માટે જેણે પોતે મુશ્કેલી ભોગવી હોય તેનીજ જરૂર છે. જ્યારે આપણે બહુ મુશ્કેલીમાં હોઇએ છીએ, ત્યારે આપણે કોઇ ધનવાન, કે સુખી, કે પ્રતિષ્ઠિત, કે ખુશમિજાજવાળા માણસ પાસે જતા નથી, પણ આપણે તો ઇસુ ખ્રીસ્ત જે "માણસોથી ધિક્કારાએલો તથા તજાએલો, દુ:ખી પુરૂષ ને દરદનો અનુભવી" તેની પાસે જઈએ છીએ. તેની મુશ્કેલીઓથી તે ઉપયોગહીન થયો નહોતો, પણ ઉલટો વધારે ઉપયોગી થયો હતો. "આપણી નિર્બળતા પર જેને દયા આવી શકે" એવો જો તે થયો ન હોત, તો માણસોના દિલ ઉપર તેની અદ્ભુત અસર થઇ શકી હોત નહિ. તેનો વધસ્તંભ તેની ઉપયોગિતાને આડે આવ્યો નહોતો, પણ તેની પરાકાષ્ટા હતો. કારણ કે જ્યારે કોઈ પોતાનું જીવન સેવામાં પૂરેપૂરૂં સમર્પિત કરે છે, ત્યારે તેના જીવનનો સુખનો કે દુ:ખનો, ઇશ્વરના દર્શનનો કે વધસ્તંભે પ્રાણ આપવાનો કે બીજો કોઇ પણ અનુભવ તેની સેવામાં કામે લાગે છે. જ્યારે આપણને ઉંડા ઘા વાગે છે ત્યારે આપણે આ વાતથી મોટો સંતોષ માનવો જોઈએ કે, તે ઘામાંથીજ સમજશક્તિના, સહાનુભૂતિના અને સેવાના નવા માર્ગો ખુલે છે.

આપણા પોતાના જીવનમાં સૌથી વધારે અસર કોની કોની થઇ છે, એ વાતનો વિચાર કરીએ તો આપણને માલમ પડશે કે, જેમણે ઘણું દુ:ખ અનુભવ્યું

હોય તેમના તરફથી આપણને ઘણો લાભ મળયો છે. કદાચિત એ માણસો પોતાનાં ચર્મચક્ષુઓએ આંધળા હોય, પણ તેમનાં આંતરચક્ષુ ખુલ્લાં હોય; અથવા તેમણે માંદગીનો લાંબો અનુભવ કરેલો હોય અને તે દરમિયાન તેમણે ઉંડો આત્મિક અનુભવ પ્રાપ્ત કરેલો હોય; અથવા તેમણે ઘણા સ્નેહીઓ વગેરેને ખોએલા હોય, પણ પરલોકની સાથે તેઓ સમાગમ અનુભવતા હોય; એ લોકો વૃદ્ધ હોય અને તેમણે અનેક જાતની હાડમારીઓ અને મુશ્કેલીઓ વેઠેલી હોય, પણ તે બધામાં તેમણે ધૈર્ય બતાવ્યું હોય અને આત્મિક સામર્થ્ય પ્રાપ્ત કર્યું હોય— માત્ર આવા આવા માણસોથીજ બીજાને દુ:ખને વખતે ધૈર્ય અને સામર્થ્ય પ્રાપ્ત થાય છે, અને તેઓજ ખરેખરી જરૂર વખતે મિત્રનું કાર્ય કરે છે. પૃથ્વી ઉપરના ઘણા મોટા માણસો જેઓ મોટું કાર્ય કરે છે, અને જેઓની કીર્તિ જગતમાં ચારે બાજુએ ગવાય છે, તેઓ આવા કોઇ દુ:ખથી ઘડાએલા માણસો પાસેથી પોતાના જીવનને માટે પ્રેરણા અને ઉત્સાહ પ્રાપ્ત કરે છે.

આ માટે જે બધા લોકોને પોતાની અમુક ખોટ કે ખામીને લીધે નિરાશા ઉત્પન્ન થતી હોય તેમને માટે આ સંદેશો છે: જગત દુ:ખમાં છે, અને જે લોકો દુ:ખ વેઠીને પાકા થયા હોય અને ખરી રીતે સમજણા થયા હોય તેઓજ તેને ખરી રીતે સહાય આપી શકે છે. જ્યાં લાખો લોકો દુ:ખમાં હોય ત્યાં મુશ્કેલીદ્વારે શિક્ષણ પામેલા સેવકોની પુરી જરૂર છે. જ્યારે જોન બ્રાઈટ નામના એક મોટા રાજદ્વારી પુરૂષની સ્ત્રી ગુજરી ગઇ અને તે શોકમાં હતો, ત્યારે કોબ્ડન નામનો બીજો એક રાજદ્વારી પુરૂષ તેને દિલાસો દેવા આવ્યો, અને તે બોલ્યો કે, "બ્રાઈટ, ઇંગ્લાંડમાં અત્યારે હજારો ગૃહ એવાં છે કે, જેમાં સ્ત્રીઓ, માતાઓ અને બાળકો ભૂખે મરે છે. તમારા શોકના પ્રથમ ઉભરો પુરો થાય કે તમે મારી સાથે ચાલજો, અને આપણે આ ભુખમરો ઉત્પન્ન કરાવનાર અનાજને લગતા કાયદાઓ છે તે રદ નહિ કરાવીએ ત્યાં સુધી જંપીને બેસીશું નહિ." આપણી પોતાની મુશ્કેલીમાંથી ઉપયોગિતા પ્રાપ્ત કરવી એ ખરેખર દિલાસો દેનાર વાત છે. કોઈએ કહ્યું છે કે, "દુ:ખીમાં દુ:ખી, દયાજનક અને છેક કરમાઇ ગએલું જીવન, જો તે બીજાને માટે ખીલવા તૈયાર હોય, તો તે ફરીથી ખીલી શકે છે."

ભલાં કાર્ય કરવાને બદલે ભલું ઇચ્છવું, લોકોની સેવા કરવાને બદલે તેમને ખુશી કરવા, પોતાને જોઇએ એવી તક મળતી નથી તેથી નિરાશ થવું, મિથ્યાભિમાન, અને વધુ પડતી દીનતા—આ બધાં આપણી ઉપયોગિતાનો નાશ કરનાર છે. મોટા સ્વાર્થ સામેની આપણી પ્રાર્થના ઘણી વાર નિરૂપયોગી છે. આપણે જાણી-જોઈને સ્વાર્થી થતા નથી. આપણે ઉપયોગી થઈ શકતા નથી તેનું કારણ એ નથી કે આપણામાં મોટા મોટા દોષ છે, પણ એ છે કે આપણામાં નાના નાના દોષ છે. આપણે એવી પ્રાર્થના કરવાની જરૂર નથી કે, "ઓ પ્રભુ, તું મને પરમ સ્વાર્થમાંથી બચાવ," પણ એવી કરવાની જરૂર છે કે, "પોતાની ભૂલો કોણ જાણી શકે? છાનાં પાપથી તું મને મુક્ત કર" (ગી. શા. ૧૯; ૧૨).

# પ્રકરણ આઠમું.

## સહકાર.

### રોજનાં વાંચન.

સેવા વિષેના વિચારમાં આપણે આગળ વધીએ ત્યાર પહેલાં આપણી સેવા એક વ્યક્તિથી બીજી વ્યક્તિ પ્રત્યે નહિ, પણ સહકારી મંડળોદ્વારા કેટલે અંશે ફેલાવી શકાય છે તેનો આપણે અત્યારે વિચાર કરવો જોઈએ. જ્યાં સુધી આપણે આ વાતની જરૂરિયાત જોઈએ નહિ, તેના સિદ્ધાંતો સમજીએ નહિ, અને તે પ્રમાણે આપણું કાર્ય કરીએ નહિ, ત્યાં સુધી આપણી ઉપયોગિતામાં ઘણી ખલેલ પહોંચ્યા સિવાય રહેશે નહિ."

**આઠમું અઠવાડિયું, પહેલો દિવસ.**

"તેઓ તેની પાસે બાળકો લાવ્યા કે તે તેઓને અડકે; ને શિષ્યોએ તેઓને ધમકાવ્યા. પણ ઇસુ તે જોઇને નાખુશ થયો, ને તેણે તેઓને કહ્યું કે, બાળકોને મારી પાસે આવવા દો, ને તેઓને વારો મા; કેમકે દેવનું રાજ્ય એવાંઓનું છે. હું તમને ખચીત કહું છું કે, જે કોઇ બાળકની માફક દેવનું રાજ્ય સ્વીકારશે નહિ, તે એમાં પ્રવેશ કરશેજ નહિ. પછી તેણે તેઓને બાથમાં લીધાં, અને તેઓ પર હાથ મૂકીને તેઓને આશીર્વાદ દીધો." માર્ક ૧૦; ૧૩–૧૬.

બાળકોની અંગત સેવા આપણે સૌ કોઈ કરી શકીએ છીએ; પણ કોઈ પણ સમાજમાં કેટલાં બધાં બાળકો આવી રીતે પ્રસંગોપાત મળતી સેવાથી બાતલ રહેતાં હશે તેનો વિચાર કરો. આવાં નિરાધાર બાળકોને માટે આશ્રમો, ગૃહો વગેરે ખોલવાં જોઇએ કે નહિ એ વાતનો ખરા ખ્રીસ્તી લોકોએ વિચાર કરવો જોઇએ. પૃથ્વી ઉપરના કેટલાક દેશોમાં છોકરાઓ અને છોકરીઓ માટે જે કેટલીક બહુ સારી સંસ્થાઓ થએલી છે, અને જેમાં તેમને ઘણું સારૂં ધંધાનું તેમજ ધાર્મિક શિક્ષણ વગેરે આપવામાં આવે છે, તેવી સંસ્થાઓની અહીં પણ જરૂર છે કે નહિ, એ વાત ઉપર આપણું ધ્યાન ખેંચાવું જોઇએ. વળી મોટાં શહેરોમાં, જ્યાં બાળકો મિલો વગેરેમાં કામ કરવા જતાં હોય, અને નાનાં ગામડાંઓમાં જ્યાં નિશાળો ન હોય, ત્યાં બાળકો કેવી સ્થિતિમાં છે, તે પણ વિચારવાની જરૂર છે. છેક નાનાં બાળકોને બરાબર દુધ મળે છે કે નહિ, સેહેજ મોટાં બાળકોને યોગ્ય ખોરાક મળે છે કે નહિ, તે મોટાં થતાં તેમને રમવાનાં અને શરીરને ખીલવવાનાં સાધનો બરાબર

મળે છે કે નહિ, એ બધાંનો વિચાર આપણે કરવો જોઈએ. જે શાળાઓ હૈયાત હોય તે કેવી છે, તેમાં નૈતિક અને ધાર્મિક શિક્ષણ આપવાનો શો બંદોબસ્ત છે, એ બધું જોવાની જરૂર છે. પ્રત્યેક માણસ છૂટો રહીને સેવા કરે, એ આજે બની શકે તેવું નથી. આજે સહકારનો કાળ છે, અને તેમાં આપણે સહુએ પરસ્પર સહકાર કરીને કાર્ય કરવું જોઇએ. ખરી સેવા, આ નવા યુગે જે જરૂરિયાતો આપણી આગળ આણી મૂકી છે તે ધ્યાનમાં લીધા વગર, અને જે સાધનો તેણે આપણી આગળ આણ્યાં છે તેનો પૂરો ઉપયોગ કર્યા વિના રહી શકતી નથી.

## પ્રાર્થના.

"ઓ સ્વર્ગીય પિતા, તારૂં ખુલ્લું મુખ નાનાં બાળકો હમેશાં જુએ છે. અમે તને વિનંતી કરીએ છીએ કે તું રસ્તાઓમાં રઝળતાં બાળકો ઉપર દયા અને પ્રેમની નજરે જો. જ્યાં જ્યાં માણસોએ પોતાનું સ્વાર્થી જીવન ગાળવા માટે માર્ગ કર્યો છે, ત્યાં ત્યાં આ બાળકો અમારાં સ્વાર્થ અને મૂર્ખાઇના પાઠ ભાગે છે. ઓ પ્રભુ, તેમને અને અમને બચાવ. તેમને અજ્ઞાન અને ક્રૂરતામાંથી, વિષયવાસનાના બેશરમપણામાંથી, લોભની કઠોરતામાંથી અને દારૂ વગેરેના વ્યસનમાંથી બચાવ; અને અમને તારાં નાનાં બાળકોને અવળે માર્ગે લઈ જવાના મોટા દોષમાંથી, અને જેઓ કહે છે કે, અમે જોઈએ છીએ પણ જોતા નથી, ને જેઓનું પાપ રહે છે, તેઓના ઢોંગમાંથી તું બચાવ. આમેન."

વૉલ્ટર રૈશેનબુશ.

## આઠમું અઠવાડિયું, બીજો દિવસ.

"પહાડ પરથી તે ઉતર્યો, ત્યારે ઘણાજ લોકો તેની પાછળ ગયા; અને જુઓ, એક કોઢીઆએ આવીને તેને પગે લાગીને કહ્યું કે, ઓ પ્રભુ, જો તું ચાહે, તો તું મને શુદ્ધ કરી શકે છે. ત્યારે તેણે હાથ લાંબો કર્યો, અને તેને અડકીને કહ્યું, હું ચાહું છું, તું શુદ્ધ થા. તરત તે પોતાના કોઢથી શુદ્ધ થયો. પછી ઇસુ તેને કહે છે કે, જોજે, તું કોઇને કહીશ મા, પણ જા, યાજકને પોતાને દેખાડ, અને તેઓને માટે સાક્ષી તરીકે જે અર્પણ મુસાએ ઠરાવ્યું હતું તે ચઢાવ." માત્થી ૮; ૧-૪.

આપણામાંના સહુને કોઇ કોઇ વાર માંદાની માવજત કરવાની અને તેમને દિલાસો આપવાની તક મળે છે. પણ કોઈ પણ ખરો ખ્રીસ્તી પોતાની કલ્પનાશક્તિનો સેહેજ પણ ઉપયોગ કરશે તો તેને માલમ પડશે કે, આટલુંજ કરવું એ બસ નથી. જે માંદાં માણસોને માવજતની ખરેખરી જરૂર છે, એ તો જેમને કોઇ સગાંસંબંધી કે સ્નેહી નથી તેઓ છે. એ લોકોને માટે ઇસ્પિતાલો જોઈએ. હવે આપણી આજુબાજુ આવી ઇસ્પિતાલોની સગવડતા છે કે નહિ, એ આપણે જોવું

જોઇએ. લોકોને ડાકટરો, વળી નર્સો, એટલે માવજત કરનારી સ્ત્રીઓ, મળી શકે છે કે નહિ એ ધ્યાનમાં લેવાનું છે. ગામમાં કે ગામડાંમાં દરદો ન થાય તેને માટે બધું યોગ્ય રીતે સાફસુફ કરવામાં આવે છે કે નહિ, અને ચોકખા પાણીની વ્યવસ્થા છે કે નહિ, એ પણ જોવાની જરૂર છે. લોકોને દૂધ, ઘી, શાકભાજી વગેરે ભેળ વગરનાં, ચોકખાં અને તાજાં મળે તેને વાસ્તે બંદોબસ્ત કરવો ઘટે છે. આજના કાળમાં લોકો માંદા પડે ત્યારે તેમની સેવા કરવાથી આપણી સેવા પુરી થતી નથી. એ માંદાં ન પડે અને નિરોગી અને સશક્ત રહે, એ જોવું જોઇએ. આ તો ખ્રીસ્તી ધર્મનું અંગ છે, અને જાહેર સેવાનો ભાગ છે, અને એ આપણે કરવુંજ જોઇએ.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, તું સર્વ દુઃખી શરીરો પર દયા લાવ. જે લોકો અન્ન ન મળવાથી ભુખે મરતાં હોય તેમને ખવડાવ; જે લોકો મંદવાડથી પથારીવશ થયા હોય તેમને ઉઠાડ; જે લોકો બંધીખાનામાં હોય તેમને છુટા કર; જે લોકોને સતાવણીનું અને જુલમાટનું દુઃખ સહન કરવું પડતું હોય તેમને તું તેમાંથી મુક્ત કર; જે લોકો વેદના અને ઘાથી પીડાતા હોય તેમને સાજા કર; જે લોકો વિચારશૂન્ય અને અક્કલહીન થઇ ગયા હોય તેમને પાછા ઠેકાણે આણ; જે લોકો પોતાના જાનમાલના ભયમાં હોય તેમનું તું રક્ષણ કર. તેઓ ગમે તે હોય અને ગમે ત્યાં હોય પણ હું તેમની સ્થિતિમાં હોઉં અને તારી પાસે કે બીજા માણસો પાસે જે કંઇ માગું, તે તું, ઓ સર્વ સહાયતા અને દિલાસો દેનાર પ્રભુ, તેમને આપ. તું તેમનું રક્ષણ કર; અને તેમની સંભાળ લે; તેમને જે જોઇએ તે આપ, અને સહાય કર; તેમના ઉપર દયા લાવ અને તેમને સાજા કર." આમેન.

ડૉ. બ્રફ.

## આઠમું અઠવાડિયું, ત્રીજો દિવસ.

"ત્યારે રાજા પોતાની જમણી તરફનાઓને કહેશે કે, મારા પિતાના આશીર્વાદિતો, તમે આવો, જગતનો પાયો નાખવામાં આવ્યો ત્યારથી જે રાજ્ય તમારે સારૂ તૈયાર રાખવામાં આવેલું છે તેનો વારસો લો; કેમકે હું ભુખ્યો હતો, ત્યારે તમે મને ખાવાનું આપ્યું; હું તરસ્યો હતો, ત્યારે તમે મને પાણી પાયું; હું અજાણ્યો હતો, ત્યારે તમે મને પરોણો રાખ્યો; હું નગ્ન હતો, ત્યારે તમે મને વસ્ત્ર પહેરાવ્યાં; હું માંદો હતો, ત્યારે તમે મારી ખબર લેવા આવ્યા; હું કેદમાં હતો, ત્યારે તમે મારી મુલાકાત લીધી. ત્યારે ન્યાયીઓ તેને ઉત્તર આપશે કે, પ્રભુ, ક્યારે અમે તને ભુખ્યો જોઇને ખવાડયું, અથવા તરસ્યો જોઇને પાણી પાયું? ક્યારે અમે તને

અજાણ્યો જોઇને પરોણો રાખ્યો, અથવા નગ્ન જોઇને વસ્ત્ર પહેરાવ્યાં? ક્યારે અમે તને માંદો અથવા કેદમાં જોઇને તારી મુલાકાત લીધી? ત્યારે રાજા તેઓને ઉત્તર આપશે કે, હું તમને ખચીત કહું છું કે, આ મારા ભાઇઓમાંના નાનામાં નાનાઓમાંથી એકને તમે તે પ્રમાણે કર્યું એટલે તે મને કર્યું." માત્થી ૨૫ ; ૩૪-૪૦.

આપણે રાંક, પીડિત અને નિરાધાર લોકોની સંભાળ લેવી જોઈએ, એ ખ્રીસ્તી ધર્મની એક સામાન્ય વાત છે, અને આપણામાંના ઘણાખરા, ખાસ તંગીવાળાની દયા ખાઈને, તેમને મદદ કરવાને તૈયાર છે. પણ કેટલા બધા એવા લોકો છે કે, જેઓ તેઓના અંગત લક્ષમાં જેટલા આવે તેટલા સિવાય બીજાઓની જરૂર જોતા નથી, અને બીજાઓને મદદ કરવાને પોતે બંધાએલા છે, એવું માનતા નથી. આટલી વાત તો ખરી છે કે, જેવી જગાઓમાં આપણી સહેજે નજર પડતી નથી, બરાબર તેવીજ જગાઓમાં છેક આશારહિતનાં અને અધમ સ્થિતિનાં માણસો મળી આવે છે. વળી આ પણ ખરી વાત છે કે, ઘણા લોકો એવા છે કે જેઓ પોતે અને પોતાનાં બાળકો પણ ભુખે મરતાં હોય અને તેમને પહેરવાને વસ્ત્ર ન હોય છતાં ભીખ માગવાને મરવા બરોબર સમજીને તેઓ કોઇ દિવસ કોઈની પાસે કશી માગણી કરે નહિ. આવા લોકોને આપણે શોધી કાઢવા જોઈએ. તેથી હાલનો કોઈ સમાજ, ગમે તેટલો નાનો કે મોટો હોય, પણ જેણે પોતાની લોકોપકાર-શીલતાની સંયોજના કરી નથી, જે પ્રદેશોમાં વારંવાર દારિદ્ર ફાટી નીકળે છે તેની કંઈ યોજના કરી નથી, તેની લાચાર અવસ્થાના પ્રશ્નનો વૈજ્ઞાનિક દૃષ્ટિએ અભ્યાસ કર્યો નથી, નિરંતરની તંગીઓનાં કારણો તપાસ્યાં નથી, અને સહાય અને મદદનો રીતસર ઈલાજ કર્યો નથી, તે સમાજ ખરી રીતે ગરીબ લોકોની બિલકુલ ચિંતા કરતોજ નથી. તંગી નિવારણને માટે સહકારી બંધારણથી જેટલું બની શકે તેટલું, કોઈ શબ્દોથી, માયાળુ લાગણીઓ ધરાવવાથી, પ્રાર્થનાઓથી કે કોઇ વ્યક્તિગત પરોપકારથી થઇ શકવાનું નથી.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, તું પ્રેમ છે; અને આ દુનિયામાં જે બધાં દુ:ખ, અન્યાય અને કષ્ટ પ્રવર્તે છે તે તું જુએ છે; અમે તારા કાલાવાલા કરીએ છીએ કે, તારા હાથનાં કાર્ય ઉપર તું દયા કર. જેઓ ગરીબ છે, જેઓ જુલમાટના ભોગ થએલા છે, અને જે બધા ભૂલ, વેઠ અને શોકના બોજ તળે દબાએલા છે, તેમના પર તું દયાની નજરથી જો. જે લોકો દુ:ખ સહન કરે છે તેઓને સારૂ અમારાં હૃદયો ઉંડી દયાથી ભરપૂર કર, અને ન્યાય અને સત્યતાનું તારૂં રાજ્ય જલદી આવે, એવું કર. ઈસુ ખ્રીસ્ત અમારા પ્રભુની ખાતર માગીએ છીએ. આમેન."

યુજેન બર્સીયર.

**આઠમું અઠવાડિયું, ચોથો દિવસ.**

"હવે તેનું સાંભળવા સારૂ સઘળા દાણીઓ તથા પાપીઓ તે પાસે આવતા હતા. ફરોશીઓએ તથા શાસ્ત્રીઓએ બન્નેએ કચક કરીને કહ્યું કે, આ માણસ પાપીઓનો અંગીકાર કરે છે, અને તેઓ સાથે ખાય છે.

"તેણે તેઓને આ દૃષ્ટાંત કહ્યું કે, તમારામાં એવું કયું માણસ હોય જો તેને સો ઘેટાં હોય, અને તેઓમાંનું એક ખોવાયું હોય, તો પેલાં નવ્વ ણુંને રાનમાં મૂકીને ખોવાએલું જડે ત્યાં લગી તે તેની શોધમાં નહિ જાય અને તે તેને જડે છે ત્યારે હર્ષથી તે તેને પોતાની ખાંધ પર ચઢાવે ! તે ઘેર આવીને પોતાના મિત્રોને તથા પાડોસીઓને બોલાવે છે, અ તેઓને કહે છે કે, મારી સાથે આનંદ કરો, કેમકે મારૂં ઘેટું ખોવાયું હ તે મને જડયું છે. હું તમને કહું છું કે, એજ રીતે જે નવ્વાણું ન્યાય઼ ઓને પસ્તાવાની અગત્ય નથી તેઓના કરતાં એક પાપી પસ્તાવો ક તેને લીધે આકાશમાં આનંદ થશે." લુક ૧૫ ; ૧–૭.

માણસોનાં ચારિત્ર્ય સુધારવા માટે મહેનત કરવાની પ્રત્યેક ખ્રીસ્તીની ફર છે, એ વાતની કોણ ના પાડી શકે તેમ છે? પરીક્ષણમાં પડેલા અને ઘુંઘાએલાઓ અંગત સેવા કરવાનું જે કોઈ ખ્રીસ્તી માણસ શોધે છે, તેને તેની તકો મળે પણ આ વાતના સંબંધમાં આપણે માત્ર આપણી પોતાની વ્યક્તિગત સેવા સંતોષ માનવો ન જોઇએ. પ્રત્યેક ખ્રીસ્તી મંડળીએ પોતાના ગામડાની કે ગામ નૈતિક સ્થિતિ કેવી છે, તેની તપાસ કરવાની જરૂર છે. પોતાના સ્થળમાં દ વગેરેનો કેટલો પ્રચાર છે, અનીતિ અને દુરાચાર કેટલાં ફેલાઇ રહ્યાં છે, સીને કે નાટક કંપનીઓ કેવી કેવી જાતના ખેલ બતાવે છે, દુષ્ટ પુરૂષ અને સ્ત્રીઓ કે કેર વર્તાવી રહ્યાં છે, વગેરે બધું જાણવાની જરૂર છે, અને એ બધાની વિરૂદ્ધ સપ યુદ્ધ કરવાનું છે. મંડળીઓમાં તો થોડાઘણા સુધારવામાં આવેલા માણસો હ પણ સમાજમાં તો નૈતિક ગંદકીનો ભરપુર ઝરો વહે છે, જેના પર નહિ જેવું ધ્ય આપવામાં આવ્યું છે, તેની સામે લોકદાઝ થઇ નથી. આ કાર્ય ધાર્મિક સંસ્થાએ સેવકસમાજો, વગેરેનું પણ છે.

**પ્રાર્થના.**

"ઓ પ્રભુ, તું માનવપુત્રોને રાજીખુશીથી દુ:ખ દેતો નથી ; અમે તારી વિનં કરીએ છીએ કે, અમારામાંના જથ્થાબંધ દુ:ખી આત્માઓ અને જીવનો પર તારા પવિત્રસ્થાનમાંથી જો, અને તેમના પર દયા કર.

તું સર્વ અજ્ઞાન જીવો પર દયા લાવ અને તેમને જ્ઞાન આપ; સર્વ ભ્રમિત માણસો પર દયા કરીને તેઓને પ્રકાશિત કર; જેઓ માર્ગથી ભ્રષ્ટ થએલા છે, અને બીજાઓને માર્ગથી ભ્રષ્ટ કરનારા છે, તેઓને પાછા ફેરવ.

સર્વ ભંગિત હૃદયો પર દયા કરીને તેમને સાજાં કર; જેઓને પરીક્ષણ થાય છે, અને જેઓ તેની સામે લડતા હોય છે, તેમને છોડાવ; આત્મિક રીતે તજી દેવાએલી સ્થિતિમાં જે સર્વ નિર્ગત થઈ ગએલા હોય, તેઓ પર દયા કરીને તેમને તાજગી આપ.

વિશ્વાસમાં જેઓ ડામાડોળ છે તેઓ પર દયા કરીને તેમને સ્થિર કર; જેઓ તારાથી વિમુખ થએલા હોય તેમને પાછા આણ; અને જે લોકો તારા પક્ષમાં ઉભા રહેલા હોય તેમને દૃઢ કર.

જે બધા પાપના બોજ નીચે કચરાઇને આર્તનાદ કાઢે છે, તેમના પર દયા કર અને તેમને આરામ આપ; જે લોકો પોતાની દુષ્ટતામાં ચાલ્યા જાય છે, તેમને તું તારે વશ રાખ.

ઓ ધન્ય ઇસુ, તેં અમારા આત્માઓના તારણ અર્થે તારૂં રક્ત રેડયું છે; તારી દયાની ખાતર, તું તારો પવિત્ર આત્મા સહુના ઉપર રેડ અને તેમને સાજા કર. આમેન."

ડૉ. બ્રફ.

## આઠમું અઠવાડિયું, પાંચમો દિવસ.

બાળકોની સંભાળ અને માંદાંઓની માવજત, ગરીબ અને કંગાળનું સંકટ નિવારણ અને નૈતિક સ્થિતિઓને સુધારવી વગેરે સામાજિક કાર્યોને માટે ખ્રીસ્તીઓએ સમગ્ર કે સામાજિક રીતે પોતાને માથે જવાબદારી લેવી જોઈએ, એવું આપણે કહેતા આવ્યા છીએ. પણ આ જવાબદારી સામાજિક છે, એનો અર્થ એમ નથી કે, એ આપણી અમુક મંડળી કે સમાજનુંજ કાર્ય છે. આજના કાળમાં જે સૌથી મોટાં પાપો છે, તે વ્યક્તિગત કે અમુક સમાજ કે મંડળીનાં નથી, પણ રાષ્ટ્રિય છે, અને તેમની સાથે એક કે બીજી રીતે આખા દેશને સંબંધ છે. અને તેથી તેમને દૂર કરવાને માટે આખા દેશમાં એક સાથે પ્રયત્ન થવો જોઇએ. [દાખલા તરીકે, દારૂની બદી ખરેખર રીતે દૂર કરવી હોય તો અમેરિકામાં આખા દેશમાં દારૂની બંધી કરવાનો કાયદો પ્રસાર થયો, તેવીજ રીતે સર્વ ઠેકાણે થવું જોઈએ. તેવીજ રીતે હિન્દુસ્તાનમાંથી અસ્પૃશ્યતા દૂર કરવી હોય તો સર્વ ઠેકાણે એક સાથે પ્રયત્ન થવો જોઇએ એવા એવા અનર્થોને દૂર કરવાને માટે ખરો રાષ્ટ્રિય ભાવ જાગૃત થાય અને આખા દેશમાં હિલચાલ ચાલે તોજ ખરેખરૂં કામ થાય]. કોઈ પાપને, બદીને કે અનર્થને જો કોઇ માણસ ધિક્કારતો હોય, પણ જો તે તેને તેના વ્યક્તિગત સ્વરૂપમાંજ ધિક્કારતો હોય તો એ ખરી સેવામાંથી બહુ દૂર રહેવા જેવું છે. જાહેર હિતવાળા નાગરિક થવું, એ નાગરિકત્વને ખ્રીસ્તી ઉપયોગિતાના કામમાં લેવું,

અને લોકોની જરૂરિયાતો, લોકોનાં પાપો અને તેમના ઇલાજો સમજવા—આવી બધી સહકારમય સેવા સિવાય કોઇ પૂર્ણ વિકાસિત ખ્રીસ્તી જીવનને ચાલે તેમ નથી. યશાયાહ પ્રબોધકને સિયોનને માટે જેવી લાગણી થતી હતી તેવી લાગણી સર્વ લોકોને પોતાના દેશને માટે થાય તો દુનિયા કેવી સારી થઇ જાય!

"જ્યાં સુધી સિયોનનું ન્યાયીપણું [પ્રભાતના] તેજની પેઠે પ્રદીપ્ત નહિ થાય, અને યરૂશાલેમનું તારણ સળગતી મશાલની પેઠે પ્રદીપ્ત નહિ થાય ત્યાં સુધી હું છાનો રહીશ નહિ, અને હું વિશ્રામ લઇશ નહિ. વિદેશીઓ તારા ન્યાયીપણાને તથા સર્વ રાજાઓ તારા ગૌરવને જોશે, ને યહોવાહનું મોં જે નામ ઠરાવી આપશે તે નવું નામ તને આપવામાં આવશે. તું યહોવાહના હાથમાં શોભાયમાન તાજ, અને તારા દેવની હથેલીમાં રાજમુગટ થઇશ. તું ફરીથી તજેલી કહેવાશે નહિ; તેમ તારો દેશ ફરીથી ઉજડ કહેવાશે નહિ; કેમકે તું હેફસીબાહ (મારો આનંદ) કહેવાઇશ, ને તારો દેશ બેઉલાહ (વિવાહિત) કહેવાશે, કેમકે યહોવાહ તારા પર પ્રસન્ન છે, ને તારા દેશનાં લગ્ન થશે. જેમ જુવાન કુંવારીને પરણે છે, તેમ તારા દીકરા તને પરણશે, ને જેમ વર કન્યાથી હરખાય છે, તેમ તારો દેવ તારાથી હરખાશે." યશા. ૬૨; ૧–૫.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, તારૂં રાજ્ય સનાતન રાજ્ય છે, અને તારો અધિકાર પેઢી દર પેઢી ટકે છે; તું અમારો અહંકાર ઉતાર, અને અમારા મિથ્યા સ્વસંતોષને દૂર કર. આ જગતનાં ધન અને કીર્તિની વ્યર્થતા જોવાને અમારી આંખો ઉઘાડ. જીવન સિવાય બીજું કંઇ દ્રવ્ય નથી, જીવતાં માણસો એ તારૂં ગૌરવ છે, અને તારૂં દર્શન એજ અમારૂં ખરૂં જીવન છે, એવું અમે સમજીએ એમ કર. ધન કે વર્ગથી અમે દબાઇ જઇએ નહિ, તેમ રૂઢી કે પ્રસંગ યોગ્યતાના બહાનાથી ખોટે માર્ગે દોરવાઈએ નહિ. વળી જગતની સંપત્તિ અને મોટાઈથી માર્ગભ્રષ્ટ થઈએ નહિ, એવું તું કર. ન્યાયીપણા અને સત્યના તારા માર્ગમાં તું અમને દૃઢ રાખ." આમેન

દેવના નગરને વાસ્તે પ્રાર્થનાઓ.

## આઠમું અઠવાડિયું, છઠ્ઠો દિવસ.

"છેલ્લા કાળમાં યહોવાહના મંદિરનો પર્વત પહાડોનાં શિખરો પર સ્થાપન થશે, ને ડુંગરો કરતાં તેને ઉંચો કરવામાં આવશે; અને સર્વ પ્રજાઓ તેમાં પ્રવાહની પેઠે પ્રવેશ કરશે. ઘણા લોકો જઇને કહેશે, ચાલો,

આપણે યહોવાહના પર્વત પાસે, યાકૂબના દેવના મંદિર પાસે, ચઢી જઇએ ; તે આપણને તેના માર્ગ શિખવશે, અને આપણે તેના રસ્તામાં ચાલીશું ; કેમકે નિયમશાસ્ત્ર સિયોનમાંથી ને યહોવાહનાં વચન યરૂશાલેમમાંથી નીકળશે. તે વિદેશીઓમાં ઇન્સાફ કરશે ; તે ઘણા લોકોનો ફેંસલો કરશે, અને તેઓ પોતાની તરવારોને ટીપીને કોશો, અને પોતાના ભાલાઓનાં ધારિયાં બનાવશે ; પ્રજાઓ એકબીજાની વિરૂદ્ધ તરવાર ઉગામશે નહિ, અને તેઓ ફરીથી યુદ્ધકળા શીખશે નહિ." યશા. ૨ ; ૨-૪.

યશાયાહ પ્રબોધકે અહીં જે આશા દર્શાવી છે તે જો પૂરી કરવી હોય તો સહકારી જવાબદારી રાષ્ટ્રિય મર્યાદાથી પણ આગળ જવી જોઇએ. જુનો યુગ હજુ પણ કહે છે કે, યુદ્ધ તો થવુંજ જોઇએ ; નવો યુગ બૂમ પાડીને કહે છે કે, યુદ્ધ કંઈ અનિવાર્ય વસ્તુ નથી, જેમ ગુલામી બંધ થઈ તેમ યુદ્ધ પણ બંધ થઈ શકે છે. જુનો યુગ કહે છે કે, રાજ્યને સત્તા છે, પણ તેને માથે કંઇ જવાબદારી નથી ; નવો યુગ તેના જવાબમાં કહે છે કે, રાજ્ય માણસના જેટલુંજ ખ્રીસ્તનું અનુયાયી થઇ શકે છે. જુનો યુગ કહે છે કે, સર્વ રાષ્ટ્રોએ એકબીજા વિરૂદ્ધ યુદ્ધને માટે તૈયાર રહેવું જોઇએ ; નવો યુગ કહે છે કે, જગતની શાન્તિ જાળવવાને માટે સહુ રાષ્ટ્રોએ હળીમળીને કામ કરવું જોઇએ. ખ્રીસ્ત અને શેતાન એ બેમાંથી કોને પસંદ કરવો, એ ખરા ખ્રીસ્તીનું મોટામાં મોટું કાર્ય છે. પૃથ્વી પર કોઈ પણ વસ્તુ તેના મૂળમાં, હેતુઓમાં, રીતમાં અને પરિણામમાં ખ્રીસ્તી જીવનનો સૌથી વિશેષ વિરોધી હોય તો તે યુદ્ધ છે ; પણ માત્ર વ્યક્તિગત સેવાથી એ દૂર કરી શકાતુ નથી. એને માટે તો સર્વ રાષ્ટ્રોએ સાથે મળીને કામ કર્યા વિના ચાલે તેમ નથી, અને એ રાષ્ટ્રોના સહકારને ફતેહ મળે માટે વિસ્તૃત, દૃઢ, ડહાપણભર્યા અને આતુર જાહેરભાવની ખાસ જરૂર છે !

## પ્રાર્થના.

"ઓ સર્વશક્તિમાન પ્રભુ, તું પૃથ્વી ઉપરનાં સર્વ માણસોનો પિતા છે ; અમે તને અમારા ખરા અંતઃકરણથી વિનંતી કરીએ છીએ કે, તું તારાં બાળકોને યુદ્ધના ઘાતકીપણામાંથી દૂર રાખ, અને સર્વ પ્રજાઓને શાંતિના માર્ગમાં લઈ જા. મંડળીમાંથી તેમજ રાજ્યમાંથી સર્વ વિખવાદ અને ગેરસમજને દૂર કરવાનું તું અમને શિખવ કે, અમે માણસના દીકરા ઇસુ ખ્રીસ્તના સર્વ બંધુઓ સાથે એક થઈ માણસજાતની એક મંડળી બની તારી પાસે આવીએ, અને શાંતિનો સરદાર ખ્રીસ્ત, જે પવિત્ર આત્માની એકતામાં તારી સાથે યુગાનયુગ જીવે છે અને રાજ કરે છે, તેના સમાગમમાં સદા રહીએ. આમેન."

પર્સી ડીમેર.

## આઠમું અઠવાડિયું, સાતમો દિવસ.

એડિનબરો પરિષદના રિપોર્ટના નીચલા ફકરાનો વિચાર કરો.

"આફ્રિકામાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવો એનો અર્થ એમ નથી કે તેમની અત્યારની સામાજીક સ્થિતિમાં તેમને સુવર્તમાનનો ઉપદેશ કરવો, પણ એથી કંઇક વિશેષ છે. એનો અર્થ એમ છે કે, ત્યાં કેળવણી, ઉંચા પ્રકારની ખેતી, વ્યાપાર ઉદ્યોગ, ખ્રીસ્તી લગ્ન અને જાનમાલની પવિત્રતાનું ભાન વગેરે દાખલ કરવાં જોઈએ. ત્યાં જે લોકો ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવા ઇચ્છતા હોય તેમનું કામ તો ત્યાં એક ઘણા ઉંચા પ્રકારની ખરી ખ્રીસ્તી સંસ્કૃતિ દાખલ કરવાનું છે."

આની મતલબ એ છે કે, જે કંઇ ભુંડું અત્યાર સુધીમાં થઈ ચુકેલું છે, તેનોજ ઈલાજ કરીને તેનેજ દૂર કરવાથી ખ્રીસ્તી ધર્મને સંતોષ મળી શકતો નથી. તેનું કામ તો સામાજીક જીવન નવા પાયાથી રચવાનું છે, કે જેથી અનર્થનું કે ભુંડાઇનું મૂળજ દૂર થાય. આ કામ કરવામાં વ્યક્તિગત સેવા કેટલી બધી અધુરી છે અને સહકારથી કેટલું બધું વધારે કામ કરી શકાય છે, તે બરાબર માલમ પડશે. પાપનું રમખાણ એટલે બિમારી, ગરીબાઈ અને સામાજીક અન્યાય વગેરેને આપણી અંગત સેવા કોઈ કોઇ વાર મટાડી શકે ખરી, પણ તેનાં મૂળ દૂર કરવાં એ તો સામાજીક કે એકત્રિત સહકારથીજ થઈ શકે છે. હિન્દુસ્તાનમાં દુકાળ પડે ત્યારે દુકાળના ભોગ થઇ ગએલાને અન્ન વગેરે આપવું એ સારૂં છે; પણ નહેર વતી જમીનને પાણી પાતાં તથા વૈજ્ઞાનિક રીતે ખેતીવાડી કરતાં તેમને શિખવવું, કે જેથી દુકાળ નડેજ નહિ, એ તેથી વધારે ઉત્તમ છે. આપણા સમાજમાં, કે આપણા દેશમાં, દુનિયામાં સામાજીક અનર્થો દૂર કરવા માટે જે કંઈ મોટી હિલચાલો થાય છે તેમાં આપણે આપણી મહેનતનો કે વગનો કે આપણા પૈસા વગેરેનો કેટલો ફાળો આપીએ છીએ, એ પ્રશ્ન આપણે સહુએ પોતાને કરવો ઘટે છે.

"યહોવાહનું વચન મારી પાસે આવ્યું કે, હે મનુષ્યપુત્ર, ઇસ્રાએલના પાળકોની વિરૂદ્ધ પ્રબોધ કર, પ્રબોધ કરીને તેમને, હા, તે પાળકોને, કહે કે, પ્રભુ યહોવાહ કહે છે કે, ઇસ્રાએલના પાળકોને અફસોસ, કેમકે તેઓ માત્ર પોતાનું પોષણ કરે છે! શું પાળકોએ ઘેટાંનું પોષણ ન કરવુ જોઇએ! તમે મેદ ખાઓ છો, તમે ઉનનાં વસ્ત્ર પહેરો છો, તમે માતેલાંને કાપો છો, પણ તમે ઘેટાંનું પોષણ કરતા નથી. તમે રોગિષ્ટને બળવાન કર્યું નથી, તમે માંદાને સાજું કર્યુ નથી, જેનું હાડકું ભાંગ્યું હોય તેને તમે પાટો બાંધ્યો નથી, હાંકી મૂકેલાને તમે પાછું લાવ્યા નથી, ને ખોવાઇ ગએલાને તમે શોધ્યું નથી; પણ જબરદસ્તીથી અને સખ્તાઇથી તમે તેમના પર સત્તા ચલાવી છે. પાળક ન હોવાથી તેઓ વિખેરાઇ ગયાં; ને

વિખેરાઇ જવાથી તેઓ સર્વે જંગલી જનાવરોનું ભક્ષ થઇ પડ્યાં. મારાં ઘેટાં સર્વ પર્વતો પર તથા દરેક ઉંચા ડુંગર પર ભટકતાં ફર્યાં; હા, મારાં ઘેટાં આખી પૃથ્વીના પૃષ્ઠ પર વિખેરાઇ ગયાં; ને [તેમને] ખોળનાર કે શોધનાર કોઇ નહોતું.

"એ માટે, હે પાળકો, તમે યહોવાહનું વચન સાંભળો: પ્રભુ યહોવાહ કહે છે કે, મારા જીવના સમ કે નક્કી મારાં ઘેટાં શિકાર થઇ પડ્યાં છે, ને મારાં ઘેટાં સર્વ જંગલી જનાવરોનું ભક્ષ થઇ પડ્યાં છે, કેમકે કોઇ પાળક નહોતો, તેમજ મારા પાળકોએ મારાં ઘેટાંની શોધ કીધી નહિ, પણ તેઓએ મારાં ઘેટાંનું પોષણ ન કરતાં પોતાનું પોષણ કીધું; એ માટે, હે પાળકો, યહોવાહનું વચન સાંભળો; પ્રભુ યહોવાહ કહે છે કે, જુઓ, હું પાળકોની વિરૂદ્ધ છું; હું મારાં ઘેટાં વિષે તેમની પાસેથી હિસાબ લઇશ, મારાં ઘેટાંને પાળવાનું કામ તેઓની પાસેથી લઇ લઇશ; ત્યાર પછી પાળકો પોતાનું પોષણ કરવા પામશે નહિ; ને હું મારાં ઘેટાંને તેમના મોંમાંથી છોડાવીને તેઓને તેમનું ભક્ષ થવા દઇશ નહિ." હઝ. ૩૪; ૧-૧૦.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, શાંતિ અને ન્યાયીપણાના સુવર્ણ નગરનું જે સ્વપ્ન માણસજાતના પ્રબોધકોને હમેશ આવ્યું છે, તેને માટે અમે તારી સ્તુતિ કરીએ છીએ, અને જે દર્શન આટલા બધા વખતથી વ્યર્થ લાગતું હતું તેને વાસ્તવિકતાનું રૂપ આપી શકે એવાં સ્વાતંત્ર્ય, જ્ઞાન અને શક્તિ પર આખરે લોકોએ વિજય મેળવ્યો છે, માટે અમે અકથ્ય આનંદથી હરખાઇએ છીએ. માણસજાતના જે વીરપુરૂષોએ પોતાનું લોહી રેડીને પ્રજાસત્તાક રાજ્યનો પાયો નાખ્યો છે, તેમનું કામ અમે ચાલુ રાખીએ અને પૂર્ણ કરીએ, અને અમારૂં રાજ્ય ખરી રીતે પ્રજાનું થઇ રહે તેવો આશીર્વાદ દે. અમે તારી પાસે નમ્ર ભાવે પ્રાર્થના કરીએ છીએ કે, તું અમને એવો દિવસ દેખાડ કે, સર્વ માણસો સમાન થાય, અને ખરૂં સ્વાતંત્ર્ય પામી સૌની પરસ્પર સેવા કરે, અને તું જે સૌનો પિતા છે, તેની આનંદથી આરાધના કરે."

વૉલ્ટર રૌશેનબુશ.

## અઠવાડિયાનું વિવેચન.

૧. અત્યાર સુધીનો સેવા વિષેનો આપણો વિચાર મોટે ભાગે એક વ્યક્તિની બીજી પ્રત્યે ઉપયોગિતાના પ્રદેશમાં રહ્યો છે. પણ સેવામય જીવનના ઉંચામાં ઉંચાં સ્વરૂપો તો, હું **તમારે** માટે કંઈ ઉપયોગી સેવા કરૂં તેમાં નથી, પણ

આપણે સર્વે અરસપરસ સમાગમમાં એકઠાં મળીને આપણું કલ્યાણ સાધી લઈએ તેમાં છે. સૌથી વિશેષ પ્રેમમય અને ઉપયોગી સેવા તો સહકારમાં દેખાય છે. એક આંધળી માએ પોતાના પુત્રને વખાણતાં કહ્યું હતું કે, "એની ખરી સેવા તો એ મારે માટે જે બધું કરે છે તેમાં નથી, પણ એ બધું એવું ગોઠવે છે કે, અમે બન્ને મળીને કામો કરી શકીએ છીએ તેમાં છે."

આવી જાતના ભાગિયાપણામાં કે સહકારમાં જે પરસ્પર વફાદારી રહેલી છે તેમાંજ આપણામાંના ઘણાખરાને સૌથી ઉત્તમ સંતોષ મળે છે. એ વાત ખરી છે કે, કેટલાક માણસોને તો એકાંતમાંજ કામ કરવાનું સુગમ પડે છે. ન્યુટને ચદ્રના સંબંધમાં કેટલીક વાતનું નિરાકરણ કર્યા પછી તેના સંબંધમાં એક પુસ્તક લખ્યું. અને તેમાં પોતાનું નામ પ્રસિદ્ધ નહિ કરવાનો નિશ્ચય કર્યો; અને તેમ કરવાનું કારણ આપતાં કહ્યું કે, "કદાપિ એમ કરવાથી મારા ઓળખીતાઓની સંખ્યા વધી જાય, અને એમ થાય એવું હું માગતો નથી." આવું એકાંત જીવન અને કાર્ય તેના જેવા મોટા પ્રતિભાશાળી પુરૂષોનેજ યોગ્ય છે. આપણામાંના ઘણાખરા માણસોના સમાગમમાં રહેવા માટે સૃજાયા છે, અને તેમના વિના આપણે પાણી વિનાની માછલી જેવા થઇ જઇએ છીએ. એક છોકરાને એકાંત રહેવું પડતું હતું તેથી તેણે કંટાળીને તેની માને એક વખત કહ્યું કે, "મા, હું બે નાનાં કુરકુરિયાં થયો હોત તો કેટલું સારૂં! તો અમે બરાબર રમત તો ખરા!" જ્યારે માણસો ભાષાના અભાવે કંઠ અને ઇશારતથી એક બીજાની સાથે વાતો કરતા હતા ત્યારથી તે આજ સુધી માણસના ભાષાના જ્ઞાનમાં આટલો બધો વધારો થયો છે. એનું કારણ જો આપણે બરાબર તપાસીશું તો આપણને માલમ પડશે કે, આખી માણસજાત પોતાના સામાન્ય હેતુઓ પૂરા કરવા માટે એકત્ર વિચાર કરવા અને કાર્ય કરવા ઇચ્છે છે. માણસમાં ભલે સૌથી સબળ ભાવના સ્વરક્ષણની હોય, પણ તેની સાથેજ બીજાની સાથે રહેવાની ભાવના પણ રહેલી છે. ગેટે નામનો જર્મન મહાકવિ કહે છે કે, "આખી માણસજાત મળીને ખરો માણસ બને છે, અને જ્યારે કોઇ વ્યક્તિ સર્વમાં પોતાને જુએ છે અને અનુભવે છે ત્યારેજ તે ખરી રીતે આનંદી અને સુખી થાય છે."

સર્વ જીવનમાં સહકારની જરૂર એટલી ઉંડી રહેલી છે કે, તે આ પૃથ્વી પર માણસ આવ્યા પહેલાં દેખાય છે. નીચામાં નીચાં પ્રાણીઓ આવું કહેતાં હોય એમ દેખાય છે: "આપણ સૌને માટે ખોરાક પૂરતો નથી; કાંતો હું ખાઉં ને કાંતો તું ખા. આપણે કુદરતી રીતેજ દુશ્મનો છીએ. આવી સ્થિતિમાં આપણી વચ્ચે વિરોધ રહેવોજ જોઈએ." પણ સહેજ ઉંચે ચઢતાં આપણે બીજા પ્રકારની સ્થિતિ જોઈએ છીએ. ત્યાં આગલો વિરોધ ધીમે ધીમે દૂર થાય છે, અને એક બીજા વચ્ચે વધતો જતો સહકાર દેખાય છે. આથીજ કીડીઓ, મધમાખીઓ, પંખીઓ વગેરે પોતપોતાની જાત સાથે ટોળાબંધ થઈને પોતાનું કાર્ય કરે છે.

હવે જે સ્થિતિની શરૂઆત આવી રીતે પ્રાણીઓમાં થાય છે તે માણસમાં આગળ વધતી રહે છે. સંસ્કૃતિનો અર્થજ એ છે કે, માણસો સાથે મળીને કામ કરે, અને જેમ સંસ્કૃતિ ઉંચી તેમ સહકાર વધારે. જ્યારથી માણસ આ પૃથ્વી પર રહેવા લાગ્યાં, એટલે કુટુંબની શરૂઆત થઈ, ત્યારથી તે આજના વખતના રાષ્ટ્રસંઘ, જેમાં જુદા જુદા દેશના લોકો એક થઈ આખી મનુષ્યજાતનું કલ્યાણ કરવાનો પ્રયત્ન કરે છે ત્યાં સુધી, જે કંઈ મોટા ફેરફારો થયા છે, તે સહકારના વધતા ઓછા પ્રમાણના સંબંધમાં છે. વળી આપણું આજનું જીવન એવી રીતે ગુંથાયલું છે કે સર્વે જાતિ, વર્ણ અને દેશના માણસો પરસ્પર આધાર રાખે છે, અને આખા જગતમાં સહકારનો પ્રશ્ન, એ સૌથી મોટો પ્રશ્ન થઇ પડયો છે.

આથી કરીને કોઇ એક વ્યક્તિ બીજી વ્યક્તિને ગમે તેવી રીતે ઉપયોગી થાય. પણ તેથી સેવામાં રહેલો પુરો અર્થ થઈ જતો નથી. કોઇ એક માણસ ગમે તેવો ભલો હોય, પણ તેના એકલાની સેવા, એ કોઇ આખા ગામના લોકોને એક માણસ કુવામાંથી પાણી કાઢીને પાવાનો પ્રયત્ન કરે તેના જેવું છે. એ કામ જેમ એક માણસથી થઇ શકતું નથી તેમ આ પણ થઈ શકતું નથી. આખા ગામને પાણી પાવું હોય તો સહુ કોઇએ સાથે મળીને પાણી લાવવાનો બંદોબસ્ત કરવો જોઇએ. કોઇ બે દેશના લોકો લડતા હોય અને તે વખતે આ બન્ને દેશની એકેક વ્યક્તિ પરસ્પર પ્રેમભાવ રાખે તો તેથી શું વળે ! એ ઠીક છે, પણ તેમનું કર્તવ્ય તો એજ છે કે, તેમણે પોતાના દેશમાં યુદ્ધ કરવાની વિરૂદ્ધ ભાવ ઉત્પન્ન કરવો જોઇએ, અને એવો ભાવ આવે ત્યારે તેના ઉપર એ બે દેશોની પરસ્પર સુલેહ રચવી જોઇએ. આવી રીતે છેક નાનાં કાર્યોથી તે મહાન કાર્યો સુધી માણસજાતની મોટામાં મોટી જરૂરિયાત માત્ર વ્યક્તિગત સેવાથી પુરી પાડી શકાતી નથી.

૨. માનવીય સંબંધોને લગતા આ મુખ્ય પ્રશ્નનું ખ્રીસ્તી ધર્મ પ્રમાણેનું ઉત્તમમાં ઉત્તમ નિરાકરણ પાઉલે કોરીંથીઓને લખેલા પહેલા પત્રના બારમા અને તેરમા અધ્યાયમાં કર્યું છે. બારમા અધ્યાયમાં માનવીય જીવનનું સહકારવાળું ઐક્ય ખ્રીસ્તી મંડળીના રૂપમાં દર્શાવવામાં આવ્યું છે, અને તેને ઘણા અવયવોવાળા એક શરીરની ઉપમા આપવામાં આવી છે. ભાથામાં જેમ બાણો છુટાં છુટાં અને અસંબંધ હોય છે, તેવી દૃષ્ટિથી પાઉલ મનુષ્યજાત તરફ જોતો નથી, પણ એકજ શરીરમાં જેમ હાથ, પગ, આંખ, કાન વગેરે એકત્ર થઇ રહ્યાં છે અને પરસ્પર આધાર રાખે છે તેમ તેમને જુએ છે. માનવીય સમાજનું આવું આબેહુબ અને આવશ્યક સહકારવાળું ચિત્ર બતાવીને, તે તેના તેરમા અધ્યાયમાં પ્રેમરૂપ સર્વોત્તમ અને જરૂરની બક્ષીસની સ્તુતિ કરે છે. તેરમા અધ્યાયને બારમા અધ્યાયની સાથે માત્ર નામનો નહિ, પણ ઝાડ અને તેના ફળને જેવો સંબંધ છે તેવો સંબંધ છે. આપણે સહુ સહકાર્ય કરતાં એકબીજાના અંગરૂપ છીએ, એ મૂળ સત્ય પાઉલે જોયું, અને એ બધા અંગને એકત્ર રાખવાને જે વસ્તુ પ્રથમ જરૂરની છે તે તેણે બતાવ્યું.

બારમા અધ્યાયમાં જીવન વિષે જે સિદ્ધાંત દર્શાવવામાં આવ્યો છે, તેનો ઉપસિદ્ધાંત તેરમા અધ્યાયમાં દર્શાવવામાં આવેલો પ્રેમજ હોઈ શકે.

આપણે સહુ સમાજરૂપી એક શરીરમાં જીવંત સંબંધથી જોડાએલા અંગ છીએ, એ વાત બરાબર સમજવી અને અનુભવવી એ ખ્રીસ્તી પ્રેમનું રહસ્ય સમજવામાં પ્રથમ પગથિયું છે. જેમ ગ્રહોમાં મધ્યોત્સારી અને મધ્યાભિગામી, એટલે કેન્દ્રથી દૂર જતી અને કેન્દ્ર તરફ જતી એવી બે ગતિ છે, તેમ આપણા જીવનમાં પણ બે પ્રકારની ગતિ છે. આમાંની પહેલી આપણને બીજા માણસોથી દૂર લઇ જાય છે અને આપણા વ્યક્તિગત્ ભાવને ઉત્તેજીત કરે છે. બીજી આપણને બીજા મનુષ્યો પ્રત્યે લઈ જાય છે, આપણને કુટુંબોમાં જોડે છે, મિત્રોની સાથે એકત્ર કરે છે, અને સમાજ, રાષ્ટ્ર વગેરે રચે છે. આ બન્ને ગતિ મનુષ્યજીવનમાં છે, અને બન્ને ગતિની મનુષ્યજીવનને જરૂર છે, પણ તેમાંની સમાજ પ્રત્યે લઈ જનારી ગતિ વધારે જરૂરની છે. પાઉલ કહે છે કે, આપણે છુટી છુટી વ્યક્તિઓ નથી; આપણે પ્રથમ તો સમાજરૂપી શરીરના વિધવિધ અંગ છીએ, અને સમાજ સિવાય આપણું જીવન કશું નથી. આથી કરીને જીવનનો પહેલો સિદ્ધાંત સ્વાર્થ નહિ, પણ પ્રેમ છે.

આ વાત ખરી છે, એ આપણે ઘણી રીતે જોઇ શકીએ છીએ. આપણા પોતાના જીવનનું મૂળ તપાસતાં આપણને તે માલમ પડે છે. ધારો કે આપણે જન્મીને તરત કોઇ એવી જગામાં મુકવામાં આવ્યા હોઈએ, કે જ્યાં આપણને કૌટુંબિક, સામાજિક કે રાષ્ટ્રિય ભાવના કે જીવન શું છે તેની કશી ખબર પડે નહિ, અને આપણે સાહિત્ય કે ધર્મનાં પુસ્તકો વગેરેમાંનું કશું વાંચ્યું કે જાણ્યું ન હોય, તો પછી આપણી સ્થિતિ કેવી થાય! ત્યારે આપણે માણસ પણ કહેવાઇએ કે નહિ એ સવાલ છે. આપણી અવસ્થા કોઇ ઉંચી જાતના પ્રાણી જેવી થાય, અને આપણા જીવનમાં માનવીય જીવનનાં ઘણાંખરાં લક્ષણો દેખાયા વગરનાં રહે. આવી રીતે જે કોઇ માણસ પોતાના સામાજિક સંબંધોમાંથી બાતલ થાય છે તે ખરૂં જોતાં માણસ પણ રહેતો નથી.

હવે કોઇ માણસ તેને ભૂતકાળમાંથી જે લાભ મળેલા છે તે બધા કબૂલ રાખીને વર્તમાનકાળમાં માણસો સાથે તેનો કેવો સંબંધ છે તેનો વિચાર કરશે, તો તેને માલમ પડશે કે, જેમ ભૂતકાળમાંથી ઉતરી આવેલા જુદા જુદા લાભ સિવાય તેનું જીવન નહિ જેવું છે, તેમજ પોતાના સમકાલીન સમાજ સિવાય તેનું જીવન નહિ જેવું છે. પોતાનાં માબાપ, ભાઈબેન, સ્ત્રી, બાળકો, સગાંસંબંધીઓ, સ્નેહીઓ, પાડોસીઓ, દેશબંધુઓ વગેરેથીજ તેનું જીવન છે, અને જેટલો તેની ઓળખાણનો અને તેના સંબંધનો વિસ્તાર છે, તેટલું તેનું જીવન વધારે છે. કોઇ ઘણાજ ઘાડા વનમાં ઝાડનાં થડ જુદાં જુદાં હોય છે, પણ તેમની શાખાઓ અને ડાંખળીઓ ઉપર એકબીજીની સાથે જોડાઇને અને ગુંથાઈને રહેલી છે, તેમ આપણાં સહુનાં જીવન પરસ્પર જોડાએલાં અને ગુંથાએલાં છે.

આપણે આપણા જીવન વિષે જરા પણ વિચાર કરીશું તો આપણને માલમ પડશે કે પૃથ્વીના ચારે ખુણાએથી આપણી જરૂરિયાતોનાં અને આપણા સુખનાં સાધનો પુરાં પાડવામાં આવ્યાં છે. આપણને ઉઠતાંવેત ચા જોઇએ છે, જે લંકામાંથી કે એવાજ કોઈ બીજા દેશમાંથી આવે છે. ચામાં સાકર જોઇએ તે યુરોપમાંથી કે આફ્રિકામાંથી આવે છે. હજામત કરવા માટે અસ્ત્રો વગેરે જોઇએ, તે જર્મનીમાંથી કે અમેરિકામાંથી આવે છે. શાળાએ કે ઓફિસમાં જતાં ત્યાં પુસ્તકો કે પત્રો કે બીજી કંઈ વસ્તુઓદ્વારા આપણે પૃથ્વીના ચારે ખુણાઓની સાથે એક રીતે કે બીજી રીતે સંબંધમાં આવીએ છીએ. [અમેરિકામાં વર્ષાદ ઓછો થયો હોય તો આપણે ત્યાં રૂનો ભાવ વધવા લાગે છે, અને હજારો લોકો પૈસાવાળા થાય છે, અને ત્યાં ઘઉં કે રૂનો પાક સારો થયો હોય તો અહીં સટ્ટાવાળાઓ પાયમાલ થઇ જાય છે, અને તેનો ધક્કો સહુ કોઈને લાગે છે. આખી પૃથ્વી કેવી રીતે એક થઇ રહી છે તે આ છેલ્લા યુદ્ધમાં બરાબર દેખાયું હતું].

આથી કરીને આપણે ભૂતકાળમાં કે વર્તમાનકાળમાં જોઇએ, અથવા આપણી અંદર કે બહાર નજર કરીએ, તો આપણને માલમ પડશે કે, આપણે એકબીજાનાં અંગ છીએ. આપણે સમાજમાંથી ઉત્પન્ન થઇએ છીએ, સમાજમાં રહીએ છીએ, વસીએ છીએ અને સમાજથી જીવીએ છીએ. આપણે જે છીએ તે સમાજથીજ છીએ અને ઈશ્વરે આપણને સમાજના જીવ કર્યા છે. કોઇ કહે છે કે, "આપણું શરીર એ હવામાં રહેતી સ્થૂળ થએલી થોડીક હવા છે." આપણે આપણા જીવ વિષે એમ કહી શકીએ છીએ કે, "એ સમાજમાં રહે તો સમાજનો એક કટકો છે." જેમ જળ વિના માછલી રહી શકતી નથી, તેમ સમાજ વિના આપણે રહી શકતા નથી.

જો કોરીંથીઓને લખેલા પહેલા પત્રના બારમા અધ્યાયમાં આપેલો સિદ્ધાંત સાચો હોય તો તેરમો અધ્યાય અનિવાર્ય છે. જે પ્રકારે માનવીય જીવન ઘડાયું છે તે જોતાં, તેના મહા પ્રશ્નોનું નિરાકરણ માત્ર સહકાર્ય કરતા પ્રેમથીજ થાય છે. માણસ માણસ વચ્ચે ખરો સંબંધ બાંધવા માટે મૈત્રીના ભાવની જરૂર છે, અને એ હોય તોજ માણસ સાથે સાથે રહી શકે છે. પ્રીતિ કે મૈત્રીભાવ વગર આપણે બિલકુલ રહી શકતા નથી, અને એ સૌથી વિશેષ આવશ્યક વસ્તુ છે. એ સિવાય માનવીય જીવનના જુદા જુદા સંબંધોમાંનો એક પણ બાંધી શકાતો નથી.

૩. પ્રેમની સુવાર્તા માત્ર કલ્પના પર રચાઈ નથી, પણ અસલ સત્ય પર રચાઈ છે, એ વાત જાણીને ખ્રીસ્તના અનુયાયીને ઘણો આનંદ તથા લાભ થાય છે. પ્રેમ એ એક આદર્શ ભાવના અને શોભાની વસ્તુ છે એમ લોકો સાધારણ રીતે માને છે, અને એ જીવનની સંગીત રચના પર પ્રકાશિત રંગના હાથરૂપ છે, કે જે વિના જીવન અધુરૂં કહેવાય. જેમ "થાંભલાની ટોચો પર કમળનું કોતરકામ હતું, એમ થાંભલાનું કામ પુરૂં થયું." જીવનમાં સ્વાર્થ પણ હોય અને મહત્ત્વાકાંક્ષા પણ હોય અને સાથે સાથે પ્રેમનો ઢોળ પણ જોઈએ એમ લોકોનું માનવું છે. કોઇ

પુસ્તકમાં કે કાવ્યમાં આપણે પ્રેમ વિષે વાંચીએ છીએ, ત્યારે આપણે થોડે કે ઘણે અંશે પીગળીએ છીએ, પણ આપણી એ લાગણી ઘણીવાર પુસ્તક બંધ કરવાની સાથેજ દૂર થાય છે. પણ ખરો પ્રેમ આવી જાતની એક ક્ષણિક ભાવના કે લાગણી નથી. કોરીંથીઓના તેરમા અધ્યાયમાં આપવામાં આવેલું પ્રેમનું વર્ણન જે સત્ય જાણવામાં આવેલું છે તેને બરાબર લાગુ પડે છે. માણસજાતને આ પૃથ્વી પર યોગ્ય જીવન ગાળવા માટે એ સિવાય બીજો એકે રસ્તો નથી.

સહકાર્યવાળા પ્રેમની સુવાર્તા ખરા મનુષ્યજીવનના પાયા પર રચવામાં આવી છે, તે વાત ઇતિહાસ ઉપરથી સિદ્ધ થાય છે. માણસજાતે જે કંઇ પ્રગતિ કરી છે તે જીવનને હિંસામાંથી અહિંસાના પ્રદેશમાં લઇ જવામાં છે. પહેલાં જોરજુલમના પાયા પર કુટુંબ રચવામાં આવેલું હતું. માણસો પોતાની સ્ત્રીઓને પ્રેમથી વશ કરતા નહોતા, પણ પોતાના પરાક્રમથી તેઓ તેમને જીતી લાવતા, અને જોરજુલમથી તેમને વશ રાખતા. તે વખતે માબાપની બાળકો પર પ્રેમ રાખવાની ફરજ અવશ્ય ગણાતી નહોતી. માબાપની ઈચ્છા હોય તો તેઓ પોતાનાં બાળકોને જન્મતાંજ મારી નાખી શકતાં, અને તે મોટાં થતા તેમનું ફાવે તેમ કરતાં. વળી તે વખતે આવી જાતની બળજોરી યોગ્ય છે એમજ ગણાતું. આ આગલા કાળના કુટુંબની સ્થિતિ છે. આજે કુટુંબની શી સ્થિતિ છે તે આપણે જરા જોઈએ. આજે પુરૂષ અને સ્ત્રી પરસ્પર પ્રેમ કરી એક બીજાની કબુલાતથીજ લગ્ન કરે છે; અને બાળકો એ માત્ર પ્રેમને પાત્ર કુટુંબનાં અંગરૂપ ગણાય છે, અને તેમના પર કોઈ પણ જાતનો જોરજુલમ કરવો એક હીણપતનું કાર્ય ગણાય છે. આવી સામાજિક સ્થિતિમાં ઉછરેલો માણસ આગળના કાળના લોકોમાં જાય તો તેને બરોબર નવાઈજ લાગે, અને માણસો સ્ત્રી અને બાળકો પ્રત્યે આવા ક્રૂર થઇ શકે છે, એ જોઈને તેને ઘણું દુઃખ થાય; તેમજ પેલા માણસોને આ માણસ બાયલા જેવો અથવા પોચો લાગે. આનું કારણ એ છે કે કુટુંબમાંથી હિંસા અને બળજોરીનો ભાવ ઓછો થયો છે, અને અહિંસા અને પ્રેમનો ભાવ વધ્યો છે. આવું થાય ત્યારેજ કુટુંબ તેની ખરી સ્થિતિમાં આવ્યું કહેવાય, અને જે કોઇએ આવા કુટુંબનો અનુભવ કર્યો હોય તે આગળની સ્થિતિને તુચ્છ ગણી તેમાં પાછા જવાનું મન કરી શકતો નથી.

તેવીજ રીતે, આગળના કાળમાં અથવા તો લગભગ અત્યાર સુધી **શાળાનો** પાયો પણ બળજોરી પર રચાએલો હતો. "સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે રમઝમ" એ કહેવત લગભગ સર્વમાન્ય હતી. બાળકોનો સેહેજ પણ દોષ થતાં તેમને એવી રીતે માર મારવામાં આવતો કે, જે જોઇને આપણને કમકમાટ ઉપજે. હવે આજે શું થાય છે તે જોઇએ. આજે એવી એવી શાળાઓ થવા લાગી છે કે જેમાં બાળકો માત્ર આનંદ અને પ્રેમથી રમત કરતાં કરતાં શીખે છે, અને પોતે શિખવામાં શિક્ષકોની સાથે સહકાર્ય કરતાં જાય છે. આ શાળાઓમાં માર કે બળજોરી કે ભયનું જરા પણ સ્થાન નથી. આ બધું આગળના કાળના શિક્ષકને

ઘણુંજ વિચિત્ર લાગે એમાં જરા પણ શંકા નથી. પણ પરિણામથી એ સિદ્ધ થયું છે કે આવી રીતે શિક્ષણ આપવાથી બાળકોને ખરેખર ઘણો લાભ થાય છે અને તેમનું જીવન જુદાજ પ્રકારનું બને છે.

આગળ **ધર્મ** પણ બળજોરીને આધીન હતો. એ કાળમાં એવી માન્યતા હતી કે પ્રત્યેક માણસે ધર્મનું અમુક અમુક કાર્ય તો કરવુંજ જોઈએ, અને જો તે તે ન કરે તો તે સંઘ, કે સત્સંગ કે સંપ્રદાયની બહાર મૂકવામાં આવતો, અને આવી રીતે કોઇને સંઘની બહાર મૂકવો એ તે વખતની મોટામાં મોટી શિક્ષા ગણાતી. જેમ બીજા બધા દેશના ઈતિહાસમાં આવું જોવામાં આવે છે, તેમ ખ્રીસ્તી ધર્મના ઈતિહાસમાં પણ તે જોવામાં આવે છે. ચાર પાંચ સૈકાંઓ પહેલાં યુરોપમાં માણસો મંડળીના શાસનને આધીન રહે તેને માટે સર્વ પ્રકારના ઉપાયો લેવામાં આવતા, અને તેમાંના કેટલાક તો એટલા ભયંકર હતા કે જેનું વર્ણન વાંચીને આપણને આજે પણ ત્રાસ છુટે. કેટલીક વાર ધર્મોપદેશકો પોતે જેઓને પાખંડી માનતા હોય એવા પાખંડીઓને તેમનો પાખંડમત છોડાવવા માટે એવી ભયંકર અને ત્રાસદાયક રીતે રીબવતા કે તેમના પોતાના કાળા વાળ એ દુઃખ જોઇને બે ચાર કલાકમાં સફેદ થઈ જતા. ધર્મની માન્યતા એ બળજોરીથી મનાવી શકાય નહિ, અથવા ધોકે મારીને ધર્મ કરાવાય નહિ એ સુત્ર તેઓ કેમ જાણે જાણતાજ ન હોય એમ આપણને અત્યારે લાગે છે. બીજાની માન્યતા માટે સહિષ્ણુતા રાખવી એ આપણા પોતાના મતને આપણે પોતે બરાબર ન માનતા હોઈએ એમ ગણાતું હતું. અમુક જાતની માન્યતા માટે યુરોપમાં તેમજ બીજા દેશોમાં દેહાંતદંડની શિક્ષા કરતાં લોકો અચકાયા નથી. અને ખુદ ઇંગ્લાંડમાં ઇ. સ. ૧૬૪૮માં એક કાયદો એવો પસાર થયો હતો કે જેને લઇને ધર્મસિદ્ધાંતમાં કોઈ અમુક અમુક માન્યતા ન ધરાવતો હોય તો તેને મોતની શિક્ષા કરવામાં આવતી. પણ આ બધામાં કાળ જતાં મોટો ફેરફાર થઇ ગયો છે, અને જેમ કુટુંબ અને શાળા તેમજ ધર્મ પણ બળજોરીના પ્રદેશમાંથી બહાર લાવવામાં આવ્યો છે, અને પ્રેમના અને સહકારના પ્રદેશમાં લઈ જવામાં આવ્યા છે.

મનુષ્યજીવનની બધી પ્રગતિ આવી રીતે જીવનના અમુક અમુક પ્રદેશને બળજોરીમાંથી કાઢી લઈ સહકાર્યવાળા પ્રેમના રાજ્યમાં લઈ જવામાં રહેલી છે. **સ્થાનિક રાજ્યમાં** પણ આપણે તેવુંજ જોઈએ છીએ. આગળ જાતિ જાતિ પરસ્પર લડતી હતી, અને તેમ કરવું એ કુળનું અથવા જાતિનું ભુષણ ગણાતું હતું. આજે તે સ્થિતિ ઘણે મોટે ભાગે દૂર થઈ છે, અને જે લોકો તે પ્રમાણે વર્તે છે તે જંગલી ગણાય છે. દેશમાં શાંતિ ફેલાયલી રહેવી જોઈએ, જાનમાલ અને સ્ત્રીની આબરૂની સલામતી હોવી જોઈએ, અને માણસો માણસો વચ્ચેના કજીઆની પતાવટ પરસ્પર યુદ્ધથી નહિ પણ દેશના ધારાધોરણ અને કાયદાકાનુનથી થવી જોઇએ, એ તો આજે એક સાધારણ વાત થઈ પડી છે. કોઈ પણ સુધરેલા દેશમાં આટલું તો હોવુંજ જોઇએ અને જો તે ન હોય તો તે દેશ સુધરેલો ગણાતો નથી.

વળી આ એક દેશના માણસો વચ્ચે જે સંબંધ સ્થાપવામાં આવ્યો છે, તેવો સંબંધ જુદા જુદા દેશો વચ્ચે જોઈએ એવો દાવો આજે ઘણા લોકો કરવા લાગ્યા છે, અને તે વાજબી છે એવું સહુ કોઈ સમજે છે. રાજકીય પ્રદેશમાં માણસજાતની જે પ્રગતિ થઇ છે તે, રાજા કરતાં પ્રજા મોટી છે, અને પ્રજા કરતાં પ્રજાઓનો સંઘ મોટો છે, અને તે બધા કરતાં આખી મનુષ્યજાત મોટી છે, એ માન્યતાના વધતા જતા ભાનમાં છે. પણ આ માન્યતાનું મૂળ આ વાતમાં છે કે, સહકારવાળો પ્રેમ એ મનુષ્યજીવનનું મુખ્ય રહસ્ય છે.

આવી રીતે કુટુંબમાં, શાળામાં, મંડળીમાં, પાડોસમાં, રાજ્યમાં અને માણસજાતના મહા સામ્રાજ્યમાં, સર્વ પ્રગતિ બળજેરી અને હિંસાને બદલે સહકારવાળી પ્રીતિ અને અહિંસા દાખલ કરવામાં છે. માણસજાતના સામાજિક જીવનનો ઉદ્ધાર આ વાતમાં છે. વ્યક્તિ વ્યક્તિ વચ્ચે, કુટુંબ કુટુંબ વચ્ચે, જાતિ જાતિ વચ્ચે, દેશ દેશ વચ્ચે અને ધર્મ ધર્મ વચ્ચે જેમ જેમ પ્રીતિવાળો સહકાર વધતો જશે, તેમ તેમ શાંતિ અને આનંદ વધતાં જશે અને માણસજાત જુદાજ પ્રકારની થશે. આવો સહકાર કરવાને ઘણા પ્રયોગો કરવા પડશે, ભૂલો પણ થશે, મોટાં મોટાં વિઘ્નો પણ નડશે, અને એવા પણ કેટલાક દુરાગ્રહી, દુર્બુદ્ધિવાળા અને દુષ્ટ માણસો દેખાશે કે જેઓના પર બળજોરી કરવી પડે. પણ આ વાત તો નિ:શંક છે કે, માણસજાતનો મોટો ભાગ બળજોરી કરતાં સહકાર વધારે અંશે માનનારો છે, અને અધિકાધિક સહકાર કરવાને તૈયાર છે.

૪. કોઈ માણસ આવા ઉંચા પ્રકારનો સહકાર કરવાનું માથે લે તો પછી તેને સહિષ્ણુતા, ધીરજ, નિ:સ્વાર્થ, વિશ્વાસ, હિમ્મત, ન્યાયબુદ્ધિ, અને ઉદારતા વગેરે ચારિત્ર્યના ઉંચા ગુણો પ્રાપ્ત કરવાની પ્રથમ જરૂર છે. પોતે એકલા બીજાને ઉપયોગી થવું એ ઘણા માણસોને આવા સહકાર કરવા કરતાં ઘણું વધારે સહેલું લાગે છે. જ્યારે કોઇ માણસ એકલો એક વ્યક્તિ તરીકે બીજાને ઉપયોગી થઇ પડે છે ત્યારે એથી તેના મિથ્યાભિમાનને પોષણ મળે છે અને તે તેના મનમાં ફુલાય છે. કોઇએ કહ્યું છે કે, માણસને મોટામાં મોટી સુખની લાગણી, તેણે કોઈ ભલું કાર્ય ગુપ્ત રીતે કર્યું હોય અને તે અણધાર્યું જણાઈ આવે, ત્યારે થાય છે. તેવી રીતે કોઇ માણસ પોતાથી નીચેની પાયરીના માણસને કંઇ પણ મદદ કરે તો તેથી તેને અમુક પ્રકારનો આનંદ થાય છે, તેથી પોતાની મોટાઈ વધારે સિદ્ધ થાય છે, અને તેના ભાનથી તે મનમાં વધારે હરખાય છે. પણ ખરો સહકાર એ આપણી પાસે આપણા અહંકારનો ત્યાગ, બીજા આપણાથી વધારે સારા છે એવી માન્યતા, કોઈ કાર્યમાં પાછળ પડતો ભાગ લેવાની રાજીખુશી, અને પોતાને માન મળે છે કે નહિ તે વિષે બેપરવાઈ વગેરે ગુણો માગે છે. ખરી રીતે સહકાર કરવો એ આપણી પાસેથી એવી પ્રીતિ માગે છે કે, કે જે સહનશીલ તથા પરોપકારી છે, અદેખાઈ કરતી નથી, આપવડાઇ કરતી નથી, ફુલાઇ જતી નથી, અયોગ્ય રીતે વર્તતી નથી, ખિજવાતી નથી, અપકારને લેખવતી નથી, સઘળું ખમે છે, સઘળાની આશા રાખે છે, સઘળું ખરૂં માને છે, અને સઘળું સહન કરે છે.

વ્યક્તિગત્ સેવામાં પણ જો ખરી રીતે કાર્ય કરવું હોય તો સહકારના આવા વની જરૂર છે. કોઈએક મોટા મીલના માલિકે એક વખત પોતાની ઓફિસમાં તાના મજુરોમાંના એક દારૂડિયા યુવકને બોલાવ્યો. પેલો બિચારો બીનો બીતો ાં ગયો, કારણકે તેના મનમાં એમ ખાતરી હતી કે મારો શેઠ મને કાઢી મૂકશે. ત્રેએ લગભગ એક કલાક વાત કરી, અને તેમની વાતનો સાર આ પ્રમાણે છે: ઠે કહ્યું, "છોકરા, આપણે હવે દારૂ નથી પીવો, ખરૂંને?" છોકરાએ જવાબ ર્યો, "હા, સાહેબ, આપણે નથી પીવો." ત્યારે શેઠે કહ્યું, "ત્યારે હવે દર ઠવાડિયે આપણે આટલા પૈસા આપણા કુટુંબને મોકલવાના છે, ખરૂંને?" કરાએ કહ્યું, "હા, સાહેબ, આપણે નક્કી મોકલીશું." લોકોની સેવા કરવી તેમને માટે કંઈ કરવામાં નથી, પણ તેમની સાથે કામ કરવામાં છે, અને વાનો ખરો સાર તેમ કરવામાં છે.

વ્યક્તિગત સેવાના આવા સંબંધોને બાજુએ મૂકી આપણે પરોપકારનાં મોટાં ર્યોનો પ્રશ્ન વિચારીએ, ત્યારે પણ આ વાત સિદ્ધ થાય છે. ચાર્લ્સ કિંગ્સલે મના એક અંગ્રેજ લેખકે હક્સ્લી નામના વિજ્ઞાનશાસ્ત્રીને એક વખત એક વાત કહી ી, તે આ પ્રમાણે છે: તાર્તરીના કોઇ એક સરદાર પાસે બે મુલ્લાં આવ્યા, ને તેમાંના દરેકે તે સરદારને પોતાના દેવને માનવાનું કહ્યું. પહેલા મુલ્લાંએ કહ્યું "અરે ખાનસાહેબ, આપ મારા દેવને ભજો કારણકે તેણે સર્વ વસ્તુઓ સૃજી છે." જાએ કહ્યું, "નહિ, આપ મારા દેવને ભજો, કારણ કે તે એવો ડાહ્યો છે કે, સર્વ સ્તુઓ પોતાની મેળે ઉત્પન્ન થાય તેમ તે કરે છે." આ બેમાં અંતે બીજો મુલ્લાં ત્યા, અને તેનું કારણ એ હતું કે તેનો દેવ બહારથી કાર્ય કરતો નહોતો, પણ દરથી અને સામાનો સહકાર મેળવીને કાર્ય કરતો હતો. કોઇ કુટુંબમાં પિતા તાનાં બાળકોને પોતાના હુકમમાં રાખે, એ તે તેને મૈત્રીભાવથી વશ રાખે તેના તાં વધારે સહેલું છે, પણ પરિણામે તે પેલાના જેવું નથી. તેમજ કોઈ મીલમાં કારખાનામાં મજુરોને માટે ઔષધશાળા, નિશાળો વગેરે તેમના શેઠ કે માલિકો રફથી કાઢવામાં આવે એ ઠીક છે, પણ શેઠ અને મજુરો સાથે મળીને એવાં કાર્યો ં, એ વધારે ઉત્તમ છે. તેમજ કોઇ માણસ કે માણસો ગરીબ સ્થિતિમાં આવી યા હોય તેમને પૈસાનું દાન આપવું એ સારૂં છે, પણ તેમને એવી રીતે મદદ ાપવી કે તેઓ પોતાના પગ ઉપર પાછા ઉભા રહી શકે અને તેમને બીજાની દદની જરૂર ન રહે, એ વધારે સારૂં છે. કોઇ પણ ખરો માણસ બીજાના ઉપર મેશાં નભવા ઇચ્છતો નથી; તે બીજાની સહાયતા લે છે, પણ તે તેની સાથે હકાર કરીનેજ લે છે. પાઉલ કહે છે કે, "જો કે હું [કંગાલોનું] પોષણ કરવા રૂ મારી સર્વ સંપત્તિ આપી દઉં, પણ મારામાં પ્રીતિ ન હોય, તો મને કશો ભ નથી."

આપણા વ્યક્તિગત્ સંબંધોમાં, કુટુંબમાં, કારખાનાંમાં કે પરોપકારનાં કાર્યોમાં ામાં ઉંચી જાતની સેવા કરવાને માટે સહકારનો ભાવ એટલો બધો જરૂરનો છે,

તો પછી જો આપણે માણસજાતમાં ભ્રાતૃભાવ આણવાને માટે પ્રયત્ન કરવો હોય તો તેની કેટલી બધી જરૂર છે, એ વાતનો આપણે વિચાર કરવો ઘટે છે. કોઈ પણ ટુંકા દિલનો માણસ આવા ભ્રાતૃભાવનો અર્થ ખરી રીતે સમજી શકતો નથી. આ ભ્રાતૃભાવના પ્રચાર માટે વિશાળમાં વિશાળ અને ઉંચામાં ઉંચો સહકાર જોઇએ. માનવીય ભ્રાતૃભાવ હજુ સુધી પૂરેપૂરો આવી શકયો નથી, એનું ખરૂં કારણ માણસમાં રહેલા હિંસાના અને લોભના ભાવ નથી, પણ માણસનું ટુંકું દિલ છે. કુળ, જાતિ, વર્ણ, દેશ, ધર્મ વગેરેનો અહંકાર આપણા મનને સંકુચિત કરે છે, અને તેને પરિણામે આપણે બીજાની સાથે હળીમળી શકતા નથી. આ અહંકાર આપણા આત્મામાં એક ઘણા ઘાતક ઝેરનું કાર્ય કરે છે, અને તેનો નાશ કરે છે. આર્ય અનાર્યના ભેદ, કાળા ગોરાઓનો ભેદ, ખ્રીસ્તીઓ અને વિધર્મીઓનો ભેદ, મુસલમાન અને કાફરનો ભેદ, હિન્દુ અને મ્લેચ્છનો ભેદ, વગેરેએ માણસજાતમાં મોટી મોટી દિવાલો ઉભી કરી છે, અને માણસોને એકબીજાથી જુદાં પાડ્યાં છે. આ ભેદ અને તેમાં રહેલો અહંકાર માણસના મનને સંકુચિત કરવામાં સૌથી વધારે સહાયભૂત થાય છે, અને માણસજાતને એક કરવી હોય તો તે દૂર થવાજ જોઈએ. તેવીજ રીતે જુદા જુદા દેશના માણસો વચ્ચે જે ભેદ રહ્યા છે, અને જેને લીધે મોટાં મોટાં યુદ્ધો થાય છે, તે પણ દૂર થવા જોઇએ.

આનો અર્થ એમ નથી કે માણસોએ પોતાના દેશના માણસોને બીજાઓથી વધારે ચહાવા નહિ. જેમ આપણે આપણાં માબાપોને બીજા કરતાં વધારે ચાહીએ છીએ, તેમ આપણે આપણા દેશના માણસોને બીજા દેશના માણસો કરતાં વધારે ચહાવા જોઇએ. એ તો આપણી કુદરતી ફરજ છે, અને એ ફરજ આપણે પૂરી કરવી જોઇએ. આપણાં સગાંસંબંધીઓ અને દેશબંધુઓને ચાહવાની આપણી પ્રથમ ફરજ છે. જેમ સગાંસંબંધીઓ સાથે આપણે લોહીના સંબંધથી જોડાયા છીએ, તેમ આપણા દેશબંધુઓની સાથે, એક ભૂમિનાં આપણે સંતાન છીએ, એ વાતથી આપણે જોડાયા છીએ. આ કારણથી આપણે તેમને માટે આપણો પ્રાણ આપવો જોઇએ, અને તેમણે તેમનો પ્રાણ આપણે માટે આપવો જોઇએ. આ બધા વિશેષ સંબંધો છે, અને તેથી એ આપણી પાસે વિશેષ સેવા માગે છે.

પણ આપણાં માબાપ પ્રત્યે આપણો જે મોટો પ્રેમભાવ છે, તેનું પહેલું પરિણામ માબાપ પ્રત્યે સર્વ ઠેકાણે એવોજ પ્રેમભાવ આવે તેને માટે પ્રયત્ન કરવામાં આવવો જોઇએ. આપણાં માબાપ જેવાં આપણને વહાલાં હોય તેવાં સહુનાં માબાપ તેમને વહાલાં હોય એવું આપણે ઇચ્છવું જોઈએ, અને તે માટે પ્રયાસ પણ કરવો જોઇએ; એટલુંજ નહિ પણ આપણા મનમાં બીજાનાં માબાપ પ્રત્યે આપણાં માબાપ પ્રત્યે જેવો આપણો પ્રેમભાવ હોય છે તેવો ઉત્પન્ન થવો જોઇએ, અને કેટલીક વાર એમ થાય પણ છે. તેવીજ રીતે દેશદાઝના સંબંધમાં થવું જોઇએ. આપણને આપણો દેશ વહાલો હોય તેવોજ સૌને પોતાનો દેશ વહાલો થાય તેવું આપણે ઇચ્છવું જોઈએ, અને તેવો આપણે પ્રયત્ન કરવો જોઈએ. જેમ

કૌટુંબિક પ્રેમમાંથી આગળ વધીને આપણે દેશ માટેના પ્રેમમાં પ્રવેશ કરીએ છીએ, તેમ દેશદાઝથી આગળ વધીને આપણે માણસજાત માટેના પ્રેમમાં પ્રવેશ કરવાનો છે. પોતાના કુટુંબ કે દેશને માટે ભાવ એ બીજાના કુટુંબ અને દેશ પ્રત્યે અભાવ હોવો નજ જોઈએ. આપણામાં આપણા કુટુંબને માટે ખરો સદ્‌ભાવ હોય તો આપણા દેશબંધુઓ માટે પણ તે થોડા કે વધારે પ્રમાણમાં હોવો જોઈએ, અને જો દેશ માટે ખરો સદ્‌ભાવ હોય તો તે આખી મનુષ્યજાત પ્રત્યે થોડે કે ઘણે અંશે હોવો જોઇએ. આવું થઈ શકે માટે આપણા સ્વાર્થને દબાવી આપણે આપણામાં સહકારવાળો પ્રેમ વધારવો જોઈએ. જે કોઇને માણસજાતની ખરેખરી સેવા કરવી હોય તેની સૌથી પહેલી અને મોટી જરૂર એ છે કે, તેણે પોતાના દિલના આવા સંકોચને દૂર કરવો. દેશ દેશ વચ્ચેના, જાતિ જાતિ વચ્ચેના ભેદો અને વર્ણના ભેદો, તેમજ રૂઢી, રીતભાત અને ધર્મના ભેદો જે માણસજાતને છિન્નભિન્ન કરી રહ્યા છે, તે બધાને જેમ બને તેમ જલદીથી આપણે આપણા હૃદયમાંથી કાઢી નાખવા જોઇએ, અને તેમ કરીશું તોજ આપણે વિશ્વવ્યાપી સહકાર કરી શકીશું. ઘરમાં કે બહાર, કુટુંબમાં, પાડોસમાં, સગાંસંબંધીઓમાં, સ્નેહીઓમાં, દેશમાં અને આખી દુનિયામાં, આપણે 'હું' અને 'મારૂં' એ શબ્દોને બદલે 'આપણે' અને 'આપણું' કહેતાં શીખવું જોઈએ, અને જો આપણે એમ ન કરી શકીએ તો પછી આપણે ઇસુની સાથે "અમારા આકાશમાંના બાપ" એવી પ્રાર્થના કરવીજ ન જોઇએ.

# પ્રકરણ નવમું.

## સેવાનાં કેટલાંક નવાં રૂપો.

### રોજનાં વાંચન.

મિલ્ટન નામનો એક પ્રખ્યાત અંગ્રેજ કવિ કહે છે કે, "બાયબલમાં સત્યને વહેતા ઝરણની સાથે સરખાવવામાં આવેલું છે; એટલે તે જો હમેશાં ગતિ કરતું ન રહે તો તેમાં રૂઢી, પરંપરા, બાહ્યાચાર આદિ વસ્તુઓરૂપ મેલો કાદવ જામે છે. આ વાત વિચારને લાગુ પડે છે તેમજ આપણી કાર્ય કરવાની રીતને પણ લાગુ પડે છે. અત્યારે રેલગાડીના સમયમાં કોઇ ગાડે બેસી લાંબી મુસાફરી કરવાની ઈચ્છા કરે તો આપણે કહીએ કે તે ભૂલ કરે છે. તેમ સેવાની રીત અત્યારે કેટલીક રીતે જુદા પ્રકારની થઇ છે, છતાં તેનો લાભ ન લેવો, અથવા તેમાં હજુ આગળ ન વધવું એ ભૂલ કહેવાય. આ વાત કેટલે અંશે આજના જમાનામા આપણી સેવાને લાગુ પડે છે તેનો આપણે આ અઠવાડિયે વિચાર કરીએ.

**નવમું અઠવાડિયું, પહેલો દિવસ.**

"વિધવાઓની અને અનાથોની તેઓના દુઃખને વખતે મુલાકાત લેવી અને જગતથી પોતાને નિષ્કલંક રાખવો એજ દેવની, એટલે બાપની આગળ, શુદ્ધ તથા નિર્મળ ધાર્મિકતા છે." યાકૂબ ૧ ; ૨૭.

"પણ જેની પાસે આ જગતનું દ્રવ્ય હોય, ને પોતાના ભાઇને ગરજ છે એવું જોયા છતાં તેના પર તે દયા ન કરે, તો તેનામાં દેવની પ્રીતિ શી રીતે રહી શકે? બાળકો, આપણે શબ્દથી નહિ, અને જીભથી નહિ, પણ કૃત્યમાં તથા સત્યમાં પ્રીતિ કરીએ." ૧ યોહાન ૩ ; ૧૭, ૧૮.

ખ્રીસ્તી સેવા એ માણસોના આત્માને માટે કરવામાં આવતી માત્ર આત્મિક સેવાજ નથી, એ બરાબર જોવાની હજુ ઘણા માણસોને જરૂર છે. કેટલાક માણસો આ જીવનને ક્ષણિક અને નાશવંત સમજી તેનો બિલકુલ વિચાર કરતા નથી, અને તેમના બધા વિચાર પરલોકના સંબંધમાંજ કરવામાં આવે છે. યોગ્ય રીતે ખાવું, પીવું, પહેરવું કે રહેવું વગેરે બાબતોમાં તેમનું મન જરા પણ દોડતું નથી. આ જીવન આજ છે અને કાલ નથી માટે તેનો શા માટે વિચાર કરવો, એમ તેઓ સમજે છે. આપણો પરલોક કેમ સુધરે એજ વિચાર તેમને રહે છે. પણ એ વાત તો ચોકકસ છે કે આપણા આત્મિક જીવનને બહારના સંજોગો સાથે

થોડો કે ઘણો સંબંધ છે. જ્યારે માણસોને ખાવાપીવાનાં બરાબર સાધન ન હોય. તેઓ પૈસેટકે બહુ દુઃખી હોય, તેમનાં બાળકો ભૂખે મરતાં હોય અને મુશ્કેલીમાં હોય, ત્યારે તેઓ પરમાર્થ અને ધર્મ વગેરેનો યોગ્ય વિચાર કરી શકે છે કે નહિ, એ એક મોટો પ્રશ્ન છે. જેમ બહુ સુખી અવસ્થામાં માણસ ઈશ્વરને ભૂલી જાય છે, તેમ બહુ દુઃખી અવસ્થામાં પણ કેટલીક વાર કંટાળીને માણસનો વિશ્વાસ મંદ પડે છે. શરીર એ પણ આત્માના મોક્ષ પામવામાં એક સાધનભૂત વસ્તુ છે, એ આપણે ભૂલી જવું જોઇએ નહિ, અને તેટલે અંશે આપણે તેની સંભાળ લેવી જોઈએ.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, તું અમારાં હૃદયોમાં નિઃસ્વાર્થતાનો ભાવ રેડ, કે જ્યારે અમારો સુખનો પ્યાલો ઉભરાઈ જાય ત્યારે અમે તે અમારા બંધુઓની સાથે વહેંચી લઇએ. ઓ પ્રેમના પ્રભુ, તું તારા સુરજને ભુંડા તથા ભલા પર ઉગાવે છે, અને ન્યાયી તથા અન્યાયી પર વરસાદ વરસાવે છે; તું એવું કર કે, અમે અમારા આત્માઓમાં તારો અતિ ઉદાર અને અવિશ્રાંત માયાળુપણાનો ભાવ પામીને, તારાં સાચાં સંતાન અધિકાધિક થઈએ; આ અમે ઈસુ ખ્રીસ્તના નામમાં માગીએ છીએ. આમેન."

જોન હંટર.

## નવમું અઠવાડિયું, બીજો દિવસ.

"મેં રોપ્યું, આપોલસે પાણી પાયું, પણ દેવે વૃદ્ધિ આપી. એ માટે રોપનાર કંઇ નથી; ને પાનાર [પણ] કંઇ નથી; પણ વૃદ્ધિ આપનાર દેવ તેજ [ સર્વસ્વ ] છે. હવે રોપનાર તથા પાનાર એક છે; પણ દરેકને તેની મહેનત પ્રમાણે બદલો મળશે. કેમકે અમે દેવના સેવક હોઇને સાથે કામ કરનારા છીએ; તમે દેવની ખેતી, દેવની ઇમારત છો." ૧ કોરીં. ૩; ૬-૯.

ઇશ્વરના ઉપર પૂર્ણ આધાર અને શ્રમપૂર્વક કાર્યનું આવું સુંદર મિશ્રણ આજની નવી રીતે કરવાનું ઘણા માણસોને શિખવવાની જરૂર છે. કારણ કે આજે પણ ઘણા માણસો એવા છે કે જેઓ આગળના લોકો જેઓ કુદરતના નિયમ વિષે બહુ થોડું જાણતા હતા તેમની માફક, જે કંઇ ઈશ્વર તેમની મારફતે કરાવવા ઈચ્છે છે તે તેઓ ઈશ્વરદ્વારા કરાવવા ઈચ્છે છે. દાખલા તરીકે, કોઇ કોલેરા, કે મરકી જેવો રોગ પહેલાં ચાલતો ત્યારે લોકો ઈશ્વરની પ્રાર્થના કરતા; એ સિવાય એને માટે લોકો પાસે બીજો ઉપાય નહોતો. પણ આજે આપણે આવા રોગને અમુક અંશે દૂર કરવાનાં સાધન પામ્યા છીએ. ઈશ્વર પોતાના નિયમનું જ્ઞાન આપી આપણાદ્વારા આવા રોગને દૂર કરવા ઇચ્છે છે. આ સાધન અને જ્ઞાનનો યોગ્ય ઉપયોગ કરવાની સહાય પ્રભુ પાસેથી માગવી જોઈએ. "આપણે દેવના સેવક હોઈને સાથે કામ કરનાર છીએ" એ પુરાણા સત્યનો આજે નવો અને મહાન અર્થ થાય છે. ઇશ્વરના

ઉપર આધાર રાખવાનો અર્થ હાથપગ જોડી બેસી રહેવું એ નથી; પણ કંઈક અંશે એ છે કે, આપણને કુદરતના નિયમનું જે કંઈ જ્ઞાન પ્રાપ્ત થયું હોય તે બધું સર્વ માણસોની સેવામાં લગાડી ઈશ્વરની ઇચ્છા પૂરી કરવી.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, આજે તારા કેટલાક સેવકો વિજ્ઞાનશાસ્ત્રની સહાય લઈ મોટા રોગરૂપી માણસજાતના મોટા દુશ્મનોનો નાશ કરે છે, તે જાણી અમે આનંદ પામીએ છીએ. એવું કર કે, અમે તેમના શિક્ષણનો લાભ લઇ જે કેટલાંક પાપોએ માણસજાતનો પ્રાણ હરવાની કોશિષ કરી છે, તેમની સાથે લડીએ, અને જે તારાં સારાં દાન તેં ઉદાર હાથે મનુષ્યને આપ્યાં છે તે ન મળવાથી કોઇ અકાળ મૃત્યુ પામે નહિ, એવી રીતે અમે સમાજની વ્યવસ્થા કરીએ. અમારા વૈદ અને ડૉક્ટરોને તારૂં રાજ્ય, જેમાં શુદ્ધતા, આત્મસંયમ અને આરોગ્યવાળા આનંદી જીવનનું સ્થાન મોટું છે, તેના પ્રબોધકો અને સૈનિકો બનાવ. આમેન."

વૉલ્ટર રૌશેનબુશ.

## નવમું અઠવાડિયું, ત્રીજો દિવસ.

માણસોની સર્વ જરૂરિયાતો પૂરી પાડવી અને તેને માટે જે કંઇ જ્ઞાન આપણને પ્રાપ્ત થયું હોય તે બધાનો ઉપયોગ કરવો. એ માણસની ખરી ફરજ છે, એવું કોઇને લાગે ત્યારે તેણે આજના જમાનામાં સેવા કરવાને માટે ખાસ જરૂરની ચાર વાતો ધ્યાનમાં લેવી જોઈએ.

આમાંની પહેલી વાત એ છે કે, આજે **વિજ્ઞાનથી માણસને નવી શક્તિઓ મળી છે.** હવે આ શક્તિનો ઉપયોગ આપણા ભુંડાને અર્થે કે ભલાને અર્થે કરવો એ એક આજનો અને હવે પછીનો મહાન પ્રશ્ન છે. છેલ્લા મહાન યુદ્ધ પછી પહેલી સુલેહની પરિષદ વરસૈલમાં ભરાવાની હતી, ત્યારે કોઈ એક માણસે આ પ્રમાણે લખ્યું હતું:

"ભવિષ્યની મહાસભામાં, મોટાં રાજ્યોના પ્રતિનિધિઓની બેઠકોની સાથે એક બેઠક ખાલી રાખવી જોઇએ, અને તેમાં વિજ્ઞાનશાસ્ત્ર જે અત્યારે છેક નાની ઉમરનું છે તે છતાં મોટામાં મોટી અને સબળમાં સબળ સત્તા છે, તેનો પ્રતિનિધિ બેસવો જોઇએ. આ વાત એવી જરૂરની છે કે તેને આપણે ભૂલી જવી જોઈએ નહિ, અને જો આપણે તે ભૂલી જઇશું તો પછી આપણું સત્યાનાશ જશે, કારણ કે એ એક એવી સત્તા છે કે જો તેને આપણે વશ રાખીશું નહિ તો તે આપણી સર્વ સંસ્કૃતિનો નાશ કરશે, અને માણસજાતનું જીવન બેદાનમેદાન કરી નાખશે. જો વિજ્ઞાનશાસ્ત્ર આપણી હિંસકવૃત્તિને આધીન રહેશે તો આપણે પાયમાલ થયા સમજવા. આ માટે તેને શાંતિના કાર્યમાં જોડવું જોઇએ."

હવે જો આપણે આપણો નાશ આવી રીતે થવા દેવો ન હોય તો આ પ્રશ્નનો આપણે સહુએ, અને ખાસ કરીને જે લોકો માણસજાતની સેવા કરવા ઇચ્છતા હોય

તેમણે, પૂરો વિચાર કરવો જોઇએ; કારણ કે જો આપણે વિજ્ઞાનને સેવામાં જોડીશું નહિ, તો આપણા સર્વ જ્ઞાનનું પરિણામ આગળના કાળના એક ખરા જ્ઞાનીએ કહ્યું છે તેવું થશે.

"હું સભાશિક્ષક યરૂશાલેમમાં ઇસ્રાએલનો રાજા હતો. પૃથ્વી ઉપર જે કાર્યો બને છે તે સર્વની જ્ઞાનથી શોધ કરવાને તથા તેમનું રહસ્ય સમજવાને મેં મારૂં મન લગાડ્યું; એ કષ્ટમય શ્રમ ઇશ્વરે માણસોને કેળવવાના સાધન તરીકે આપ્યો છે. પૃથ્વી પર જે કામો થાય છે તે સર્વ મેં જોયાં છે; અને એ સર્વે વ્યર્થ તથા પવનમાં બાચકા ભરવા જેવું છે. વાંકું હોય તે સીધું કરી શકાતું નથી; અને જે ખુટતું છે તે [બધા]ની ગણતરી કરી શકાતી નથી. મેં મારા મન સાથે એવી વાત કીધી કે, જેઓ મારી અગાઉ યરૂશાલેમમાં થઇ ગયા તે સર્વે કરતાં મેં અધિક જ્ઞાન મેળવ્યું છે; મારા મનને જ્ઞાનનો તથા વિદ્યાનો ઘણો અનુભવ થએલો છે. વળી મેં મારૂં મન જ્ઞાન સમજવામાં અને ઘેલાપણું તથા મૂર્ખાઇ સમજવામાં લગાડ્યું; તો મને માલમ પડ્યું કે, એ પણ પવનમાં બાચકા ભરવા જેવું છે. કેમકે અધિક જ્ઞાનથી અધિક શોક થાય છે; અને વિદ્યા વધારનાર શોક વધારે છે." સભા. ૧: ૧૨-૧૮.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, અમારી બુદ્ધિરૂપી તારા પ્રકાશનો અદ્દ્ભુત અંશ, જે તેં પ્રથમ અમારામાં પ્રજ્વલિત કર્યો છે, અને જે તારા આત્માના શ્વાસથી મનુષ્યજાતમાં વૃદ્ધિ પામીને મહાન જ્યોતિ સરખો થયો છે, તેને માટે અમે તારો ઉપકાર માનીએ છીએ. જે પ્રતિભાશાળી પુરૂષોએ તારા નિયમો શોધી કાઢ્યા છે, તેમને વિધવિધ રીતે મનુષ્યજાતના કલ્યાણ માટે ઉપયોગમાં લીધા છે, અને જેમણે નવી નવી શક્તિઓ શોધી કાઢી છે, તે બધાને માટે અમે આનંદિત થઇએ છીએ. અમે માનીએ છીએ કે, તે બધા તારામાં અને તારાદ્વારા અમારા પોતાના છે, અને મનુષ્યજાતરૂપી જે શરીરનો તું પ્રાણ અને પ્રેરક છે, તેનાં તે બધાં અમારી સાથે રહેલાં અંગ છે. અમે તારી પ્રાર્થના કરીએ છીએ કે, તું તેમને તારા ભક્તોની દિવ્ય દીનતા દે, જેથી તેઓ તારા તરફથી મોકલવામાં આવેલા માણસોના બંધુઓ અને સહાયકર્તા છે, અને તેમનામાં જે શક્તિ છે તે તેમને માણસજાતના કલ્યાણ માટે સોંપવામાં આવી છે, એમ તેઓ બરાબર સમજે. તેઓ ખ્રીસ્તનો નિયમ સ્વીકારે, અને બીજાની સેવા લેવા માટે નહિ, પણ માણસો ઉંચું જીવન પામે એ માટે તેમની શક્તિનો ઉપયોગ કરી જનસમાજની સેવા કરે, એમ તું કર. આમેન."

વોલ્ટર રૌશેનબુશ.

**નવમું અઠવાડિયું, ચોથો દિવસ.**

ખ્રીસ્તના અનુયાયીએ આજના જમાનામાં જે બીજી વાત બરાબર ધ્યાનમાં લેવી જોઈએ, તે **જુદી જુદી જાતના લોકોનો આજે નવો સંબંધ બંધાયો છે તે છે.**

સો સવાસો વર્ષ પહેલાં જ્યારે કેરી નામનો મોટો મિશનેરી હિન્દુસ્તાનમાં આવવા ઇચ્છતો હતો ત્યારે ઇંગ્લાંડના કેટલાક લોકોએ તેને કહ્યું કે આપણે તે એવી શી પડી છે કે આપણે આવા દૂર દેશના લોકોનું કલ્યાણ કરવા જઈએ ! અહીં ક્યાં કામ કરવાનું થોડું છે !" લગભગ એજ અરસામાં ઇ સ ૧૭૯૬ માં સ્કોટલાંડમાં ત્યાંના એક મોટા ધર્મસંપ્રદાયની મહાસભા એકઠી થઈ હતી અને તેમણે એ પ્રકારનો ઠરાવ પણ કર્યો હતો. એ વખતે ડૉ. એરિકન નામના એક પ્રસિદ્ધ પાળકે "તમે જઇને સર્વે દેશનાઓને શિષ્ય કરો" એવું ઇસુ ખ્રીસ્તનું ફરમાન વાંચી બતાવ્યું હતું. આજે કોઇ પણ મંડળી કે રાજ્ય આવું અતડાપણું બતાવે નહિ. આજે સહુ કોઇ થોડે કે વધારે અંશે એમ માનવા લાગ્યા છે કે, માણસજાત એક છે, અને આપણે ભિન્ન ભિન્ન રહી શકતા નથી. હવે દેશ દેશ વચ્ચે અને જાતિ જાતિ વચ્ચે આ જે નવો સંબંધ આજે રચાવા લાગ્યો છે તે સહુના કલ્યાણ માટે ઉપયોગમાં લેવાનો છે, કે તેથી વિરોધ, વગેરે વધારવાનાં છે, એ એક મોટામાં મોટો પ્રશ્ન છે. આ ઠેકાણે સેવાનો જુનો ભાવ નવા માર્ગ શોધી કાઢી કેટલું બધું કરી શકે છે તેનો વિચાર કરો.

યશાયાહે પોતાની ઘણી નાની દુનિયામાં આજે અઢી હજાર વર્ષ પહેલાં આ પ્રમાણે કહ્યું હતું :

"તે દિવસે મિસરથી આશ્શૂર સુધી સડક થશે, ને આશ્શૂરીઓ મિસરમાં, ને મિસરીઓ આશ્શૂરમાં જશે ; ને મિસરીઓ આશ્શૂરીઓ સાથે [ યહોવાહની ] ઉપાસના કરશે.

તે દિવસે મિસર તથા આશ્શૂરની સાથે ત્રીજો ઇસ્રાએલ ભળશે, તે પૃથ્વી પર આશીર્વાદરૂપ થઇ જશે. કેમકે સૈન્યોના [ દેવ ] યહોવાહે આશીર્વાદ દઇને કહ્યું છે કે, મારા લોક મિસર, મારા હાથની કૃતિ આશ્શૂર તથા મારૂં વતન ઇસ્રાએલ, [ તેઓ ત્રણે ] આશીર્વાદિત થાઓ." યશા. ૧૯ ; ૨૩-૨૫.

**પ્રાર્થના.**

"ઓ સર્વશક્તિમાન પ્રભુ, પ્રજાઓના રાજા...તું અમારી પ્રેરકબુદ્ધિને જાગ્રત કર કે યુદ્ધના પાપ અને શરમની અમને લાગણી થાય. અમારા દિલમાં એવાં વિશ્વાસ અને હિમ્મત પ્રેર કે અમે ખાનગી લોભ, સામાજિક અન્યાય, સબળોનો નબળા પર જુલમ, અને જે કંઇ માણસ માણસ વચ્ચે, વર્ગ વર્ગ વચ્ચે, જાતિ જાતિ

વચ્ચે અને દેશ દેશ વચ્ચે દુશ્મનાવટ ઉભું કરતું હોય તે બધા સામે ઉઠીએ. અમારી અંદર ન્યાયીપણાના રાજ્ય માટે અને જુદી જુદી પ્રજાઓમાં ભ્રાતૃભાવ અને સદ્‌ભાવના પ્રચાર અર્થે એવો ઉત્સાહ ઉત્પન્ન કર કે "પ્રજાઓ એકબીજાની વિરૂદ્ધ તરવાર ઉગામશે નહિ, ને તેઓ કરીથી કદી પણ યુદ્ધકળા શીખશે નહિ" એવા તારા પુરાતન વચનને અમે જલદી પૂર્ણ કરીએ. આમેન."

સેમ્યૂલ મક્રોમ્બ.

## નવમું અઠવાડિયું, પાંચમો દિવસ.

આધુનિક ખ્રીસ્તીએ જે ત્રીજી વાત ધ્યાનમાં લેવાની છે તે **નવી દોલત** છે. આજે દુનિયામાં જેટલી દોલત છે તેટલી આગળ કદી નહોતી. ધન પ્રાપ્ત કરવામાં અને તેની વહેંચણી કરવામાં અન્યાય થાય છે તેના પ્રત્યે આપણે આપણો ક્રોધ બતાવીએ છીએ તે યોગ્યજ છે, પણ એ વાત તો ખરી છે કે, અત્યારે પૃથ્વી પર જેટલું ધન છે તેટલું ઇતિહાસમાં કયાંય પણ નહોતું. જો કે તે દ્રવ્ય થોડાજ લોકોના હાથમાં આવી ગયું છે, તોપણ ઘણા લોકોનાં જીવનમાં સુખની વૃદ્ધિ થઈ છે. સાધારણ મહેનતમજુરી કરનાર પણ એવો મોજશોખ કરે છે કે, જેનું મધ્ય કાળના કોઇ નાના રાજકુંવરને પણ સ્વપ્ન આવ્યું ન હોય. હવે ધન એ માણસનો ગુલામ અથવા શેઠ થઇ શકે છે. તે શેઠ થાય છે ત્યારે જે લોકો ધનવાળા છે તે મોજમઝા અને એશઆરામ ભોગવે છે, અને ગરીબ ખરેખર દુ:ખી થાય છે. પણ જ્યારે પૈસો માણસનો દાસ બની રહે છે, ત્યારે પૈસાદાર લોકો તેનો બરાબર ઉપયોગ કરે છે, અને ગરીબને પોતાથી બને તેટલા સુખી કરે છે. ત્યારે અત્યારે જે કરવાનું છે તે એજ છે કે, ઉપયોગિતાને વાસ્તે પૈસાને વશ કરવો, જેઓની પાસે પૈસો છે તેઓમાં કારભારીપણાનું ભાન ઉપજાવવું, પૈસા વડે કેવી સેવા થઈ શકે તે વિષે લોકોને કેળવવા, કૃપણતામાંથી તેનો ઉદ્ધાર કરવો, અને પ્રભુની સેવાને અર્થે તેને કામે લગાડવો.

"ભાઇઓ, મકદોન્યાની મંડળીઓ પર થએલી દેવની કૃપા અમે તમને જણાવીએ છીએ કે, વિપત્તિથી તેઓની ભારે કસોટી થયા છતાં તેઓના પુષ્કળ આનંદને લીધે તથા તેઓની ભારે દરિદ્રતા છતાં તેઓની ઉદારતારૂપી સમૃદ્ધિ પુષ્કળ વધી ગઇ. કેમકે હું સાક્ષી પુરૂં છું કે, યથાશક્તિ, બલ્કે શક્તિ ઉપરાંત પણ, તેઓએ પોતાની ખુશીથી આપ્યું, તેઓએ પોતાની આ ઉદારતારૂપી કૃપા સ્વીકારીને તથા સંતોની સેવા બજાવવામાં ભાગીદારપણું કબુલ કરવાને ઘણી આજીજીથી અમારી વિનંતી કરી; અને તે વળી જેમ અમે આશા રાખી હતી, એમ નહિ; પણ તેઓએ પ્રથમ પ્રભુને, અને દેવની ઇચ્છા પ્રમાણે અમને પણ પોતાને સોંપ્યા." ૨ કોરીંથી. ૮; ૧-૫.

## પ્રાર્થના.

"આકાશ, પૃથ્વી, જમીન, પાણી અને એ બધામાં જે કંઇ છે તે સર્વના સ્વામી, અમે તને દીનતાથી વિનંતી કરીએ છીએ કે, તું અમારી પાસેથી ખોટા લાભનો અને લોભનો ભાવ દૂર કર; અને અમને સેવાનો ભાવ આપ કે કોઈને કંઈ વસ્તુની ખામી રહે નહિ, પણ પ્રત્યેક પોતાની જરૂરિયાત પ્રમાણે તારી અગાધ દયા અને ઉદારતામાંથી પામે; તારા એકનાએક પુત્ર અમારા પ્રભુ ઈસુ ખ્રીસ્તના પ્રેમની ખાતર અમે માગીએ છીએ. આમેન."

## નવમું અઠવાડિયું, છઠ્ઠો દિવસ.

આધુનિક ખ્રીસ્તી સેવામાં જે ચોથી વાત આપણે ધ્યાનમાં લેવાની છે તે **કેળવાએલા લોકોની આ કાળની નવી શક્તિ**ના સંબંધમાં છે. કેળવણી ફરજીઆત થવી જોઇએ એ હાલની એક નવી વાત છે. ઈંગ્લાંડમાં ઇ. સ. ૧૮૩૨ માં ફરજીઆત કેળવણી દાખલ થઇ, અને હિન્દુસ્તાનમાં તે હજી સુધી દાખલ થઈ નથી. અમેરિકા જેવા દેશમાં પણ કેળવણી રાજ્ય તરફથી અપાવી જોઈએ કે નહિ, એ લગભગ સાઠ સિત્તેર વર્ષ પહેલાં એક મોટો પ્રશ્ન હતો. હાલમાં આપણે એવો પ્રશ્ન હાથમાં લીધો છે કે તેના જેવો પહેલાંના જમાનામાં કદી ઉપસ્થિત થયોજ નહોતો; અને તે પ્રશ્ન એ છે કે, ઘણા લોકો કેળવણીના હકો અને તેથી મળતી શક્તિઓ ધરાવતા થયા છે, અને તેને પરિણામે જે જોખમની સામે આપણે થવાનું છે તેનું ફ્રાઉડ નામના એક માણસે એવું વર્ણન કર્યું છે કે, જ્યાં સર્વ સ્વાર્થી હોય ત્યાં કેળવણી આપવામાં કંઈ લાભ નથી; કારણ કે ભણેલો તે અભણના કરતાં વધારે નુકસાનકારક નીવડે. માણસોમાં શક્તિ છે, પણ તેનો ગેરૂપયોગ થાય છે, અને તેથી પરિણામ ખરાબ નીપજે છે. આપણે અત્યારે જે કરવાનું છે તે એ છે કે, જગતમાં કેળવણીદ્વારા જે નવી શક્તિ આવી છે તે બધીને યોગ્ય રીતે સેવા કરવામાં લગાડવી.

"તમે પાપની દુર્વાસનાઓને આધીન ન થાઓ, એ માટે તમે તેને તમારા મર્ત્ય શરીરમાં રાજ કરવા ન દો. વળી તમારા અવયવોને અન્યાયનાં હથિયાર થવા સારૂ પાપને ન સોંપો; પણ મુએલાંમાંથી સજીવન થએલા એવા તમે પોતાને દેવને સોંપો, તથા પોતાના અવયવોને ન્યાયીપણાનાં હથિયાર થવા સારૂ દેવને સોંપો." રૂમી. ૬ : ૧૨, ૧૩.

## પ્રાર્થના.

"ઓ સ્વર્ગીય પિતા, આજે મારી આગળ જે જે ફરજો આવી ઉભી છે, જે જે જોખમો મારે ખેડવાનાં છે, અને જે જે પાપ મને વળગી રહ્યાં છે, તે બધાંને તું જાણે છે; માટે તું મને દોર, મને સામર્થ્ય આપ, અને મારૂં રક્ષણ કર.

તું મને તારૂં જીવન એટલી બધી પુષ્કળતાથી આપ કે હું આજે મારો આત્મા તારા પવિત્ર પ્રકાશમાં ધરી રાખું. મને તારી શક્તિ આપ કે હું મારા બંધુઓમાં ન્યાયીપણાને માટે એક સબળ સાધનરૂપ થાઉં. મને તારો પ્રેમ આપ કે કોઈ ક્ષુદ્ર વસ્તુ પર મારો મોહ ન રહે; અને સ્વાર્થ, અપવિત્રતા અને જુઠાણું એ બધાં મૃત ઈચ્છાઓની પેઠે ખરી પડે, અને તેઓ મને બિલકુલ અર્થસૂચક લાગે નહિ. આખી મનુષ્યજાતિમાં અને મારા પોતાના આત્માના ગુપ્ત ભાગોમાં મને તારી શક્તિ, તારો પ્રેમ અને તારૂં જીવન મળે, એવું કર. આમેન."

વિદ્યાર્થીઓને માટે પ્રાર્થનાપુસ્તક.

## નવમું અઠવાડિયું, સાતમો દિવસ.

આધુનિક કાળનો ખ્રીસ્તી સેવક આવો છે. તે જાણે છે કે ઇસુ ખ્રીસ્ત માણસની બધી જરૂરિયાતો માણસજાતને મળેલી બધી શક્તિઓનો ઉપયોગ કરી પૂરી પાડવાની ઈચ્છા ધરાવતો હતો. દુનિયા એક થતાં સેવાનું ક્ષેત્ર વધ્યું છે, વિજ્ઞાનને લીધે સેવા કરવાની શક્તિ વધી છે, પૃથ્વીમાં ધનનો વધારો થતાં તે ધનને જુદી જુદી રીતે વાપરવાની તક વધી છે, અને કેળવણીથી પણ માણસજાતની નવી તૈયારી થઇ છે, એ બધાંનો લાભ આજના સેવકે પૂરેપૂરો લેવો જોઈએ; વળી આ સર્વમાં તેણે આત્મત્યાગી પ્રેમનો જુનો ભાવ રેડવો જોઇએ.

"ભાઇઓ, મેં પકડી લીધું છે, એમ હું ગણતો નથી, પણ એક કામ હું કરૂં છું, એટલે કે જે પછવાડે છે તેને વિસરીને અને જે આગાડી છે તેની તરફ ધાઇને, ખ્રીસ્ત ઇસુમાં દેવના સ્વર્ગીય આમંત્રણના ઇનામને વાસ્તે, નિશાનની ભણી આગળ ધસું છું. માટે આપણામાંના જેટલા પૂર્ણ છે, તેટલાએ એવીજ મનોવૃત્તિ રાખવી; અને જો કોઇ બાબત વિષે તમને જુદી મનોવૃત્તિ હોય, તો દેવ એ પણ તમને પ્રગટ કરશે. તો પણ જે ધોરણ સુધી આપણે પહોંચ્યા છીએ તેજ ધોરણ પ્રમાણે આપણે ચાલીએ.

ભાઇઓ, મારૂં અનુકરણ કરો, અને અમે જે નમુનો તમારી આગળ મૂકીએ છીએ તે પ્રમાણે જેઓ ચાલનારા છે તેઓ પર લક્ષ રાખો. કેમકે એવી રીતે ચાલનારા ઘણા છે, કે જેઓના વિષે મેં ઘણી વાર કહ્યું, ને હમણાં પણ રડતાં રડતાં કહું છું કે, તેઓ ખ્રીસ્તના વધસ્તંભના શત્રુઓ છે; વિનાશ તેઓનો અંત, ઉદર તેઓનો દેવ, અને શરમમાં તેઓનું અભિમાન છે, તેઓ સાંસારિક વાતો પર ચિત્ત લગાડે છે."
ફિલિપી. ૩; ૧૩–૧૯.

પાઉલ સેવામાં આગળ ધસતો જાય છે, અને તેજ વખતે તે જેમાં ઇશ્વરનો પ્રેમ પ્રગટ થયો છે અને જે આપણી પાસે આત્મભોગ માગે છે એવા ખ્રીસ્તના વધસ્તંભ તરફ જોતો જાય છે. કોઈએ કહ્યું છે કે, આજે આપણી મોટામાં મોટી જરૂર "આધ્યાત્મિક વૃત્તિવાળા દુનિયાદારી માણસ"ની છે. આપણે આ અઠવા-ડિયે જે જાતના માણસની વાત કરીએ છીએ તે આવોજ છે. આવો માણસ પોતાના જમાનાની બધી જરૂરિયાતો અને હિલચાલો જાણે છે, જે કંઇ નવું જાણવાનું હોય તે બધું જાણી લેવાનું ચુકતો નથી, અને કાર્ય કરવામાં હમેશાં જેમ કોઇ ખરો સોદાગર પોતાના કામધંધામાં હોય તેમ તે ખરેખર કુશળ અને તત્પર રહે છે, અને એ બધાની અંદર અને તેમનાથી વિશેષ તે ઇશ્વરના પરમ પ્રેમનો પોતાની સેવાદ્વારા ઈસુની માફક પ્રકાશ આપે છે. આપણ સહુએ આવા થવું જોઈએ.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, માણસોના પ્રકાશદાતા, તું સ્વર્ગીય પ્રેમ ઉપર સૌથી વધારે તારો આશીર્વાદ આપે છે; અમે તને વિનંતી કરીએ છીએ કે, તું અમને સ્વાર્થમાંથી શુદ્ધ કર, અને તારા પ્રેમની ખાતર તું એવું કર કે, અમે એકબીજા પર એવી પ્રીતિ કરીએ કે, આ પૃથ્વી પર અમે તારાં છોકરાં થઇએ; અને તેમ કરી, તારા સત્યને અનુસરી તારો અવર્ણનીય આનંદ પામીએ, કારણ કે જે બધા તારા પર ખરો પ્રેમ રાખે છે તેઓનો તું જીવનદાતા છે. હે પ્રભુ, અમારી આ પ્રાર્થના ઈસુ ખ્રીસ્તની ખાતર તું પૂરી કર. આમેન."

રોલેન્ડ વિલિયમ્સ.

## અઠવાડિયાનું વિવેચન.

ઉપયોગિતા અને સેવાનો ભાવ હમેશાં એક રહે છે, છતાં તેનાં રૂપ જુદા જુદા જમાનામાં જુદાં જુદાં હોય છે. આટલા માટે ખરી સેવાના મોટામાં મોટા દુશ્મન-માંનો એક મનનું જુનાપણું છે, જેને લઇને માણસ ખરી સેવાના નવા જમાનાને અનુકૂળ ખરા રસ્તા સ્વીકારી શકતો નથી. ખરો સદ્‌ભાવ ધરાવતા હોય એવા ઘણા લોકો બરાબર સેવા કરી શકતા નથી, એનું કેટલીક વખત માત્ર એકજ કારણ હોય છે, અને તે એ છે કે, તેઓ આજના જમાનામાં લોકોની શી જરૂરિયાતો છે અને તે પૂરી પાડવાનાં શાં શાં સાધનો છે તે બરાબર જાણતા નથી. દાખલા તરીકે કોઈ માંદું પડયું હોય તેની સેવા આજે આપણે આગળની માફક કરીએ તો ચાલતું નથી, પણ તેમાં વિજ્ઞાનથી જે કંઈ આપણને ખબર મળી છે તેનો ઉપયોગ કરવો જોઈએ. તે પ્રમાણે સેવાના આખા ક્ષેત્રમાં કરવાની જરૂર છે.

સેવાની કાર્યસાધકતામાં જુની ઢબના વિચારોને લીધે જે હરકત આવે છે તેનું કારણ વધારે ઉંડું છે, અને તે એ છે કે, ચાલુ કાળની પાછળ રહી જવું એ માણસ-જાતનું એક મોટામાં મોટું પાપ છે. ઇશ્વર મરેલો નથી પણ જીવંત છે, એ વાત

ધ્યાનમાં રાખવી ઘણાને મુશ્કેલ લાગે છે. આપણ સહુને ચલણી રૂઢીઓમાં અને ચાલતા આવેલા આચારવિચારમાં પડયા રહેવાનું ગમે છે. આપણે આપણાં મનોને નિરાંત આપીએ છીએ અને તેમને દાબી દઈએ છીએ. પણ જીવત ઇશ્વરના આગળ ગતિ કરાવનાર ઠરાવો આપણા આરામમાં હમેશાં ખલેલ કરે છે, અને આપણને આગળ વધવાની ફરજ પાડે છે. શરૂઆતમાં માણસો એમ માનતાં હતાં કે પૃથ્વી ચપટી અને સ્થિર છે, અને આકાશ થોડા ગાઉ છેટે આવેલો એક ઘુમટ છે, અને એવા સૃષ્ટિશાસ્ત્ર પર તેઓના બધા વિચારો પગથિયે પગથિયે ચઢયા; પણ એકાએક એ વિચાર બદલાયો: ચપટી પૃથ્વી તે ગોળ જણાઇ અને સ્થિરને બદલે ખુલ્લી જગામાં ફરતી મનાવા લાગી. જે દિવસથી પૃથ્વી વિષેની માન્યતામાં ફેર થયો તે દિવસે જાણે પ્રભુએ સર્વ મનુષ્યોને નિદ્રાવસ્થામાંથી જગાડયાં, અને કહ્યું કે, "આગળ ચાલો." પહેલાં વિશ્વ વિષે પણ એવી માન્યતા હતી કે તે વિસ્તારમાં મોટું છે, પણ સમય તરફ જોતાં તે મર્યાદિત વખતમાં બનાવાએલું મનાતું હતું. શરૂઆતની ધારણા એવી હતી કે તે ખ્રીસ્તના આવ્યા પહેલાં થોડાં હજાર વર્ષો પર પ્રભુના હુકમથી હસ્તીમાં આવેલું; પણ એકાએક વિચારમાં બદલાણ થતાં વર્ષોને બદલે યુગો ગણાવા લાગ્યા, અને માણસને એવું પણ ભાન થયું કે, સનાતન પ્રભુએ એકજ કૃત્યમાં નહિ, પણ ધીમે ધીમે, ક્રમે ક્રમે દુનિયાને વિકાસિત કરી. તે દિવસે પ્રભુએ માણસોનાં મનોને સુષુપ્તાવસ્થામાંથી જગાડયાં અને તેમને આગળ ગતિ કરવાની ફરજ પાડી.

આ વાતનું સત્ય આપણે આપણા **નૈતિક વ્યવહાર**માં જોઇ શકીએ છીએ. આગળ માણસ એક કરતાં વધારે સ્ત્રી પરણે એ વાત સાધારણ ગણાતી હતી, અને જે પુરૂષો પૃથ્વી પર મહાન્ ગણાયા છે, તેઓમાંના પણ કેટલાએકે તેમ કર્યું હતું. યહુદી લોકોના કે આર્ય લોકોના આગળના કાળના ઘણા મહાપુરૂષોએ એકથી વધારે સ્ત્રીઓ કરી હતી. પાઉલ મૂર્તિપૂજાના સંબંધમાં જે કહે છે તે આ અનેકસ્ત્રીત્વને પણ ઠીક લાગુ પડે છે કે, "એ અજ્ઞાનપણાના સમયો પ્રત્યે દેવે અખાડા કર્યા" (પ્રે. કૃ. ૧૭; ૩૦). પણ આજે પ્રભુ કે માણસ કોઇ અનેકસ્ત્રીત્વ પ્રત્યે અખાડા કરતું નથી. પૃથ્વીના મોટા મોટા દેશોમાં એક કરતાં વધારે સ્ત્રી કરવી એ હલકું ગણાય છે એટલુંજ નહિ પણ તે કાયદાની નજરમાં ગુન્હો ગણાય છે. તેમજ ગુલામગીરીના સંબંધમાં પણ ગુલામો રાખવા એ આગળ સાધારણ વાત ગણાતી હતી, પણ યોગ્ય કાળ આવતાં પરમેશ્વરે સર્વ માણસોને સર્વ ઠેકાણે તેનો પસ્તાવો કરવાનું ફરમાવ્યું. વળી આગળ રાજાઓ ધારે તેમ કરી શકતા, અને રૈયતના જાનમાલના પોતે ધણી ગણાતા અને પોતે પોતાને એમ ગણવાનું અને તે પ્રમાણે વર્તન રાખવાનું ચુકતા નહિ. આજે એ બધું દૂર થયું છે કે થતું જાય છે, અને રાજા કે મહારાજા રાજ્યના કાયદાને એક સામાન્ય માણસની માફકજ વશ રહે છે. દારૂ પીવો એ એક કાળે સર્વમાન્ય ગણાતું હતું, અને સાધારણ લોકો તેમજ ધર્મગુરૂઓ પણ તે રિવાજને અનુસરતા. વળી તેથી તેમની સામાજિક પદવીમાં કે

અંગત માન કે પ્રતિષ્ઠામાં કંઇ ન્યૂનતા થતી નહિ. પણ હવે પ્રભુ કે માણસ કોઇ તેવી છુટી આપતું નથી. આવી અનેક બાબતો જે આગળ યોગ્ય ગણાતી હતી તે કાળ વીતતાં અયોગ્ય ગણાઈ છે અને તે વિષે હવે માણસો ધૂળમાં અને રાખમાં બેસીને પસ્તાવો કરે છે. પહેલાં જે કરવાની દેવ છુટી આપતો હતો એવું માણસોને લાગતું હતું તેને તે દોષપાત્ર ગણે છે, એમ આપણે હવે સમજીએ છીએ.

આટલા માટે, પાપનો અર્થ એ છે કે, વીતી ગએલા જમાનાનાં આદર્શો અને ધોરણો પ્રમાણે વર્તમાન જમાનામાં ચાલવું. આપણો ત્રાતા ફરીફરીને કહે છે કે, "પુરાતન કાળમાં લોકોને ફલાણું ફલાણું કહેલું હતું . . . પણ હું તમને આવું કહું છું." જે આજ્ઞાઓને ઠેકાણે તે બીજી આજ્ઞાઓ મૂકે છે તે કંઈ ખરાબ છે, એમ નથી; માત્ર તે એવા પ્રકારની આજ્ઞાઓ છે કે, તે તો "જે અજ્ઞાનપણાના સમયો પ્રત્યે દેવે આંખાડા કર્યા" હતા, તે સમયમાં આચરણને માટે મૂકેલી છુટછાટ હતી. "હત્યા ન કર" એ બંધુભાવને માટે પુરતા નિયમ તરીકે; "વ્યભિચાર ન કર," એ શુદ્ધતાને માટે પુરતા નિયમ તરીકે; "તું તારા પાડોસી પર પ્રીતિ કર, અને તારા વેરી પર દ્વેષ કર," એ દયાના પુરતા નિયમ તરીકે; "આંખને બદલે આંખ, અને દાંતને બદલે દાંત," એ ન્યાયના પુરતા નિયમ તરીકે તે કાળે આપવામાં આવ્યા હતા, પણ આ બધા જુના યુગના નિયમોને વખત આવ્યે ઇસુએ દૂર કર્યા. હવે નવો અને અધિક પ્રકાશ આવ્યો છે, છતાં જુના અને ઓછા પ્રકાશમાં અથવા તો અંધકારમાં રહેવું, એ ઇસુની દૃષ્ટિમા પાપી થવાની એક રીત છે. જે માણસો ઇસુના જીવંત સત્યની સાથે પ્રગતિ કરવાની ના પાડતા હતા, વળી જેઓ પાઉલના કહેવા પ્રમાણે સુવાર્તા સાર્વત્રિક છે, એવુ સમજવામાં મંદગતિના હતા, તેઓ નવા કરારમાં ઠેકાણે ઠેકાણે આવા પ્રકારના દોષમાં પડેલા ગણાએલા છે. આવા માણસો જુનાને વળગી રહેનાર અને નવું નકારનાર એવા મનના છે. કોઇ એક માણસે બીજા એક માણસના સંબંધમાં આવી ટીકા કરી કે, "જ્યારે પ્રભુએ અવ્યવસ્થિતપણામાંથી વ્યવસ્થિતપણું ઉપજાવવાની શરૂઆત કરી, ત્યારે જો તે હોત તો તેણે જરૂર આગ્રહપૂર્વક આવી પ્રાર્થના કરી હોત કે, 'હે પ્રભુ, અવ્યવસ્થિતજ કાયમ રાખ.'" આ વાતનું તાત્પર્ય એ છે કે, જીવંત પ્રભુની પ્રગતિને સમજવાને જે અંતરદૃષ્ટિની જરૂર છે તે આપણામાં નથી, અને તે પ્રગતિને અનુસરવાની જે ઈચ્છા જોઇએ તે પણ આપણામાં નથી.

આ વાતનું વ્યાવહારિક પરિણામ તો સ્પષ્ટજ છે. જીવંત પ્રભુની સાથે ગતિમાન મનુષ્યકોમના સભ્ય હોવા છતાં, જો કોઈ માણસ એવી રીતે વર્તે કે જાણે તે મૃત પ્રભુની સાથે સ્થિર મનુષ્યકોમનો સભ્ય હોય, તો તે મનુષ્યના નૈતિક જીવનના પ્રયાણમાંથી અનિવાર્ય રીતે પાછળ પડી જાય છે. ગયા મહાન યુદ્ધનાં અઘોર કાર્યોનું કારણ આ સિવાય બીજું કંઈ નહોતું. દાખલા તરીકે, લુવાં નામના ગામને બાળી નાખવામાં આવ્યું હતું, એ ખરેખર તિરસ્કૃત કૃત્ય હતું. પણ યહોશુઆ જેવા ઈશ્વરના મહાન સેવકે આગળ શું કર્યું હતું તેનો વિચાર કરો!

"યહોશુઆએ આયના સર્વ રહેવાસીઓનો વિનાશ નહિ કીધો ત્યાં સુધી જે હાથે તે ભાલો લાંબો કરી રહ્યા હતો તે હાથ તેણે પાછો ખેંચી લીધો નહિ.....જુઓ, નગરનો ધુમાડો ગગનમાં ચઢતો હતો, ને આમ કે તેમ નાસવાને તેમને લાગ મળ્યો નહિ.....અને યહોશુઆએ આયને બાળી નાખીને તેનો સદાને માટે ઢગલો કરી દીધો, ને તે આજ સુધી ઉજડ [રહ્યું] છે" (યહોશુઆ ૮; ૨૬, ૨૦, ૨૮). એવું બીજું તિરસ્કૃત કૃત્ય ફ્રાન્સ દેશનાં ફળઝાડોનો કરવામાં આવેલો નાશ હતું, જેની સામે આખી દુનિયાનો પ્રકોપ સળગ્યો હતો. હવે જુના કરારમાંનું આ વર્ણન વાંચો: "તેઓએ નગરો પાડી નાખ્યાં .... તેઓએ પાણીના સર્વ ઝરા પૂરી નાખ્યા, ને સર્વ સારાં ઝાડ કાપી નાખ્યાં; એટલે સુધી કે તેઓએ કીર-હરેસેથમાં ફક્ત તેના પત્થરો રહેવા દીધા" (૨ રાજા. ૩; ૨૫). છેલ્લા યુદ્ધમાં વ્યક્તિગત જુલમ કરવામાં આવેલો હતો તે આપણ સહુને બહુજ જંગલી અને ઘાતકી લાગ્યો હતો. તે યુદ્ધમાં દુશ્મનનાં છોકરાંઓ પ્રત્યે જે જાણીજોઇને નિર્દયતા બતાવવામાં આવી હતી તે કેટલી ભયાનક હતી! છતાં ગીતકર્તા કહે છે કે, "જે કોઇ તારાં બાળકોને પકડીને પત્થર પર અફાળે તેને ધન્ય છે" (ગી. શા. ૧૩૭; ૯). આજે આપણે આવું બધું સહન કરી શકતા નથી એનું કારણ એ છે કે, આપણને ઇસુથી નવો પ્રકાશ પ્રાપ્ત થયો છે. જે આચરણ વિષે પહેલાં એમ માનવામાં આવતું હતું કે તેની ઈશ્વરે છુટછાટ મૂકેલી છે, તે વર્તણુક આજે આપણને અતિ નિર્દય અને શૈતાનિક લાગે છે.

એવીજ રીતે જીવંત ઈશ્વર આપણને નિરંતર નવું નવું જ્ઞાન અને નવા નવા આદર્શો શિખવે છે જનરલ બુથ કહે છે કે, "પૂરા વેગમાં દોડવાથીજ આપણે ઈશ્વરની સાથે ચાલી શકીએ છીએ." કાળની સાથે રહેવું, એના જેવી અગત્યની વાતના ગમે તેવા ઉંધા કે મરડેલા અર્થ કરવામાં આવે તોપણ તેમાં જે સત્ય રહેલું છે તેનો આપણે અનાદર કરવો જોઈએ નહિ. ધારો કે કોઇ લડાઇમાં જ્યારે આગળ ધસવાનો હુકમ આપવામાં આવ્યો હોય, ત્યારે કોઇ સૈનિક બેસી રહે અને આગળ જાય નહિ, તો શું તેનું કૃત્ય બહુ ઘોર કર્મ કહેવાય? તોપણ તેની શિક્ષા ગોળીબાર છે. તેજ પ્રમાણે જ્યારે જીવંત પ્રભુએ આગળ વધવાનો હુકમ આપ્યો છે, છતાં જો કોઈ જ્યાંનોત્યાંજ બેસી રહે, તો તે નવા કરારના દંડ તળે આવે છે. નવો કરાર નવાં સત્યો, નવી આશાઓ અને નવાં સાહસોથી ભરપૂર છે, અને જે કોઇ નવા માર્ગ લેવાને તૈયાર હોય તેમનેજ તે આમંત્રે છે. પહેલા પ્રેરિતોના ખરા વારસો તો લિવિંગ્સ્ટન જેવા માણસો છે, જેણે કહ્યું હતું કે, "જો આગળજ જવાનું હોય તો હું કહો ત્યાં જઈશ."

૨. જીવંત ઈશ્વર આપણા વિચારો અને નૈતિક વ્યવહારના સંબંધમાં જેવું કરે છે તેવુંજ તે સેવાના માર્ગના સંબંધમાં પણ કરે છે. નિઃસ્વાર્થ જીવનના ભાવ અને હેતુ એના એ રહે છે, પણ તેને કામમાં લેવાની રીત બદલાય છે. સ્વાર્થ માણસના ઉદાર ભાવને પાછો પાડી ન શકે, ત્યારે તે કેટલીક વખત તેને કાળની

પાછળ રાખીને તેને નકામો કરે છે. જેમ આજના યુદ્ધમાં તીરકામઠાંવાળો માણસ, ગમે તેટલો બહાદુર ભલે હોય, પણ તે કાંઇ કરી શકતો નથી, તેમજ સેવાનાં નવાં સાધનો વગેરે નહિ જાણનાર માણસ ખરૂં કાર્ય કરી શકતો નથી.

આજે વિજ્ઞાનશાસ્ત્રે આપણને એવી એવી શક્તિઓ અને એવાં એવાં સાધનો આપ્યાં છે કે આજનો માણસજ આગળના માણસથી કેટલીક રીતે જુદો છે, અને આપણે જ્યારે સેવાનો વિચાર કરીએ ત્યારે આપણે આ વાતનો પણ વિચાર કરવો પડે છે. આજનો ચોર, જુગારી, વેપારી, ડાક્તર વગેરે બધાં નવાં સાધનથી અને શસ્ત્રથી કામ કરે છે, તેમજ સેવા કરનારે પણ કરવાનું છે. વળી આ વિજ્ઞાન બાબરા ભૂત જેવું છે: તેને જો આપણે સારા કામમાં નહિ જોડીએ તો તે ખરાબ કામમાં લાગશે અને આપણો પોતાનો નાશ કરશે.

એક વખત આ વિજ્ઞાન માણસજાતનો ઉદ્ધાર કરશે એમ માનવામાં આવ્યું હતું; પણ છેલ્લા યુદ્ધમાં તેણે જે કામ કર્યું છે તેથી એમ મનાય છે કે, તે માણસજાતનો મોટામાં મોટો દુશ્મન છે દિવસે દિવસે તેની શક્તિ વધતી જાય છે, અને હજુ વધશે, અને તે કેવાં કેવાં સારાં કે નરસાં મોટાં કાર્યો કરશે, તે કોઈ કહી શકતું નથી; સર ઑલિવર લૉજ નામના એક પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રીએ એક વખત કહ્યું હતું કે, માણસની મુઠીમાં માય એટલા પદાર્થમાં એટલી બધી શક્તિ રહેલી છે કે તે આખા જર્મન દરિયાઈ કાફલાને દરિયાને તળિયેથી ઉંચકીને કોઇ પર્વત પર મૂકી શકે છે. હવે આવી શક્તિનો ઉપયોગ અવળે માર્ગે થાય તો પછી બાકી શું રહે!

આ વિજ્ઞાને યુદ્ધમાં સેંકડો અને હજારો માણસોનો નાશ કરે એવી એવી તોપો, બંદુકો અને ઝેરી હવા, એવો પ્રવાહી અગ્નિ, દરિયામાં અંદર જાય આવે એવી મોટી બોટો અને હવાઇ વિમાનો માણસજાતને આપ્યાં છે. જંતુશાસ્ત્રનો ઉપયોગ દર્દને દૂર કરવાને બદલે દર્દને ઉત્પન્ન કરવામાં થઈ શકે છે, અને થયો પણ છે. એક નાની સરખી પિસ્તોલમાંથી યુરોપના એક ગામમાં એક ખૂન થયું, તેના પરિણામે આખી દુનિયામાં મહા યુદ્ધ થયું, અને કરોડ બે કરોડ માણસ માર્યાં ગયાં, પાંચ સાત કરોડ માણસને એક કે બીજી રીતે ઇજા કે નુકસાન થયું, અને આખી દુનિયાને થોડું કે ઘણું સહન કરવું પડયું, એ બધા વિજ્ઞાનનાજ પ્રતાપ છે. આ વિજ્ઞાનથી અને બીજા જ્ઞાનથી જુદા જુદા દેશો જે છેક નાશ પામતાં સુધી લડયા કરે છે તેઓ પોતાનું દેવું એટલું બધું વધારી દે છે કે, તેથી ભવિષ્યની પ્રજાની પેઢીઓની પેઢીઓ પોતાનું માથું ઉંચું કરી શકે નહિ. નોબેલ નામના એક શોધકે દુનિયાને એક હાથે ડાઇનામાઈટ નામનો ભયંકર દારૂ આપ્યો, અને પછી બીજે હાથે પોતાનીજ શોધખોળના પરિણામે દુનિયાને જે ઘણી મોટી હાનિ થઈ તેને દૂર કરવાને માટે શાંતિના પ્રચાર અર્થે એક મોટું ઇનામ કાઢયું. આ વાત વિજ્ઞાનથી ઉભી થએલી વસ્તુસ્થિતિનો બરાબર ચિતાર આપે છે. વિજ્ઞાનથી ભુંડું થયું છે અને થાય છે, પણ આપણે તેને સારે રસ્તે વાપરી તેમાંથી માણસજાતનું ભલું થાય તેમ કરવાનું છે. સેવાનો આ એક મોટો પ્રશ્ન છે.

૩. પ્રથમ તો આ કાર્ય સાધારણ માણસથી ન થઈ શકે એવું મહાન આપણને લાગે છે. પણ બીજાં બધાં મોટાં કાર્યોની માફક આના પણ ભાગ પાડી શકાય છે, અને પ્રત્યેક સેવક તેનો એકેક ભાગ પોતાના હાથમાં લઇ શકે છે. આ વિજ્ઞાનથી જે બધી મોટી શક્તિઓ માણસના હાથમાં આવી છે, તેનો નુકસાનકારક નહિ પણ સારો ઉપયોગ થઈ શકે છે, અને તેથી દુનિયાને ઘણો મોટો લાભ મળી શકે છે, એ વાત આપણે સહુ કોઈ જોઈ શકીએ છીએ. હવે જો આપણે દુનિયાનું સ્વરૂપ બદલાતું જોવું હોય તો સાથે સાથે આપણું પોતાનું સ્વરૂપ પણ તે નવી શક્તિઓથી બદલાવું જોઈએ. નાનામાં નાનીથી મોટામાં મોટી દરેક વાતમાં આ નવા જ્ઞાનનો આપણે ઉપયોગ કરવાનો છે, અને એ ઉપયોગ કરવામાં ખામી રાખવી એ એક પ્રકારનું પાપ સમજવું જોઇએ. કોઈ પણ કાર્ય આપણે સારામાં સારી રીતે ન કરીએ એ પણ એક જાતનો જગતને અન્યાય છે, અને તેને માટે આપણે શિક્ષાને પાત્ર છીએ, એવું આપણે સમજવું જોઇએ. ઢંગધડા વગરનું કે થતું હોય તેમ કાર્ય કરવું એ આપણ સહુને ધિક્કારને પાત્ર લાગવું જોઈએ.

ઘરમાં કે શાળામાં, ખેતીમાં કે વ્યાપારઉદ્યોગમાં, રાજકીય કે ધાર્મિક બાબતમાં જે આપણ સહુએ ધ્યાનમાં લેવાનું છે, અને જેના ઉપર ઘણાં મોટાં પરિણામોનો આધાર રહે છે તે આ છે. ઉપયોગિતા એ માત્ર હૃદયની અને હિતકારક હેતુઓની વાત નથી, પણ બુદ્ધિની અને કાર્યકુશળતાની પણ છે. કામમાં અવ્યવસ્થિત રહેવું એ એક પ્રકારના અન્યાય છે, અને નિવારી શકાય એવી અયોગ્યતા રાખવી એ એક પ્રકારનું છળકપટ છે. કોઇ પણ માણસ ગમે તેવો ભલો હોય પણ તે પોતાનું કાર્ય બરાબર ન કરે તો તે પણ દોષિત છે. નીતિવચનોના પુસ્તકમાં યોગ્યજ કહેલું છે કે, "જે પોતાનાં કામ કરવામાં ઢીલો છે, તે ઉડાઉનો ભાઈ છે" (નીતિ. ૧૮ ; ૯).

બધી ખ્રીસ્તી સેવાની વિરૂદ્ધ એક છુપું પ્રલોભન નિરંતર કાર્ય કરી રહ્યું છે. લોકો એમ સમજે છે કે, જો અમારામાં સદ્‌બુદ્ધિ હોય અને જો અમારા હેતુ સારા હોય તો અમારાં કાર્ય ગમે તેમ કરીને પણ પાર ઉતરવાનાં. ઈસુએ કહ્યું છે તેમ, અજવાળાના દીકરાઓ પોતાની પેઢી વિષે આ જગતના દીકરાઓ કરતાં ઓછા હોશિયાર હોય છે. આપણા કામધંધામાં જે કેટલીક રીતોને આપણે જુની ગણી તિરસ્કારીએ છીએ તેઓને આપણે આપણા ધર્મના કાર્યમાં લગાડીએ છીએ. પૈસો પેદા કરવો હોય ત્યારે આપણે નવામાં નવાં સાધનોનો ઉપયોગ કરીએ છીએ; પણ આજ પૈસો ધર્માદામાં વાપરવો હોય ત્યારે આપણે, આ જમાનાને અનુકૂળ એવી યોગ્ય રીતે તેને વાપરીએ કે નહિ તેનો વિચાર સરખો પણ કરતા નથી. આપણે જાણીએ છીએ કે કાર્યકુશળતા એ આપણો સ્વાર્થ સાધવામાં બહુ જરૂરી છે, પણ સેવા વિષે વિચાર કરતાં, જાણે તેના ભાવમાં તે એટલી બધી સુંદર લાગે છે કે, જાણે કાર્યકુશળતાની તેમાં જરા પણ જરૂર ન હોય તેમ આપણે વર્તીએ છીએ. પણ ઇશ્વર આથી છેતરાતો નથી, તેમ તે મૂર્ખનો મિત્ર પણ થતો નથી. જેમ આજનો ધીકતો

વ્યાપાર આપણે આગળનાં પુરાણાં યંત્રોથી કરી શકતા નથી, તેમ આજનું ધાર્મિક કાર્ય પણ આપણે માત્ર જુનાંજ સાધનોથી કરી શકતા નથી. માણસોને ખવડાવવામાં, પીવડાવવામાં, માંદાની માવજત કરવામાં, અનાથોને આશ્રય આપવામાં, શાળાઓ, દવાખાનાંઓ વગેરે કાઢવામાં આપણે નવા નવા રસ્તાઓ અંગીકારવા જોઈએ, અને થોડી મહેનતે ઝાઝું ફળ લેવું જોઇએ.

આગળના વખતમાં ભિક્ષુક આવ્યો અને તેને આપણે અન્ન કે દાણો આપ્યો, એટલે બસ થતું હતું, પણ આજે તેટલુંજ કરી આપણે સંતોષ માની શકતા નથી. જે એટલુંજ કરી બેસી રહે છે તે કાળની પાછળ રહેલો મનુષ્ય છે. આપણે જો ગરીબોને અન્નદાન કે વસ્ત્રદાન કરવું હોય તો તે અમુક યોજના પ્રમાણે અને વ્યવસ્થિત રીતે કરવું જોઈએ. તેમજ આગળ માંદા માણસોને ઘેર જઇ તેમની ખબરઅંતર પૂછવી, અને બહુ તો તેમને દવા વગેરે આપવું એ બસ ગણાતું હતું, પણ આજે તેમની ખરી સેવા કરવી હોય તો તેમને માટે યોગ્ય ઈસ્પિતાલો, હવાખાવાનાં સ્થળો, વગેરેનો બંદોબસ્ત કરવો જોઈએ, તેમ વળી રોગનો ઉપદ્રવ ન થાય તેને માટે પણ યોગ્ય વ્યવસ્થા કરવી જોઈએ. આગળ કોઈને કાંઈ કામધંધો શીખવો હોય તો તે કોઇ શેઠ કે કારીગરને ત્યાં ઉમેદવાર રહેતો, અને આ શેઠ તેને ધંધો શિખવે એ મોટી મહેરબાની ગણાતી, અને આ શેઠ પણ પોતાના ઉમેદવાર કે વાણોતરને પોતાના દીકરાની માફક ગણતા. આજે એવું કેટલીક રીતે થઇ શકે તેવું નથી, કારણ કે માલીકો અને મજુરો એકબીજાને ઓળખતા હોતા નથી, એકબીજાને કદિ ભાગ્યેજ મળ્યા પણ હોય, સંજોગો અને સહાનુભૂતિ એકબીજાનાં સરખાં હોતાં નથી, અને આવી રીતે તુટેલા ભ્રાતૃભાવને લીધે કડવાશ વધારે ફેલાય છે, તોપણ શેઠોએ કે મીલના માલિકોએ પોતાના નોકરોને અને મજુરોને પોતાનાં સંતાન જેવાં ગણી તેમના ભલાને માટે જુદી જુદી રીતે કાર્ય કરવું જોઈએ. તેમ આગળ ધર્મના સંપ્રદાયો જુદા જુદા રહી કામ કરે એથી કેટલોક ગેરલાભ થતો હતો તેમ લાભ પણ થતો હતો, પણ આજે દુનિયાને ધર્મભાવની એટલી બધી જરૂર છે કે જુદા જુદા સંપ્રદાયોએ અને ધર્મોએ પોતાના નાના નાના મતભેદો દૂર કરી (એકત્ર થઈને તથા સહકાર કરીને) પૃથ્વીનાં અધર્મ અને પાપની સામે થવું જોઈએ. આ બધાનો સાર એ છે કે, માત્ર ભલી લાગણીઓ કે ઈચ્છાઓ ધરાવવાથી આજે ખરી રીતે ઉપયોગી થઇ શકાતું નથી. ખરી અને મોટી સેવા કરવા માટે જાગૃત અને સંયમિત બુદ્ધિ તેમજ કાર્યકુશળતા જોઈએ. શું કરવું સારૂં છે તે જાણ્યા સિવાય સારૂં કરવાની ઈચ્છા રાખવી એ ખરેખર નુકસાનકર્તા છે.

આ વાતનું સત્ય આપણી સેવાનો પ્રદેશ ગમે તેટલો સાંકડો હોય તેમ છતાં આપણામાંના પ્રત્યેકને લાગુ પડે છે. કોઈ અનાથાશ્રમ કે અસ્પૃશ્યની શાળાની કમિટીમાં બેસવું એ એક વાત છે, અને તેમાં ખરૂં કામ કરવું એ બીજી વાત છે. તેવી રીતે કોઇને બટકું રોટલો આપીએ તેમ પૈસા આપી જતો કરવો એ એક વાત છે, અને તેને પોતાના પગ પર ઉભો કરવો એ બીજી વાત છે. કોઈની સાથે મિત્રતા

બાંધવી એ એક વાત છે, અને ખરી રીતે મિત્ર થવું એ બીજી વાત છે. તેમ માતા કે પિતા થવું એ એક વાત છે, અને તેવા થઇ પોતાની ફરજ ખરી રીતે અદા કરવી એ બીજી વાત છે. પણ આ વાત તો, જે લોકોને ઇશ્વરે બીજાની આગળ લઈ જવાને માટે નેતા થવાની ખાસ બક્ષિસો આપી હોય તેમને ખાસ કરીને લાગુ પડે છે. જે માણસ પોતે પોતાની બુદ્ધિને સજ્જ કરીને અને કાર્યકુશળ થઇને, જે બીજા લોકો સેવા કરવાને આતુર હોય પણ કેવી રીતે સેવા કરવી તે જાણતા ન હોય, તેમને પોતે માર્ગ બતાવી આગળ લઈ જાય છે, અને વિજ્ઞાનથી મળેલી નવી શકિતનો યોગ્ય ઉપયોગ કરી તેમનું અને પોતાના દેશનું અને જગતનું કલ્યાણ કરે છે, તેને સદા ધન્ય છે!

જો માણસોની બુદ્ધિ સેવાકાર્યને માટે નવા જમાનાની શક્તિઓનો ઉપયોગ કરવા મંડે તો તેનો માર્ગ પહેલાં જે ઘોર અંધકારમય લાગતો હતો તે હવે આશાથી પ્રકાશિત લાગશે. માણસો ધારતાં હતાં કે ચમત્કારો કરવાનો જમાનો વીતી ગયો, પણ નવા જ્ઞાનથી તેના કરતાં પણ મોટો જમાનો આવી પહોંચ્યો છે. જુના જમાનાને જે બાબતો અશકય અને અમાન્ય લાગતી હતી તે હવે થઇ શકે એવી લાગે છે: મનુષ્યકોમનો અજ્ઞાન અને દારિદ્રયમાંથી ઉદ્ધાર કરી શકાય, યુદ્ધ નાબુદ કરી શકાય, હુન્નર સર્વને માટે ખીલવી શકાય, શારીરિક અને નૈતિક ઉપદ્રવો જેઓએ મનુષ્યજાતિને અત્યાર સુધી પીડેલી છે, તે નિર્મૂળ કરી શકાય, એમ છે. પિત્તજ્વર ઘણા જમાનાઓથી માણસો પર એક વિપત્તિરૂપ હતો. પૃથ્વી પરના જે પાંચ સ્થળોએ આ તાવનાં જંતુઓ થાય છે, ત્યાં વિજ્ઞાનશાસ્ત્રીઓ જઈ પહોંચ્યા છે. ગોરગાસ કરીને એક સરજ્યન–જનરલ કહે છે કે એ તાવને થોડા વખતમાં જગતમાંથી બિલકુલ નાબુદ કરી નાખવામાં આવશે. એક જાતનો કરમ એવો છે કે તે માણસની શકિત ચુસી લે છે, તેની મહત્ત્વાકાંક્ષાનો નાશ કરે છે, અને ઘણી પેઢીઓ સુધી માણસોનાં ચારિત્ર્યો અને ઘરોનો વિનાશ કરે છે. એ એક છુપો, દગાખોર અને કૌવત ઘટાડનાર રોગ છે, જેનાથી મન, શરીર અને આત્માની ઉદાસીનતા આવે છે. એક સંસ્થાએ એ કામ હાથમાં લીધું, અને તેનો અકસીર ઈલાજ શોધી કાઢયો છે. તેના પ્રયોગો કરી જોતાં તે સફળ નીવડયો છે, અને આજે દુનિયાની મોટી મોટી પ્રજાઓ સહકાર કરીને એ અનર્થની સામે થએલી છે, અને થોડા વખતમાં તેને નિર્મૂળ કરશે. વારંવાર આવતા અને ભયંકર દુષ્કાળો, જે અત્યાર સુધી વેઠીજ લેવા પડતા હતા, તે હવે ભયંકર લાગતા નથી. નહેર વડે પાણી પાવાની યોજના કરીને નકામી જમીનને કામમાં લેવામાં આવે છે; રસાયનશાસ્ત્રવડે નકામી જમીન ફળદ્રુપ થઈ છે; વૈજ્ઞાનિક રીતે ખેતીવાડી કરવાથી પાક પુષ્કળ વધી શકે છે, અને દુનિયામાં એક બીજાની સાથે સંબંધ અને વ્યવહાર રાખવાનાં સાધનો થવાથી એક દેશની નીપજ પૃથ્વી પરના કોઇ પણ દેશના કામમાં આવી શકે છે.

વળી આ નવી શક્તિઓ અને નવાં સાધનો માણસના જીવનના વધારે ઉંચા પ્રદેશને માટે કાંઇ ઓછાં અગત્યનાં નથી. જો આપણે કરવા ધારીએ, અને હાથમાં

લઈએ તો વધારે ઉચ્ચ કેળવણી ઘણી ફેલાવી શકીએ, ઉંચા પ્રકારનો પરોપકાર વધારે સાર્થકતાથી કરી શકીએ, વધારે સારો રાજ્યવહિવટ વધારે કુશળતાથી ચલાવી શકીએ, મંડળીઓ વધારે સારી અને વધારે ઉપયોગી કરી શકીએ એ નિર્વિવાદ છે. સાર્વત્રિક ખ્રીસ્તી કાર્ય વિષે બોલતાં મિ. જે. બ્રાયર્લીએ યોગ્યજ કહ્યું છે કે, "જ્યોર્જ સ્ટીવન્સનને ઈશ્વરવિદ્યાશાસ્ત્ર સાથે કંઈ સંબંધ નહોતો. પણ તેણે જે વરાળયંત્રથી ચાલતી આગગાડી કાઢી છે તેને પરિણામે સુવાર્તાના ઉપદેશકને મોકળાશ મળી છે, તે આખી દુનિયાના સમાગમમાં આવ્યો છે, અને ધાર્મિક ક્ષેત્રનો વિસ્તાર એટલો બધો થયો છે કે, ઘણા ધર્મજ્ઞોના સંયુક્ત પ્રયત્નથી પણ તેટલો થયો નથી."

૪. જુનાનેજ વળગી રહેનાર અને નવું નકારનાર એવા મનનાં જે જોખમો છે, તે એક ખાસ પ્રદેશમાં ચોકખેચોકખાં દેખાઈ આવે છે. દાખલા તરીકે આગળના વખતમાં હિન્દુસ્તાનમાં માણસો પોતાના ધનનો શો ઉપયોગ કરતા હતા તે વિચારો. કુટુંબનું ભરણપોષણ કરવું, લગ્ન કે મરણ પ્રસંગે ન્યાતવરાઓ કરવા, કોઈ મંદિર વગેરે બંધાવવું અને થોડીઘણી ધીરધાર કરવી, અને પાડોસીઓને જરૂર પડયે મદદ કરવી. એ સિવાય પૈસાનો ઉપયોગ બહુ થતો નહિ; અને જે આવું બધું સારી પેઠે કરતો તે સુજન અને ઉદાર માણસ ગણાતો. તે કાળે બંગાળામાં દુકાળ પડયો હોય તો ગુજરાતના લોકોને તેની ખબર પણ પડતી નહોતી, તો પછી ત્યાંના લોકોને મદદ કરવાની તો વાતજ કયાંથી હોય! અને જ્યારે હિન્દુસ્તાનમાંજ એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં મદદ આપી શકાતી નહોતી, તો પછી બહાર તો નજ અપાય તેમાં શી નવાઈ છે! અને એનું કારણ એ હતું કે તે કાળે આગગાડી, આગબોટ, તારથી સંદેશા મોકલવાની યોજના, કે પરદેશમાં નાણાંની ધીરધાર કરવાની યોજના બિલકુલ હતી નહિ. કોઇની પણ સેવા વિશ્વવ્યાપી થઇ શકે એમ હતું નહિ, તેથીજ પોતાની ઉદારતાનો વિસ્તાર વધારવાની જવાબદારી પણ પોતાને શિરે છે, એવું કોઇ સમજતું નહિ.

કેટલા બધા લોકો આ નવા કાળમાં પણ જાણે તેઓ જુના કાળમાંજ રહેતા ન હોય તેવી રીતે વર્તે છે. તેઓ કુટુંબનું ભરણપોષણ, ન્યાતવરાઓ વગેરે કરે છે, વખતે સૌથી વધારે ગરજવાનની ગરજ પણ પૂરી પાડે છે, આ તેઓની આર્થિક ઉપયોગિતાની મર્યાદા છે. પણ હાલની દુનિયામાં આટલુંજ કરી બેસી રહેવું એ તો સમયોચિત ગણાય નહિ. આથી આપણે વધારે કરી શકીએ છીએ. આજે માણસો હિન્દુસ્તાનના એક છેડે બેઠાં બેઠાં બીજે છેડે મોટી કંપનીઓ ચાલતી હોય તેમાં પોતાનો ભાગ રાખી શકે છે, અને તેમાં થતા નફાતોટાની જવાબદારી પોતાને માથે લઈ શકે છે આટલુંજ નહિ, પણ પૃથ્વીના કોઇ પણ ભાગમાં મોટી કંપનીઓ વગેરે ચાલતાં હોય તેના શેરો પોતે લઇ શકે છે અને તેમ કરી તેમાં પોતાનો ભાગ રાખી શકે છે. જર્મન માર્કનો કે રૂશિયાના રૂબલનો વેપાર જેવો બર્લિનમાં કે લંડનમાં ચાલે તેનાથી માત્ર સેહેજ થોડો મુંબઇ અને કલકત્તાની બજારોમાં ચાલે

છે. વળી આપણે ત્યાં દુકાળ પડે છે ત્યારે ઘણી વખત અમેરિકા અને યુરોપમાંથી પૈસા અને અનાજ આવે છે, અને તેથી ઘણા માણસોના પ્રાણ બચે છે. થોડાજ વખત પહેલાં રૂશિયાના એક લેખકે આપણા પ્રસિદ્ધ કવિ રવિન્દ્રનાથ ટાગોરને રૂશિયાના લેખકવર્ગને હિન્દુસ્તાન તરફથી મદદ કરવાને માટે વિનંતી કરી હતી, અને તે માટે કેટલાક લોકોએ પૈસા પણ આપ્યા હતા. કારભારીપણાની અદ્ભુતતા એ તો આ નવા જમાનાની એક અચંબો પમાડે એવી વાત છે.

એ વાત ખરી છે કે જ્યારે આપણે લોકો પાસે કોઇ સારા કાર્યને માટે પૈસા માગીએ છીએ, ત્યારે તે ન છુટકે સહન કરવા જેવી કે અણગમો ઉપજાવનાર વાત લાગે છે. લોકો પૈસા આપે છે તે પણ આપ્યા વિના છુટકો નથી માટે, અથવા માગનારના મોંની શરમ આવે છે માટે, અથવા પીડા પતે છે એમ ધારી આપે છે. પણ યાદ રાખવું જોઈએ કે, જ્યારે પૈસાની આવી રીતે વારંવાર માગણી કરવામાં આવે ત્યારે લોકોમાં આવો કંટાળો પેદા થાય એમાં કાંઇ નવાઇ નથી. કેટલી બધી વાર આવા શબ્દો આપણે કાને પડે છે, "તમારે આપવુંજ પડશે; તમારે ઉદાર થવુંજ જોઈએ; એ તો તમારી ફરજ છે," વગેરે વગેરે. તોપણ પૈસાના ઉપયોગને માટે હાલમાં જે તકો મળે છે, તે કોઇ પણ જોડી કાઢેલી વાર્તાઓમાં આવતી તકોના કરતાં પણ વધારે અજાયબ જેવી અને મોહક છે. મિશનેરીઓ પણ પોતાના દેશથી પૈસાની મોટી મોટી રકમો લાવી દૂરના દેશોમાં એ પૈસા ધર્મના પ્રચારને અર્થે ખર્ચે છે, એ આપણે સહુ કોઇ જાણીએ છીએ. પંડિતા રમાબાઈને પૃથ્વીના ચારે ખુણામાંથી પૈસા મળતા હતા, અને તે પૈસામાંથી તે સાધ્વી નારી હજારો સ્ત્રીઓનું ભરણપોષણ કરતી હતી. આવી રીતે જો માણસમાં પ્રેમ અને ઉત્સાહ હોય, અને તે આજે પૈસાનો યોગ્ય ઉપયોગ કરવા માગે, તો તે ખરેખર બહુ સારાં અને મોટાં કાર્ય કરી શકે છે. આવી તકમાં જે કોઇ પોતાની ફરજ સિવાય બીજું કાંઈ જોઇ શકતો નથી તે આંધળો છે. ખરેખર આવી શક્તિ અને સાધન, જે વડે આખી દુનિયામાં કામ થઇ શકે છે, તેનો ઉપયોગ કરવાનું સહુ કોઇને ગમે, એ નક્કી છે.

આગળના જમાનામાં કોઈ દૂરના પ્રાંતમાં કે દેશમાં દુષ્કાળ કે રોગથી લોકો પીડાય છે, એવું કદાચિત અમુક જગાના લોકો સાંભળે, તો તેઓ તેઓના પ્રત્યે દિલસોજી બતાવ્યા સિવાય બીજું કાંઇ કરી શકે એમ નહોતું. પણ આજે વસ્તુસ્થિતિ જુદીજ છે. આપણામાં લાગણી હોય અને તે કાર્યદ્વારા આપણે બતાવવા ઇચ્છતા હોઇએ, તો તરત તેનો ઇલાજ થાય એમ છે, કારણ કે પૃથ્વીના પટ પર ગમે ત્યાં જરૂર હોય તોપણ આપણે કાંઈક તો કરી શકીએ છીએ. માણસની ઉપયોગિતાને પ્રસારનાર સાધનો હવે આખી પૃથ્વી પર ફેલાઈ રહેલાં છે. આપણે એક પૈથી શરૂઆત કરીને એક કરોડ કે અબજ રૂપીઆ સુધીની રકમ રૂશિયા જેવા દૂર દેશ સુધી તરત પહોંચાડી શકીએ છીએ, અને આ પૈસો એ આપણી પોતાની જાતમહેનત છે, એટલે આપણે થોડે કે ઘણે અંશે ત્યાં જાતેજ

પહોંચ્યા એમ માની શકીએ છીએ. આવો અધિકાર આપણને આ જમાનામાંજ પ્રાપ્ત થયો છે. કોઇ માણસ યુરોપ કે અમેરિકા કે આશિયાના એક ખુણે બેઠો બેઠો પોતાના પૈસાથી દૂરના દેશોમાં ધર્મનો પ્રચાર કરાવી શકે છે, માંદાઓને માટે ઈસ્પિતાલો કઢાવી શકે છે, અજ્ઞાનને માટે શાળાઓ ખોલાવી શકે છે, અને ભુખ્યાંને અન્ન વગેરે આપી શકે છે; આ બધું માત્ર સેવાના ભાવને આધીન થએલા વિજ્ઞાનનોજ ચમત્કાર છે. હવે આવા જમાનામાં આપણે આગળના જમાનાના માણસની માફકજ કામ કે સેવા કરીએ, તો એ શું શરમભરેલું ન કહેવાય? જે માણસ ઉદાર અને પદ્ધતિસરનું કારભારીપણું ધ્યાનમાં રાખીને નવી તકોનો લાભ લઈને કામ કરે છે, તેજ માણસ ખરેખરી રીતે પોતાના જમાનાની સાથે સાથે ચાલે છે.

હવે પૈસાવડે સેવા કરવાની જે તક મળે છે તેવીજ તકો આજના જમાનાનાં ઉપયોગિતાનાં બીજાં સાધનોવડે પણ સાધી શકાય. આગળના નિરંકુશ રાજતંત્રના જમાનામાં રહેનાર લોકો રાજસત્તા પર કશો કાબુ રાખી શકતા નહોતા; પણ આજે લગભગ આખી પૃથ્વીમાં રાજ્યમાં લોકસત્તા વધારે વધારે અંશે દાખલ થતી હોવાથી લોકો રાજદ્વારા પોતાના દેશનું ઘણું કલ્યાણ કરી શકે છે; વળી આગળ લોકો છાપવાની કળા જાણતા નહોતા, પણ આજે હજારો અને લાખો પુસ્તકો, ચોપાનિયાં વગેરે છાપખાનાંઓમાંથી બહાર પડયેજ જાય છે, અને કેળવણી અને ધર્મપ્રચારનું એ એક મોટું સાધન થયું છે. આગળ દેશોને એક બીજા સાથે સંબંધ નહોતો, તેથી તેઓ મનથી કે રાજકીય વહિવટથી આંતરરાષ્ટ્રીય સંબંધ ધરાવી શકતા નહોતા; પણ હવે જુદા જુદા દેશો એકબીજા સાથે અગણિત ઘણા નજીકના સંબંધોથી જોડાયા છે, અને આ વધતા જતા સંબંધોથી આંતરરાષ્ટ્રીય સહકારની સૌથી ઉત્તમ તક મળી છે. વળી આગળના વખતમાં જુદા જુદા દેશો પરસ્પર વિરોધી રહેતા અને એકમેકનો નાશ કરવાને તત્પર રહેતા; પણ આજે અને ખાસ કરીને ગયા મહાન યુદ્ધ પછી લોકો સમજવા લાગ્યા છે કે જર્મનીનો નાશ થતાં ફ્રાન્સનો પણ નાશ થાય છે. આ પણ સેવાની એક ઘણી મોટી તક છે. દરેક બાજુએ નવી નવી શક્તિઓ અને નવી નવી તકો આપણને મળે છે. મનુષ્યજાતની ઉંચામાં ઉંચી આશા પૂરી કરવી હોય તો આપણે આ નવી શક્તિઓને શુદ્ધ કરવી જોઇએ, અને તેમાં ખ્રીસ્તનો આત્મા પ્રેરી તેમને માણસજાતના કલ્યાણની સેવામાં લગાડવી જોઇએ. કાળની પાછળ રહી ગએલું મન અથવા જુનાને વળગી રહી નવું નકારનાર મન મોટાં મોટાં સેવાનાં કાર્યોમાં ભારે જોખમરૂપ છે.

---

# પ્રકરણ દસમું.

## મોટું વિઘ્ન.

### રોજનાં વાંચન.

વ્યાપારઉદ્યોગમાં કેટલાક આર્થિક હેતુઓ અને વ્યવહારોની સાથે સંબંધમાં આવતાં ખ્રીસ્તી સેવાને જે કેટલીક મુશ્કેલી નડે છે તેનો આપણે આ અઠવાડિયે વિચાર કરવાનો છે. કેટલાક લોકો એવું માને છે કે ખ્રીસ્તી ધર્મને આર્થિક પ્રશ્નો સાથે બિલકુલ લેવાદેવા હોવી જોઈએ નહિ. પણ એ તો સહુ કોઇ સમજી શકે છે કે, કોઇ પણ ધર્મના નામને યોગ્ય એવો ધર્મ માણસના ભરણપોષણ જેવા મુખ્ય પ્રશ્નને કોરે મૂકી શકતો નથી. આપણે ઇસુનાં વચનો ધ્યાનપૂર્વક વાંચીશું તો આપણને માલમ પડશે કે કદાચિત બીજી બધી બાબતો કરતાં તેણે પૈસા કમાવાના અને વાપરવાના સંબંધમાં, અને તેના જોખમ અને ઉપયોગના સંબંધમાં વધારે કહ્યું છે. આટલા માટે ખ્રીસ્તી ધર્મને આજના આર્થિક પ્રશ્ન સાથે જે મોટો અને જરૂરનો સંબંધ છે તેનો આપણે આપણાં રોજનાં વાંચનમાં વિચાર કરીએ.

**દસમું અઠવાડિયું, પહેલો દિવસ.**

"જેઓ ધનવાન થવાની ઇચ્છા રાખે છે, તેઓ પરીક્ષણમાં, ફાંદામાં તથા ઘણી મૂર્ખ તથા નાશકારક તૃષ્ણામાં પડે છે, કે જેઓ માણસોને વિનાશમાં તથા અધોગતિમાં ડુબાવે છે. કેમકે દ્રવ્યનો લોભ સઘળા પ્રકારનાં પાપનું મૂળ છે, એનો લોભ રાખીને કેટલાએક વિશ્વાસથી ભટકી ગયા છે, અને ઘણાં દુ:ખથી તેઓએ પોતાને વીંધ્યા છે.

"પણ હે ઇશ્વરભક્ત, તું તેઓથી નાસી જા; અને ન્યાયીપણું, ભક્તિભાવ, વિશ્વાસ, પ્રેમ, ધીરજ તથા નમ્રતા, એઓનું અનુસરણ કર.' ૧ તીમો. ૬; ૯-૧૧.

ખ્રીસ્તી ધર્મનું મુખ્ય કામ **પાપ પર વિજય** પામવાનું છે, એ વાતની કોઈ ના પાડી શકે તેમ નથી. પણ પાપ જેવી કાંઈ ખાસ વસ્તુ નથી, અને જે અન્યાયો અને ભુડાં કૃત્યો માણસોનો નાશ કરે છે તેનું મૂળ જો આપણે તપાસીએ, તે આપણને માલમ પડશે કે ઉપરના ફકરામાં સર્વ અન્યાયોનું મૂળ બતાવવામ આવેલું છે. મહા ભક્ત કવિ તુલસીદાસે કહ્યું છે કે, પાપનું મૂળ લોભ છે. આટલ માટે કોઈ ખ્રીસ્તી માણસ કે ખ્રીસ્તી મંડળી માત્ર પાપ, પાપ કર્યા કરે, અને આર્થિ

જીવનનાં જે પાપો માણસોનો નાશ કર્યા કરે છે, તેમને એમનેએમ રહેવા દે, તો એ વ્યર્થજ છે. વળી આપણે આપણા પોતાના ધંધામાં ન્યાયથી અને પ્રમાણિકપણે વર્તવાનો પ્રયત્ન કરીએ, અને વ્યાપારઉદ્યોગની મોટી મોટી સંસ્થાઓ, જેના ઉપર આપણા પોતાના પ્રમાણિકપણાનો આધાર ઘણે અંશે રહેલો છે, તેને સુધારવાનો પ્રયત્ન ન કરીએ, તો તે પણ નકામું છે. મહા સાધુ ઓગસ્ટિન પોતાના "દેવના નગર" નામના પુસ્તકમાં આ પ્રમાણે લખે છે.

"એક વખત મહાન સિકંદરને એક ચાંચિયાએ બહુ મજાનો અને રોકડો જવાબ આપ્યો હતો. મહાન સિકંદરે એક વખત એક ચાંચિયાને પૂછ્યું કે, તું શા માટે દરિયા પર લોકોને હેરાન કરે છે, ત્યારે તેણે નીડરપણે જવાબ વાળ્યો કે, તમે કેમ આખી દુનિયાને હેરાન કરો છો! હું એક નાનું વહાણ લઈને એવું કામ કરૂં છું, એટલે તમે મને લૂટારો કહો છો, અને તમારી પાસે એક મોટો કાફલો છે, એટલે તમે બાદશાહ કહેવાઓ છો!"

આ પ્રમાણે ખરો ખ્રીસ્તી મોટાં આર્થિક પાપોને ધ્યાનમાં ન લે તો માત્ર નાનાં પાપોની સામે તે થઇ શકતો નથી. માટે જે કોઇને ખરા ખ્રીસ્તી થવું હોય અને જગતમાં ખ્રીસ્તી ભાવનો પ્રચાર કરવો હોય તેણે આ આર્થિક પ્રશ્નને તેના વ્યક્તિગત અને સામાજિક સ્વરૂપમાં બરાબર તપાસવો જોઈએ.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, તારી આજ્ઞા અનંતજીવન છે. અમે કબુલ કરીએ છીએ કે તું જે સર્વેનું કલ્યાણ ઇચ્છે છે તેની પરમકૃપાળુ ઈચ્છા શી છે તે જાણવાની પરવા નહિ કરતા અમારાં પોતાનાં લાભ અને હિત શોધ્યાં છે, અને તેમ કરી અમે તારો નિયમ તોડ્યો છે. અમે વર્ગ વર્ગ વચ્ચે થતો અન્યાય કરીને, ગરીબનાં દુઃખ પ્રત્યે બેદરકાર રહીને, દેશદાઝની ખામીથી, ઢોંગથી અને છુપા સ્વાર્થથી પાપ કર્યું છે. પણ ઓ પ્રભુ, તું તારી દયાથી અમારૂં સાંભળ. તું અમારૂં દિલ એવી રીતે ફેરવ કે અમે ખરો પશ્ચાત્તાપ કરીએ, અમારાં પાપથી અમારા દેશ ઉપર જે મોટાં મોટાં દુઃખ અને અનર્થો આવ્યાં છે તેમને અમે પૂર્ણ રીતે તિરસ્કારીએ. અહંકાર અને ધનરૂપી અમારી મૂર્તિઓને તું તોડી નાખ. અમારો સ્વપ્રેમ ઉડાડી દે. એકલો તુંજ પ્રભુ છે, એવું અમે અમારા રોજના જીવનમાં અને જાહેર કાર્યમાં જાણીએ માટે તું અમારી આંખો ઉઘાડ. ખ્રીસ્ત જેણે પોતાની ઇચ્છા નહિ પણ તારીજ ઇચ્છા શોધી હતી તેની ખાતર માત્ર તનેજ અમે ભજીએ, અને તનેજ અમે સેવીએ, તેમ કર. આમેન."

દેવના નગરને માટે પ્રાર્થનાઓ.

## દસમું અઠવાડિયું, બીજો દિવસ.

"હવે ચાલો, શ્રીમંતો, તમારા પર પડનારાં સંકટોને લીધે તમે હાય હાય કરો અને રડો. તમારી દોલત સડી ગઇ છે, અને તમારાં લુગડાંને

ઉધાઇ ખાઇ ગઇ છે. તમારૂં સોનું તથા રૂપું કટાઇ ગયું છે, અને તેનો કાટ તમારી વિરૂદ્ધ સાક્ષી આપશે, અને અગ્નિની પેઠે તમારાં શરીરોને ખાઇ જશે. તમે છેલ્લા સમયને સારૂ દોલત સંઘરી રાખી છે. જુઓ, જે મજુરોએ તમારાં ખેતર કાપ્યાં છે, તેઓની મજુરી તમે દગો કરીને અટકાવી રાખી છે; તે બૂમ પાડે છે, અને કાપનારાઓની બૂમ સૈન્યોના પ્રભુના કાનોમાં આવી પહોંચી છે. તમે પૃથ્વી પર મોજશોખ કરીને વિલાસી થયા છો; કાપાકાપીના દિવસમાં તમે તમારાં હૃદયોને પુષ્ટ કર્યાં છે." યાકૂ. ૫; ૧-૫.

ઈસુનો ભાઇ યાકૂબ ઈસુનાંજ વચન અને શિક્ષણ પોતાનાં આવાં વચનોદ્વારા શિખવતો હતો, એ વાત આપણે માત્થી ૧૯; ૨૪, લુક ૬; ૨૪: ૧૨; ૧૫ વગેરે અને લુક ૧૬; ૧૩ વગેરેથી જાણી શકીએ છીએ. અર્થનો પ્રશ્ન ખ્રીસ્તી ધર્મની નજર આગળથી વેગળો રાખી શકાતો નથી એનું એક કારણ એ છે કે, ખ્રીસ્તી ધર્મનું પ્રથમ કાર્ય માણસના ચારિત્ર્યને લગતું છે, અને જેઓ અયોગ્ય રીતે ધન મેળવે છે **તેઓનાં ચારિત્ર્યનો નાશ કરનારી વસ્તુઓમાંની તે એક મોટામાં મોટી વસ્તુ છે.** યુનાઈટેડ સ્ટેટ્સમાં ત્યાંની વસ્તીનો બે ટકા જેટલો ભાગ ત્યાંની દોલતના સાઠ ટકા જેટલો ભાગ પોતાના હાથમાં રાખે છે. ત્યાંના ગરીબ માણસની દોલત એક હજાર રૂપિયા જેટલી ગણતાં, ત્યાં એવા ધનાઢ્ય માણસો છે કે તેઓમાંના એક એકની પાસે આવા પચીસ લાખ માણસોની ભેગી કરેલી દોલત જેટલી દોલત છે. આ સ્થિતિ રાજ્ય અને લોકોને માટે નુકસાનકારક છે, તેમજ તે ધનવાન માણસોને માટે પણ નુકસાનકારક છે. પોતાની દોલત યોગ્ય રીતે પ્રાપ્ત કરી હોય, અને પોતાની જીંદગીની આખર સુધી તે પ્રેમાળ, નમ્ર અને ઉદાર રહ્યા હોય એવો કોઈ માણસ ભાગ્યેજ મળી આવે છે, અને તેમ કરવું એ સ્તુતિપાત્ર આત્મિક શક્તિ સિવાય થઈ શકતું નથી. પણ બીજી એક જાતના પૈસાદાર લોકો છે, જેઓનું ચિત્ર જેવું યાકૂબના મનમાં હતું, તેવુંજ હેન્રી વૉર્ડ બીચર નામનો એક ઉપદેશક આપે છે.

"ન્યુ યોર્કમાં ઘણા ધનાઢ્ય માણસો છે, જેઓ પૈસેટકે સુખી હોવાને લીધે લોકોમાં સારૂં માન પામે છે. આ લોકો પૈસા ભેગા કરે છે, અને તેનો ઉપયોગ પોતાના સ્વાર્થની ખાતર કરે છે. તેમની નજરમાં આખો સમાજ માત્ર તેમનાં સુખનું એક સાધન છે. પોતાનો સ્વાર્થ સરતો હોય તે સિવાય એ લોકો કોઇ ભલા કાર્યમાં પોતાનો હાથ ઘાલતા નથી, તેમ ગરીબ લોકોને દુઃખને વખતે સહાય કરતા નથી. તેઓ મહેલો બાંધે છે, અને તેમાં મોજમઝાનાં અને એશઆરામનાં સાધનો ભરી મૂકે છે; પણ ગરીબ લોકો તો તેમની આજુબાજુ ભુખે મરે છે. અને વસ્ત્ર અને ઘર વગરનાં છે, તેની તેમને પરવા રહેતી નથી. કોઈ પણ

ગરીબનો ખરો આશીર્વાદ તેમને મળતો નથી. આમ છતાં તેમનું નામ જાહેરમાં આવે છે. તેઓ માન પામે છે અને જનસમાજની નજરમાં મોટા થઇ ફરે છે. લોકો તેમની ખુશામત અને વાહ વાહ કરે છે. તેઓ મરે છે ત્યારે તેમની ઘોર ઉપર 'દુષ્ટોનું નામ તો સડી જશે' એવા બાયબલના શબ્દો કોતરવા જોઇએ, તેને બદલે પત્રોમાં અને ચોપાનિયામાં તેમની જયઘોષણા થાય છે.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, અમે અમારા દેશને માટે પ્રાર્થના કરીએ છીએ. માણસાઇમાં અમને ગરીબ થવા દઈશ નહિ, અમારાં વહાણોનો નાશ ભલે થાય, અમારાં રહેઠાણોનો નાશ ભલે થાય; પણ એવું કર કે આ દેશમાંથી માણસાઈનો નાશ ન થાય, અમારામાં એવા ઉમદા માણસો ઉત્પન્ન કર, કે જેઓ લાંચને ધિક્કારે, મહત્ત્વાકાંક્ષી ન થાય, સ્વાર્થના ભોગ ન થાય, ઇશ્વરથી ડરે અને મનુષ્યજાત પર પ્રેમ કરે, અને આ દેશને શુદ્ધ અને નિ:સ્વાર્થ પ્રેમથી ચાહે; અને અમે તારી વિનંતી કરીએ છીએ કે, અમારી શાંતિ અમારી સચ્ચાઇ ઉપર ટકી રહે અને સર્વ ઠેકાણે ન્યાયીપણાનો જય થાય, એવું તું કર. આમેન."

હેન્રી વૉર્ડ બીચર.

## દસમું અઠવાડિયું, ત્રીજો દિવસ.

"યહોવાહ કહે છે: ઇસ્રાએલના ત્રણ ગુનાને લીધે, હા, ચારને લીધે હું તેની શિક્ષા માંડી વાળીશ નહિ; કેમકે તેઓએ રૂપાને માટે નેકીવાનોને વેચ્યા છે, ને ખાસડાંની જોડને માટે દરિદ્રીઓને વેચ્યા છે; તેઓ ગરીબના માથા પરની પૃથ્વીની ધૂળને માટે તલપે છે, ને દીનોને માર્ગમાંથી ભટકાવી દે છે; ને બાપદીકરો એકજ યુવતિ પાસે જઇને મારા પવિત્ર નામને બટ્ટો લગાડે છે; તેઓ પ્રત્યેક વેદીની બાજુએ ઘરેણે લીધેલાં લુગડાં પર સુએ છે, ને જેઓને દંડ થએલો હોય તેવાઓનો દ્રાક્ષરસ તેઓ પોતાના દેવના મંદિરમાં પીએ છે." આમોસ ૨; ૬-૮.

"યહોવાહ પોતાના લોકના વડીલોનો તથા તેમના સરદારોનો ન્યાય કરશે; તમે તો દ્રાક્ષવાડીને ખાઇ ગયા છો; ગરીબોની લૂટ તમારાં ઘરોમાં છે. તમે કેમ મારા લોકને છુંદી નાખો છો, ને દરિદ્રીઓને નીચોવીને હેરાન કરો છો? સૈન્યોનો પ્રભુ યહોવાહ એવું કહે છે." યશા. ૩; ૧૪, ૧૫.

"દેશના લોકોએ જુલમ ગુજાર્યા છે, ને લૂટ કરી છે; હા, તેઓએ ગરીબોને તથા કંગાલોને હેરાન કીધા છે, ને પરદેશીઓ ઉપર નાહક જુલમ ગુજાર્યો છો." હઝકી. ૨૨; ૨૯.

પ્રભુના પ્રબોધકો જ્યારે આ પ્રમાણે ગરીબાઈનો પ્રશ્ન વિચારતા હતા, ત્યારે તેઓ પોતાનું ખરૂં કાર્ય કરતા હતા. ગરીબાઈ એ કાંઇ માત્ર રૂપિયા, આના, પાઇના હિસાબની વાત નથી. ગરીબાઈનાં પરિણામ તો **મંદવાડ, કૌટુંબિક જીવનની છિન્નભિન્નતા, બાળકોનું અભણ રહેવું અને અવળા થવું, આગળ વધવાને માટે તકની ખામી અને ચારિત્ર્યનો વિનાશ,** વગેરે છે. [ગરીબાઇનું પરિણામ હિન્દુસ્તાનમાં કેવું આવ્યું છે, તેનો વિચાર કરો. કરોડો માણસોને પૂરૂં અન્ન ખાવા મળતું નથી. બાળકોને પીવાને દૂધ મળતું નથી. આને લીધે હિન્દુસ્તાનમાં જેટલો ક્ષયરોગ ફેલાયો છે તેટલો બીજે ભાગ્યેજ હશે. જે પ્રમાણમાં નાનાં બાળકો મરે છે તે પ્રમાણમાં બીજે ક્યાંય મરતાં હશે કે નહિ એ સવાલ છે. વળી આ ગરીબાઇનું એક મહા ભયંકર પરિણામ, ઇન્ફ્લુએન્ઝા જેવી બિમારીમાં લગભગ સાઠ લાખ માણસો અને કદાચિત તેથી પણ વધારે માણસો એ રોગની સામે થવાની શક્તિ નહિ હોવાથી મરી ગયાં, એ વાતમાં દેખાઇ આવે છે. બીજા દેશોમાં પણ ગરીબાઈ છે, પણ ત્યાં તે અહીંની માફક બહુ મોટા સમુદાય પર પથરાએલી નથી.] આવી સ્થિતિમાં શું ધર્મ બીજી બાજુએ થઈને ચાલ્યો જાય? જે કારણોને લીધે આવી પરિસ્થિતિ ઉભી થઇ તે કાયમ રહે, ત્યાં સુધી ગરીબાઈ કમી કરવાને દાન આપવાથી કે ગરીબોને ખવડાવવાથી શું ધર્મને સંતોષ વળી શકે છે? નહિજ. એક જાણે કહ્યું કે, "જ્યાં સુધી આ દેશને આપણે સર્વને વસવાલાયક જગા બનાવીશું નહિ, ત્યાં સુધી તે કોઇને વસવાલાયક થશે નહિ." જ્યાં સુધી પૈસા કેમ ઉત્પન્ન થાય છે તેનાં મૂળ આપણે તપાસીએ નહિ અને ત્યાં જઇ તેમાં સુધારો કરી ન શકીએ ત્યાં સુધી ધર્મે પોતાનું કાર્ય યોગ્ય રીતે કર્યું નથી એમજ આપણે કહેવું જોઇએ.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, અમે અમારા દેશને માટે, જે બધાંને અમે પોતે અધિકાર આપ્યો છે તેઓને માટે, અને આ દેશમાંના સર્વ ખરા સામાજિક સુધારકોને માટે પ્રાર્થના કરીએ છીએ કે, આ દેશમાંના સર્વ અનર્થો દૂર થાય, અને હમેશને માટે શાંતિ અને સુખ, સત્ય અને ન્યાય, સાચો ધર્મ અને ભક્તિભાવ સ્થાપિત થાય. આમેન." ડબલ્યુ. બી. બ્રહમ.

## દસમું અઠવાડિયું, ચોથો દિવસ.

"તમારામાં લડાઇ તથા ઝઘડા ક્યાંથી થાય છે? શું તમારા અવયવોમાંની લડાઇ કરનારી દુર્વાસનાથી નહિ? તમે કુઇચ્છા રાખો છો, પણ તે તૃપ્ત થતી નથી; તમે હત્યા કરો છો, અને લોભ રાખો છો, પણ કંઈ મેળવી શકતા નથી, તમે લડાઇટંટો કરો છો, પણ તમારી પાસે કંઇ નથી,

કેમકે તમે માગતા નથી. તમે માગો છો પણ તમને મળતું નથી, કેમકે તમે તમારા મોજશોખ પર ખરચી નાખવાના ખોટા ઇરાદાથી માગો છો."
યાકૂબ ૪ ; ૧-૩.

**માનવીય જીવનને પ્રેમ અને ભક્તિભાવવાળું કરવું.** એથી વધારે ખ્રીસ્તી ધર્મનું કોઈ મુખ્ય કામ નથી; તો પછી ખ્રીસ્તી લોકો આર્થિક પ્રશ્નને કઇ રીતે ટાળી મુકી શકે? આજે ખંડ ખંડ વચ્ચે, દેશ દેશ વચ્ચે અને એકજ દેશમાં વર્ગ વર્ગ વચ્ચે જે મોટા ઝઘડા ચાલી રહેલા છે, અને જેથી માણસજાત છિન્ન ભિન્ન થઈ રહી છે, તેનું કારણ મોટે ભાગે આર્થિક છે. લોભ એ લડાઈનું મુળ છે, એવું જે યાકૂબ કહે છે, તે બરાબર છે. ભ્રાતૃભાવ ઉપજાવવાની મોટી મુશ્કેલી કુટુંબમાં કે મંડળીમાં કે પાડોશમાં નથી, પણ જ્યાં મીલો અને કારખાનાંઓના માલીકો અને મજુરો વચ્ચે કમાણીની યોગ્ય વહેંચણી કરવા સંબંધી જે તકરારો ચાલી રહી છે, અને જુદા જુદા દેશોમાં અને પ્રજાઓ વચ્ચે વ્યાપારઉદ્યોગમાં મોટી હરીફાઇ ચાલી રહી છે, અને જુદા જુદા દેશોમાં આર્થિક લાભ મેળવવાનો જે લોભ રહેલો છે, ત્યાં છે. આ મોટા પ્રશ્નોને બાજુએ રાખી ભ્રાતૃભાવની વાતો કરવી એ વ્યર્થ છે. બિશપ ગોર કહે છે તે મંડળીએ ધ્યાનમાં લેવું જોઇએ: "ખ્રીસ્તી મંડળીએ જે આજે કરવાનું છે તે આ છે કે, જુલમના ભોગ થએલા માણસોનું અને નબળાઓનું તેણે રક્ષણ કરવું જોઇએ પણ કર્યું નથી, જે અન્યાય સહન કરવો જોઈતો નહોતો તે સહન કર્યો છે. એટલુંજ નહિ પણ ઉલટું અન્યાયનો પક્ષ લીધો છે, તે માટે તેણે એક મહાન પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. પણ એટલુંજ બસ નથી, પણ હજુ વખત છે, એટલામાં જેમના પર અન્યાય થયો તેમને તેણે યોગ્ય બદલો આપવો જોઇએ. નહિ તો ઈશ્વર તેના હાથમાંથી સામાજિક સત્તાનાં સર્વ શસ્ત્રો લઇ લેશે."

### પ્રાર્થના.

"ઓ પ્રભુ, અમારા પિતા, ઈશ્વરત્વનું આદિકારણ, તું જે કંઇ સારૂં છે તે બધા કરતાં અધિક સારો છે, જે કંઇ સુંદર છે તે કરતાં અધિક સુંદર છે, અને તારામાં આરામ, શાંતિ અને ઐક્ય છે; અમે તારી વિનંતી કરીએ છીએ કે, જે ક્લેશ અને કજીઆથી અમે એકબીજાથી જુદા પડ્યા છીએ તેમને તું ટાળ, અને પ્રેમનું જે ઐક્ય તારા પરમ સ્વરૂપનું કાંઇક ભાન આપે છે, તેમાં તું અમને પાછા આણ. આમેન."

સંત ડાયોનિશિયસ.

## દસમું અઠવાડિયું, પાંચમો દિવસ.

"મારા ભાઇઓ, તમે નિષ્પક્ષપાતપણે આપણા મહિમાવાન પ્રભુ ઇસુ ખ્રીસ્તનો વિશ્વાસ રાખો. કેમકે જેની આંગળીમાં સોનાની વીંટી હોય તથા જેના અંગ પર ભપકાદાર વસ્ત્ર હોય, એવો માણસ જો તમારી સભામાં

આવે, અને જો મલિન વસ્ત્ર પહેરેલો એવો એક ગરીબ માણસ પણ આવે; અને તમે ભપકાદાર વસ્ત્ર પહેરેલા માણસને માન આપીને કહો છો કે, તમે અહીં ઉત્તમ સ્થાને બેસો, પણ પેલા ગરીબ માણસને કહો છો કે, તું પણે ઉભો રહે, અથવા અહીં મારા પગના આસન પાસે બેસ; તો શું તમારામાં ભેદભાવ નથી? અને શું તમે પક્ષપાતપણે ન્યાય કરતા નથી? મારા વહાલા ભાઇઓ, તમે સાંભળો; વિશ્વાસમાં ધનવાન થવા સારૂ, તથા દેવે પોતાના પર પ્રેમ રાખનારાઓને જે રાજ્ય આપવાનું વચન આપ્યું છે તેનું વતન પામવા સારૂ, દેવે આ જગતના ગરીબોને પસંદ નથી કર્યા? પણ તમે ગરીબનું અપમાન કર્યું છે. શું શ્રીમંતો તમારા પર જુલમ કરતા નથી? અને ન્યાયાસન આગળ તેઓ તમને ઘસડી લઇ જતા નથી? જે ઉત્તમ નામથી તમે ઓળખાઓ છો, તેની નિંદા કરનારા તેઓ નથી? તોપણ પવિત્ર લેખ પ્રમાણે જે રાજમાન્ય નિયમ છે, એટલે કે, તું પોતાના જેવો પોતાના પાડોસી પર પ્રેમ રાખ, એ [નિયમ] જો તમે પૂરેપૂરો પાળો છો, તો તમે ઘણું સારૂં કરો છો; પણ જો તમે પક્ષપાત કરો છો તો પાપ કરો છો, અને [નિયમનું] ઉલ્લંઘન કરનારા તરીકે નિયમથી અપરાધી ઠરો છો." યાકૂબ ૨; ૧–૯.

ખ્રીસ્તી ધર્મના પાલનમાં ઘણી મોટી ભૂલો થઇ છે, પણ ઇશ્વર આગળ સહુ માણસ સરખાં છે એવું કંઈક ભાન તેને હમેશાં રહ્યું છે. આજે આર્થિક ન્યાય અન્યાયના પ્રશ્નો ખ્રીસ્તી દેશોમાં અને લોકોમાં સહુથી વધારે ચર્ચાય છે, અને તેમાં પણ ખ્રીસ્તી આલમના જે જે ભાગોમાં લોકોને વિશેષ સત્તા અને અધિકાર મળેલાં છે ત્યાં તે વધારે અંશે ચર્ચવામાં આવે છે. આવો આર્થિક અસંતોષ આ દેશોમાં થાય છે, એનું કારણ એ નથી કે, ત્યાંના લોકોની સ્થિતિ બીજા દેશોના લોકોની સ્થિતિ કરતાં વધારે ખરાબ છે, પણ એ છે કે તે વધારે સારી છે. જો લોકોમાં કેળવણીનો પ્રચાર થાય, શાળાઓ અને લાયબ્રેરીઓ સ્થપાય, વર્તમાન-પત્રો અને પુસ્તકો છપાય, લોકો તે વાંચતા થાય અને દેશપરદેશની હકીકતથી વાકેફ થાય, અને સંસ્કૃતિથી જે ફાયદો થાય છે તેમને જેટલા વિસ્તારાય તેટલા વિસ્તારીએ, તો વધારે કેળવણી, વધારે સુખસગવડ, વધારે નિરાંત અને સર્વે મનુષ્યો એકસરખાં છે એવો ભાવ જાગૃત થયા વિના રહે નહિ, અને જે બીજાઓને જોઇએ તે તેમને કેમ જોઇએ નહિ, એવો પ્રશ્ન ઉઠયા વિના રહેજ નહિ. આવો અસંતોષ તો જ્યાં લોકો સૈકાંઓનાં સૈકાંઓ થયાં એકનીએક સ્થિતિમાં રહ્યા હોય અને દેશપરદેશમાં શું થઇ રહ્યું છે તેનાથી જરા પણ વાકેફ ન હોય, ત્યાં ન થાય. પણ આવા માણસોમાં પણ સુખી જીવન માટેની ઇચ્છા ઉંડી રહેલી છે,

અને તેને સહેજસાજ પોષણ મળતાં તે લોકો પણ કેળવણી, અધિકાર, સુખ સમાનતા, શક્તિ વગેરે બધું પોતાને માટે અને પોતાનાં સંતાનને માટે માગે છે અને તે યોગ્યજ છે. આવું થતાં તેમનામાં અસંતોષ થવાનોજ. કોઇએ યોગ્યજ કહ્યું છે કે, "જેમ જેમ વસ્તુઓમાં સુધારો થતો જાય છે, તેમ તેમ તે વસ્તુઓમ કંઈ દોષ હોય તેને માટે પોકાર વધુ વધુ ઉઠતો જાય છે." આટલા માટે, આજને આર્થિક પ્રશ્ન મોટે ભાગે ખ્રીસ્તી ધર્મની ઈચ્છા અને આશાનું સંતાન છે. આપણ તારનારના ભાઇ યાકૂબને ગરીબોને માટે જે લાગી આવે છે તે તેનું મૂળ છે, અને આજે ઘણા ખ્રીસ્તી વ્યાપારઉદ્યોગ કરનારાઓમાં એવો ભાવ દેખાય છે, અને તેઓ વ્યાપારઉદ્યોગમાં આ નવો ભાવ દાખલ કરવા પ્રયત્ન કરે છે. ખ્રીસ્તી ધર્મ આ વાતમાં પોતાની જવાબદારી દૂર કરી શકતો નથી. **જે પ્રશ્ન તેણે ઉભો કર્યો છે તેનો ફડચો પણ તેણેજ લાવવો જોઈએ.**

## પ્રાર્થના.

"ઓ દયાળુ પિતા, તને માણસોનાં સર્વે સંતાન પ્રિય છે; અમે પ્રાર્થના કરીએ છીએ કે, જે બધા અંધારામાં તથા મરણની છાયામાં બેઠેલા છે તેઓન ઉપર અરૂણોદય ઉપરથી આવે; વળી જે ગરીબ અને જુલમના ભોગ થએલા છે જે બધા મનોહરતા અને પવિત્રતાથી દૂર કંગાલિયત અને મલિનતામાં રહે છે અને અલંકૃત આકાશનો લાભ લઈ શકતા નથી; જે બધા શક્તિ ઉપરાંતની અને તારા નિયમથી વિરૂદ્ધ મહેનત કરે છે, જેમને તેમના પોતાના કામમાં આનંદ નથી અને જેમને આરામની આશા નથી; જે લોકો પશુ જેવા થઈ જાય છે, પોતાન વિચાર અને લાગણીઓને ડુબાવી દે છે, અને જે સર્વે બીજાના પગ તળે છુંદાય છે તે બધાને માટે અમે પ્રાર્થના કરીએ છીએ. તું લોકોને માટે છુટકારાનો માર્ગ કરી આપ. આમેન."

વિદ્યાર્થીઓને માટે પ્રાર્થનાપુસ્તક.

## દસમું અઠવાડિયું, છઠ્ઠો દિવસ.

"તમે જગતનું મીઠું છો; પણ જો મીઠું બેસ્વાદ થયું હોય તો તેને શાથી [ફરીથી] ખારૂં કરવામાં આવશે? બહાર ફેંકી દેવું તથા માણસોના પગ તળે છુંદાવા દેવું તે સિવાય તે બીજા કંઇ કામનું નથી. તમે જગતને પ્રકાશ છો. પહાડ પર વસાવેલું નગર ગુપ્ત રહી શકતું નથી. વળી દીવો કરીને તેને વાસણ તળે નહિ, પણ દીવી પર મૂકવામાં આવે છે, ત્યારે ઘરમાંનાં બધાંને તે પ્રકાશ આપે છે. તેમજ તમે તમારો પ્રકાશ લોકોની આગળ એવી રીતે પ્રકાશવા દો કે તેઓ તમારી રૂડી કરણીઓ જોઇને આકાશમાંના તમારા બાપની સ્તુતિ કરે." માત્થી ૫; ૧૩-૧૬.

આ શબ્દો સાધારણ રીતે વ્યક્તિઓને લગાડવામાં આવે છે, પણ આજે તે સમગ્ર ખ્રીસ્તી આલમને લાગુ પાડવા જોઇએ. શું ખ્રીસ્તી આલમ પોતાનો પ્રકાશ પાડે છે કે જેથી બાકીની આલમ તેની રૂડી કરણીઓ જુએ? ઉલટું આજે ખ્રીસ્તી દેશોનું પરસ્પર યુદ્ધ, તેમની આર્થિક સ્પર્ધા, તેમનું ખ્રીસ્તી નહિ એવા દેશો સાથેનું અન્યાયથી ભરેલું વર્તન, એ બધાંની સાથે પરદેશમાં ચાલતું ધર્મપ્રચારનું કાર્ય ઉકેલ ન આવે એવી રીતે જોડાએલું છે, અને ઘણી વાર તો એ ધર્મના બોધકોના શબ્દો કરતાં આપણાં ભુંડાં કામ વધારે જોરથી બોલે છે; એથી ખ્રીસ્તી ધર્મ જગત આગળ નીચો પડે છે અને મિશનેરીઓનો ધર્મપ્રચાર અર્થ વગરનો થાય છે. આ કારણને લઈને મંડળીનો આર્થિક પ્રશ્ન એ ઘણી અગત્યનો છે, અને તેનો નીવેડો તરત લાવવો જોઈએ. મિશનેરીઓના કાર્યમાં મોટામાં મોટી મુશ્કેલી આ વાતમાં છે કે, ખ્રીસ્તેતર પ્રજાઓ એમ માને છે કે ખ્રીસ્તી સંસ્કૃતિ નિષ્ફળ ગઈ છે, અને એમ માનવાને તેમને કારણ છે. આજે બધું ખુલ્લું થઈ ગયું છે. મુંબઈ, કલકત્તા, પેકીન, ટોકીઓ વગેરે યુરોપને અને અમેરિકાને બરાબર જાણવા લાગ્યાં છે. વ્યાપારઉદ્યોગમાં અને રાજનીતિમાં આપણે જે અરસપરસ ભાઇચારો હોવો જોઇએ તે નથી, એવું હવે જગજાહેર થયું છે. કોઈએક એશિયાટિક કહે છે કે, "અમારામાં ખ્રીસ્તી ધર્મ કેમ નથી ફેલાતો એ તમારે જાણવું છે? તો એનું એકજ કારણ છે, અને તે એ છે કે, ખ્રીસ્તી લોકો ખ્રીસ્ત જેવા નથી." જ્યાં સુધી વ્યાપારઉદ્યોગમાં અને દેશ દેશના અને ખંડ ખંડના માણસો વચ્ચે ભ્રાતૃભાવ ફેલાય નહિ ત્યાં સુધી ખ્રીસ્તી ધર્મના પ્રચારમાં એક મોટામાં મોટી આડખીલ રહે છે.

**પ્રાર્થના.**

"ઓ પ્રભુ, અમે તારી પ્રાર્થના કરીએ છીએ કે, જે લોકો પોતાને ખ્રીસ્તી કહેવડાવે છે તે બધા તેમનો પવિત્ર ધર્મ બરાબર સમજે અને પાળે; જે બધા ઇસુ ખ્રીસ્તની સુવાર્તાનો પ્રચાર કરે છે, તેઓ બધા મિશનેરીઓ, સુવાર્તિકો અને શિક્ષકો અને જે બધા માણસજાતને આશીર્વાદ મળે તે માટે, અને આ પૃથ્વી પર દેવનું રાજ્ય સ્થાપવાને માટે મથે છે તેઓ દૃઢ અને વિશ્વાસુ રહે, અને તેમના પ્રયત્નો નિષ્ફળ ન જાય, તે માટે અમે તારી પ્રાર્થના કરીએ છીએ. તારા પુત્ર અમારા પ્રભુ ઇસુ ખ્રીસ્તદ્વારા અમે માગીએ છીએ. આમેન." જોન હન્ટર.

**દસમું અઠવાડિયું, સાતમો દિવસ.**

"તમે આ પ્રમાણે પ્રાર્થના કરો: ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તારી ઇચ્છા પૂરી થાઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ; જેમ અમે અમારા ઋણીઓ[નાં ઋણ] માફ કર્યાં છે, તેમ તું અમારાં ઋણ અમને માફ કર. અમને પરીક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુટકો કર." માત્થી ૬; ૯-૧૩.

આ પ્રાર્થના લોકો કેટલી બધી વખત માત્ર નામનીજ કરે છે! પ્રાર્થનાની શરૂઆતમાંજ ઇસુ ખ્રીસ્ત પોતાના જીવનની મુખ્ય ઈચ્છા—પ્રભુના રાજ્ય માટેની ઇચ્છા—દર્શાવે છે. ઈસુ ખ્રીસ્ત આ રાજ્યનો અર્થ કરતાં કહે છે કે, તેનો અર્થ કંઇ એવો નથી કે, આ પૃથ્વી ઉપર દેવો વસે, પણ એ છે કે પૃથ્વી પર ઈશ્વરની ઈચ્છા પૂરી થાય. હવે આ કરવા માટે પૃથ્વી પર મોટા ફેરફારો થવા જોઇએ. પૃથ્વીનું સ્વરૂપ બદલ્યા વગર તેને બચાવવાનો વિચાર કરવો એ મૂર્ખાઇ છે. જ્યાં જ્યાં ખ્રીસ્તી ધર્મ ફેલાઈ જાય છે ત્યાં ત્યાં વસ્તુસ્થિતિ બદલાય છે; જ્યાં કહીં તે જાય છે ત્યાં મોટું પરિવર્તન થાય છે. દાખલા તરીકે જ્યાં ખ્રીસ્તી ધર્મ જાય છે ત્યાં માણસોમાં અપાતા ભોગ, અનેકસ્ત્રીત્વ, બાળવધ, સતી થવાનો ચાલ, મનુષ્યાહારીપણું વગેરે બંધ થઈ જાય છે. જો આ બધા ફેરફારો ખ્રીસ્તી ધર્મને લઈને થાય છે, અને તે કેટલીક વખત જે લોકો ખ્રીસ્તી નથી હોતા તેઓમાં થાય છે, તો પછી ખ્રીસ્તી દેશોમાં શા માટે પ્રભુના લોકોને હરકતકર્તા બાબતો ખ્રીસ્તી લોકોનો વિરોધ હોવા છતાં પણ ચાલવા દેવી જોઈએ? **માણસજાતની માણસાઇને હાનિ પહોંચાડનાર કોઇ પણ સ્થિતિથી જો ખ્રીસ્તી ધર્મ દૂર રહે, અને તેની વિરૂદ્ધ પોતાનો પોકાર ઉઠાવે નહિ, તો તે પોતે પોતાને જુઠો ઠરાવે છે.**

આર્થિક પ્રશ્નમાં ખ્રીસ્તી ધર્મને માથે આટલું બધું જોખમ છે. જે પાપોની સામે તેને યુદ્ધ કરવું પડે છે તેમાંનાં ઘણાં આર્થિક મામલામાંથી ઉત્પન્ન થયાં છે; જે માણસોના ઉદ્ધાર કરવાનો તે પ્રયત્ન કરે છે તેઓ કાંતો બહુ પૈસાથી કે બહુ ગરીબાઇથી પાયમાલ થએલા છે; જે ભ્રાતૃભાવના તે પ્રચાર કરવા ઇચ્છે છે તે આર્થિક કલહથી આવી શકતો નથી; આજે જે આર્થિક અસંતોષ જગતમાં ચારે બાજુએ જોવામાં આવે છે તે ખ્રીસ્તી ધર્મજ એક રીતે ઉત્પન્ન કર્યો છે; ખ્રીસ્તી ધર્મનો પ્રચાર જગતમાં બરાબર થતો નથી તેનું કારણ એ છે કે ખ્રીસ્તી દેશોની આર્થિક નીતિ અને સ્થિતિ યોગ્ય નથી; અને આકાશના રાજ્યની આશાને આડે આવતાં જે જે વિઘ્નો હોય તેઓને દૂર કરવાને આપણે નિરંતર પ્રયત્ન કરવો જોઈએ.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, અમે તને વિનંતી કરીએ છીએ કે, તું અમારો સ્વાર્થ, અભિમાન, અમારી ક્ષુદ્રતા અને કૃપણતા, આત્મિક વસ્તુઓ પ્રત્યે અમારો અભાવ, અને વિષયી અને નાશવંત વસ્તુઓ પ્રત્યે અમારો અતિ પ્રેમ, એ બધાંની અમને ક્ષમા આપ. અમે તારી વિનંતી કરીએ છીએ કે, તું અમારી પરસ્પર ઇતરાજી ક્ષમા કર. અમે બીજા કરતાં અમને પોતાને મોટા ગણ્યા છે, એક બીજાના બોજા ઉચકયા નથી, અને તેમ કરી તારો નિયમ પાળ્યો નથી. પણ હે પ્રભુ, તું અમને ક્ષમા કર. અમે અમારી દુષ્ટ વર્તણુકથી બીજાઓને અપ્રિય થઈ પડ્યા છીએ, તે પણ તું અમને માફ કર. તારાં દુઃખો, તારા મરણ અને તારા ઉત્થાને અમારા પ્રત્યેક

પર પ્રેમ અને કૃતજ્ઞતા બતાવવાની જે ફરજ નાખી છે તે અમે બરાબર બજાવી શક્યા નથી, તે પણ તું અમને માફ કર. અમારે માટે ભવિષ્યનો માર્ગ ખુલ્લો કર કે અમે તેમાં ઠોકર ખાધા વગર આગળ ચાલીએ, અમે અમારા જીવનનું લક્ષ્ય વધારે ઉંચું રાખીએ અને તે પ્રમાણે કાર્ય પણ કરીએ, અને અમે અમારા ભૂતકાળના પાપની ક્ષમા પામીએ એટલુંજ નહિ, પણ પાપ અને જે દુર્બળતામાંથી અનેક અપરાધો ઉત્પન્ન થાય છે, તેમાંથી તદન મુક્ત થઇએ. આમેન."

હેન્રી વૉર્ડ બીચર.

## અઠવાડિયાનું વિવેચન.

૧. આજના વખતમાં યોગ્ય સેવા કરવામાં પૈસા **આપવાની** જરૂર છે, એ તો સ્પષ્ટજ છે, પણ ખરા સેવામય જીવનને યોગ્ય રીતે પૈસા **કમાવાની** સાથે વધારે ગાઢો સંબંધ છે. વ્યાપારધંધામાં જે પરસ્પર પ્રતિસ્પર્ધાનો ભાવ જોવામાં આવે છે, જેમાં માત્ર પૈસો પ્રાપ્ત કરવાનીજ વાત છે, અને જેમાં ઘણેભાગે એકનો લાભ એ બીજાની ખોટ છે, તેના અને સેવાના ભાવ વચ્ચે કેટલો મોટો વિરોધ રહેલો છે! આપણને તો એવો બોધ કરવામાં આવે છે કે, આપણે એક બીજા પર પ્રેમ રાખવો, બીજાનું ભલું તે આપણું પોતાનું ભલું એમ આપણે માનવું જોઈએ, અને આપણા વિચાર અને વર્તણુકને આપણે બીજાને માટે સહાનુભૂતિ, બહોળા મન અને ઉદારતાથી નિયંત્રિત કરવાં જોઈએ, પણ જ્યારે આપણે વ્યાપારી દુનિયામાં પડીએ છીએ ત્યારે ત્યાં તદન જુદીજ વાત જોઇએ છીએ. ત્યાં તો વ્યક્તિ વ્યક્તિ, વર્ગ વર્ગ, પ્રજા પ્રજા અને દેશ દેશ વચ્ચે પ્રતિસ્પર્ધા અને વિરોધ જોવામાં આવે છે, અને બધા નફો મેળવવાને માટેજ મથન કરી રહેલા હોય છે.

બે ખ્રીસ્તીઓ દેવળમાં કે ઘરમાં કે પાડોસમાં ભાઈભાઈની માફક મળતા હોય, અને એક બીજાનું ભલું ઇચ્છતા હોય, એ બનવા જેવું છે. પણ તેઓમાંના એકની દુકાન ઘણા લાંબા વખતથી ચાલતી હોય, અને પેલો બીજો તેની પાડોસમાં બીજી તેવીજ દુકાન ખોલે, તો પછી આવો ભાવ, એટલે ભાઇના જેવો સંબંધ જે પહેલાં હતો તે લાંબો વખત ચાલતો નથી. શું તેઓ એક બીજાના કલ્યાણને માટે આગળની માફક પ્રાર્થના કરશે? કારણ કે હવે તો એકનો લાભ એટલે બીજાની ખોટ છે. શું પેલો જુનો દુકાનદાર નવાને માટે આવી પ્રાર્થના કરશે કે, "ઓ પ્રભુ, તેના ધંધાને આશીર્વાદિત કર, એને વધારે ને વધારે ગ્રાહકો મેળવી આપ; અમારા શહેરનાં માણસોનાં મન એવાં કર કે તેઓને તેનોજ માલ પસંદ પડે, વરસોવરસ તેનો વ્યાપાર વધતો જાય, અને તેનો નફો પણ વધતોજ જાય!" ઉલટું તેઓ આગળ એક બીજાના કલ્યાણને માટે પ્રાર્થના કરતા હશે તે પણ હવે બંધ પડી જાય છે, અને બન્નેની વૃત્તિ સ્વાભાવિક રીતે પોતપોતાનું હિત સાધવા તરફ વળે છે. અસીસીનો સંત ફ્રાન્સિસ જેણે વૈરાગ્ય લીધો હતો તે પણ જો આવી જગામાં હોય તો તે ખરી આસ્થાથી આવી પ્રાર્થના કરે કે નહિ એ શંકાશીલ છે. આ

એમાંનો એક ગમે તેવો પવિત્ર અને ભલો હોય, છતાં પોતા કરતાં બીજો માણસ પોતાના વ્યાપારમાં આગળ વધે એવું ઇચ્છવાનું તેને મુશ્કેલ થઈ પડશે. "તું લોભ ન રાખ" એવી જે આજ્ઞા આપવામાં આવી છે તે આપણને યોગ્ય લાગે છે ખરી, પણ જ્યારે તેમાં આવો ઉમેરો કરવામાં આવે કે "તું તારા પાડોસીના ગ્રાહકો પર લોભ ન રાખ" ત્યારે તે આપણને બહુ ભારે પડે છે.

આ નાની વાતથી શરૂઆત કરીને મોટા મોટા વ્યાપાર સુધી જે કાંઈ કામધંધો ચાલી રહ્યો છે તે બધો ઘણે મોટે ભાગે માત્ર સ્વાર્થવૃત્તિનોજ પોષક છે. આપણે મજુરોને જે રોજી આપીએ છીએ તેથી તેમનું યોગ્ય ગુજરાન થાય છે કે નહિ તેનો વિચાર કર્યા વિના કેમ ઓછામાં ઓછી રોજી આપી શકીએ તેનોજ વિચાર આપણે કરીએ છીએ, અને મજુરો જેમ બને તેમ વધારે પગાર લઈ જેમ બને તેમ ઓછું અને ધીમું કામ કેમ કરી શકાય તેનોજ વિચાર કરે છે. જુદા જુદા વ્યાપારીઓ પોતાના માલના ભાવ કેમ વધતાજ જાય તેની કાળજી રાખે છે, અને તેને માટે બનતા પ્રયાસ કરે છે; પણ આવી રીતે ભાવ વધારી મૂકવાથી ગરીબ માણસોનું શું થતું હશે તેનો વિચાર કરવાની પણ તેમને પરવા નથી. કેમ પૂરો ભાવ લેવો એ સિવાય બીજી કોઈ તેમની ગણતરી હોતી નથી. વળી આ સિવાય બધી વસ્તુઓમાં ભેગ હોય તે તો જુદોજ. [આપણે દૂધ જેવી સૌથી વધારે ઉપયોગી ચીજનો વિચાર કરીએ. આજે મોટાં શહેરોમાં દૂધ ચોકખું તો મળતુંજ નથી, અને જે મળે છે તેમાં પાણીનો એટલો બધો ભેગ હોય છે કે તે ખાવાના કામમાં તો આવતુંજ નથી; માત્ર ચાના કામમાં આવે છે. નાનાં ગામોમાં પણ દૂધના સંબંધમાં સ્થિતિ સારી નથી. ત્યાં પણ ભેગ તો ખરોજ. ઘી જેવી બીજી બહુ જરૂરની વસ્તુમાં પણ આપણે તેમજ જોઈએ છીએ. કેટલીક વખત તો તેમાં ચરબીનો ભેળ કરવામાં આવે છે. આવું લગભગ બધી વસ્તુઓમાં થોડે કે ઘણે અંશે જોવામાં આવે છે. ખાવાની વસ્તુઓ, કપડાં, દવા, ફર્નિચર વગેરે બધામાં થોડો કે ઘણો ગોટો કરવામાં આવે છે, અને તેને પરિણામે સહુને ખમવું પડે છે.]

**નફો મેળવવાને માટે આપણા સ્પર્ધામય ઝગડાથી લોકોમાં કેવો કેવો સ્વાર્થ ઉપજે છે.** લોકો તોલમાં અને માપમાં પણ એટલોજ ગોટો કરે છે. વળી મીલવાળાઓ કાપડ બનાવવામાં, કાપડીઆઓ કાપડ વેચવામાં, વહાણવાળાઓ વહાણો બનાવવામાં, ઘરધણીઓ ભાડાને માટે ઘર તૈયાર કરવામાં, જુદા જુદા વૈદો અને ડાકટરો પોતાની દવા વેચવાને માટે જાહેરખબરો આપે છે તેમાં, પત્રો માત્ર એ જાહેરખબરો દ્વારા નભે છે તેમાં, વગેરે બધી વાતોમાં માત્ર ગોટોજ ગોટો છે. આ સિવાય માણસો પોતાના લોભને માટે કન્યાવિક્રય વગેરે કરે છે, અને તેમ કરી પોતાનાં સંતાનને પાયમાલ કરે છે. આટલેથીજ બસ નથી. કેટલાક દુષ્ટ માણસો પોતાની પુત્રીઓને પૈસાના લોભે પાપમાં નાખે છે, અને એવા પણ અધમ માણસો પડેલા છે કે જેઓ પૈસાની ખાતર આ જાતનો

વ્યાપાર કરે છે. પૈસાને માટે માણસો શું ન કરે એ કંઈ કહેવાતું નથી. નવા કરારમાં બરાબર કહ્યું છે કે, "દ્રવ્યનો લોભ સઘળા પ્રકારનાં પાપનું મૂળ છે" (૧ તીમોથી ૬; ૧૦).

આપણા આ અઠવાડિયાના અભ્યાસમાં એવું કહેવામાં આવ્યું છે કે આપણે રાજકીય આપખુદ સત્તા, કાયદેસર ઈજારાઓ, ગુલામીનો ધંધો, દારૂનો વ્યાપાર વગેરે અનર્થો સામે આત્મભોગ આપીને પણ વિરોધ કરવો જોઈએ. આજે આ બધા અનર્થો સામે લડવું ઘણુંજ મુશ્કેલ થઇ પડયું છે, અને તેમાં ફતેહ પામવાની વાત તો તેથી પણ વધારે મુશ્કેલ છે એનું કારણ શું છે? માત્ર એજ કે, કેટલાક લોકોનો સ્વાર્થ તે બાબતોનો સુધારો કરવાની આડે આવે છે, અને એ લોકો જે કોઈ આ અનર્થની વિરૂદ્ધ થાય છે તેમની સામે યોગ્ય કે અયોગ્ય રીતે લડે છે. આવું ઘણા જુના કાળથી આજ સુધી થતું આવ્યું છે. અમેરિકા જેવા સુધરેલા દેશમાં પણ જ્યારે ગુલામીનો વ્યાપાર બંધ કરવાની હિલચાલ ચાલતી હતી, ત્યારે ત્યાંનાજ એક મોટા પૈસાદાર ગૃહસ્થે ગુલામીના ધંધાની વિરૂદ્ધ થનાર એક પરોપકારી ગૃહસ્થને કહ્યું કે, "મારા સાહેબ, તમે એમ ન સમજતા કે આ ગુલામીનો ધંધો ખોટો છે એ જાણવાની તમનેજ બુદ્ધિ છે. એટલું તો અમે સહુ સમજીએ છીએ. પણ ખરી વાત એ છે કે જો આ વ્યાપાર બંધ થાય તો અમારા જેવા ઘણાને બહુ નુકસાન ખમવું પડે તેમ છે, અને તેથી કોઈ કોઇ તો પાયમાલ પણ થઈ જઇએ. અમારે તો એ ધંધો સારો છે કે ખોટો એનો સવાલ નથી, પણ વ્યાપારની દૃષ્ટિએ એમાં લાભ છે કે નહિ, એજ જોવાનું છે, અને તે અમે જોઈએ છીએ. માટે અમે જો અમારૂં હિત સમજતા હોઇએ તો તમને તમારા આ પ્રયત્નમાં ફતેહમંદ થવા દઈએ નહિ, અને થવા દેવાના પણ નથી. તમે યાદ રાખજો કે ગમે તે થશે પણ તમને તો અમે ફાવવા દેવાના નથી. જરૂર પડશે તો અમે આડા રસ્તા લઈને પણ તેમ કરીશું."

કોઈ પણ દેશમાં માણસોના હિતને અર્થે બહુ જરૂરના સુધારાઓ થતા નથી તેનું કારણ માત્ર એટલુંજ છે કે, તેથી અમુક લોકોનો કે વર્ગોનો સ્વાર્થ બગડે છે. અમેરિકા જેવા ધનાઢય દેશમાં તેમજ હિન્દુસ્તાનમાં પણ હજુ સુધી અસંખ્ય બાળકો કારખાનાંઓ વગેરેમાં મજુરી કરે છે એનું પણ એજ કારણ છે. આવા સુધરેલા દેશમાં આ સુધારો કરવાનું કામ ઘણું મુશ્કેલ થઇ પડયું છે તો પછી જે દેશો પછાત હોય તેની તો વાતજ શી કરવી? ત્યાં મોટી મોટી કંપનીઓ જેને "ટ્રસ્ટો" કહે છે તેમની વગ એટલી બધી ચાલે છે અને તેઓ છેક નાના અમલદારોથી મોટામાં મોટા સુધી લાંચરૂશ્વત આપી એવી રીતે પહોંચી વળે છે કે, તેમની સામે થવું લોકોને બહુ ભારે થઈ પડે છે. કોઇએ કહ્યું છે કે, સ્વાર્થ અને લોભ માણસને એવો આંધળો કરી મૂકે છે કે તે વગર તેને બીજું કંઇજ સુઝતું નથી.

આર્થિક પ્રતિસ્પર્ધા અને કલહમાં જે દિલની કઠોરતા અને સ્વાર્થ જોવામાં આવે છે તે માણસોની અંગત દ્વેષબુદ્ધિને લઈને નથી. સારા સારા માણસો પણ તેમાં

સપડાઈ જાય છે અને તેઓ તેમાંથી નીકળી શકતા નથી. કોઈ એક શેઠ પોતાના મજુરોને ઓછો પગાર આપતો હોય, અને તેઓની પાસેથી વધારે કામ લેતો હોય તો તેમ ન કરવું એ બીજા શેઠને બહુ મુશ્કેલ પડે છે. તેમજ દેશના એક પ્રાંતમાં મજુરોએ દિવસમાં અમુક કલાક કામ કરવું, બાળકોએ કામ ન કરવું, વગેરે વગેરે જ્યાં સુધી કાયદાથી પસાર થાય નહિ, ત્યાં સુધી તેની પાસેના બીજા પ્રાંતમાં તેમ કરવું લગભગ અશક્ય થઈ પડે છે, તેમજ દેશ દેશ વચ્ચે પણ આ વાત લાગુ પડે છે. જ્યારે બધા ખોટે માર્ગે જતા હોય ત્યારે એકાદ માણસ એકલો ક્યાં સુધી સામે માર્ગે ઉભો રહે! તેમ કોઈ શેઠ પોતાને ત્યાં માણસને સારા પગાર આપે, પણ માણસો કામ એવું ને એવું કરે તો તે નિરાશ થઈ પાછો આગળની માફક કરવા લાગે તેમાં કાંઈ નવાઇ છે! તેમજ મજુરો, ગમે તેવું અને ગમે તેટલું સારૂં કામ કરે પણ તેમની કદરજ કરવામાં ન આવતી હોય અને બીજાની માફક તેમની ગણતરી થતી હોય તો તેઓ પણ ક્યાં સુધી બીજાના જેવા થવાના પ્રલોભન સામા ટકી રહે! આથી કરીને આપણે શેઠ હોઇએ કે મજુર હોઇએ, પણ આપણા બીનસ્વાર્થી જીવનમાં મોટામાં મોટી મુશ્કેલી આર્થિક પ્રતિસ્પર્ધા અને કલહના અંતરમાં રહેલો સ્વાર્થ છે.

૨. જે કોઇ સુવાર્તાઓ જાણે છે તે આ વાત સિદ્ધાંત તરીકે જાણે છે. ઈસુને પોતાની સુવાર્તા પ્રગટ કરતાં જે મોટા દુશ્મનની સામે થવું પડતું હતું તે દ્રવ્ય હતું. તેણે વળી એવું પણ જોયું હતું કે દેવના રાજ્યથી દૂર નહિ એવા પૈસાદાર જુવાનો ખરા અંતઃકરણની સેવા કરતાં પાછા હઠયા, તે માત્ર પૈસાનાજ કારણે (માર્ક ૧૦; ૧૭-૨૨); કીરમજી વસ્ત્ર પહેરનાર પૈસાદાર માણસ પોતાની મોટી મોટી મિલ્કતને લઇને સ્વાર્થમય પ્રમાદમાં પડયો હતો (લુક ૧૬; ૧૯-૩૧); લોભી ઈચ્છાઓને લીધે ભ્રાતૃભાવ તુટતો હતો (લુક ૧૨; ૧૩-૧૫); બાહોશ વ્યાપારીઓ મોટી મોટી વખારોમાં ધનના ઢગેઢગ કરવામાંજ પોતાની બધી શક્તિઓ વાપરતા (લુક ૧૨; ૧૬-૨૧); મંદિરનાં આંગણાંમાં પણ લોભી લોકો પોતાનું કાર્ય કરી રહ્યા હતા (માર્ક ૧૧; ૧૫); વળી તેને માલમ પડયું કે "ફરોશીઓ દ્રવ્યલોભી હતા" માટે તેઓએ તેની વાતના ઠઠ્ઠા કીધા (લુક ૧૬; ૧૪); વળી તેના શિષ્યમંડળમાંના એકે પૈસાના લોભથીજ તેને પરસ્વાધીન કર્યો હતો.

ઈસુ ખ્રીસ્ત કોઇ આર્થિક સિદ્ધાંતનો પ્રગટ કરનાર નહોતો, તેમ કોઇ સામાજિક વ્યાધિહર તેણે ખરી રીતે મંજુર કર્યો નહોતો. પણ તે તો સેવાભાવનો ખરો શિક્ષક અને નમુનો હતો, અને ધનને માટે જે આર્થિક કલહ ચાલી રહેલો હતો તે તેનો મુખ્ય વિરોધી હતો. પવિત્ર આત્માના સ્વર્ગીય ખજાના માણસો પ્રાપ્ત કરે એવું તે ઇચ્છતો હતો, પણ તેઓ તો જે ધનનો કીડા તથા કાટ નાશ કરે છે, અને ચોરો ખાતર પાડીને ચોરી જાય છે (માત્થી ૬; ૧૯) એવું ધન પ્રાપ્ત કરવામાં મશગુલ થઇ રહેલા હતા. તેણે તો સુવાર્તાનું બી રોપ્યું હતું, એવી આશાથી કે તેમાંથી સેવાપરાયણ જીવનોરૂપી ફળ આવશે, પણ "દ્રવ્યની માયા" એ (માત્થી

૧૩ ; ૨૨ ) તે બીને દાબી નાખ્યું. તેને મન જીવન એ એક અદ્ભુત અને ઉત્તમ અનુભવ હતો પણ તેનું જીવન બીજાઓને આપવાની તેની તીવ્ર ઈચ્છામાં તે નિષ્ફળ ગયો, કારણ કે તેઓ એટલા બધા હલકા વિચારો ધરાવતા હતા કે અમારૂં જીવન અમારી પુષ્કળ મિલકતમાં રહેલું છે (લુક ૧૨; ૧૫). ચારે બાજુએ આર્થિક લોભવૃત્તિ અને ઉપયોગી જીવન વચ્ચે વિરોધ ચાલી રહેલો તેને માલમ પડયો, અને તેનું પરિણામ તેણે ચોકખેચોકખા અને નિર્વિવાદ શબ્દોમાં દર્શાવ્યું છે કે, "કોઈ ચાકર બે ધણીઓની ચાકરી કરી શકતો નથી; કેમકે તે એકનો દ્વેષ કરશે, અને બીજા પર પ્રેમ કરશે, અથવા તે એકના પક્ષનો થશે, અને બીજાને તુચ્છ ગણશે. દેવની તથા દ્રવ્યની ચાકરી તમે કરી નથી શકતા" (લુક ૧૬ ; ૧૩).

ઈસુના વખતમાં જે વસ્તુસ્થિતિ હતી તેમાં ખરી રીતે આજે કંઈ ફેરફાર થયો નથી. આજે આપણા યુવકો અને યુવતીઓનાં ચારિત્ર્યો પર કેવી કેવી હરકતો આવી પડે છે ! યુવાવસ્થામાં સ્વાભાવિક રીતેજ માણસો ઉચ્ચ આદર્શોવાળા થાય છે. જો તેમને બરાબર કેળવવામાં આવે તો તેઓ શૂરાતનનાં કામ કરવા નીકળી પડે ; તેમને ઇલકાબોનો મોહ લાગે છે, અને તેઓ સામાજિક અન્યાયો દૂર કરવાની ઈચ્છા ધરાવતા હોય છે. તેઓ શાળાઓમાંથી અને કૉલેજોમાંથી પાસ થઇ નીકળે છે ત્યારે તેઓમાં આવો સેવાભાવ હોય છે, પણ અતિ દુ:ખની વાત એ જોવામાં આવે છે કે, તેઓ ધીમે ધીમે ભ્રમિત થતા જાય છે, તેઓના ઉચ્ચ વિચારો નાશ પામે છે, તેઓ પૈસાની લાલચને વશ થાય છે, અને આખરે તેઓમાંના ઘણાખરામાં નીચ ભાવનાઓ જીત મેળવે છે.

તેઓમાંના ઘણાના જીવનમાં આ સેવાપરાયણ જીવનના આદર્શો અને આર્થિક લોભ વચ્ચેનો ઝગડો લાંબા કાળ સુધી ટકી રહે છે. તેમના જીવનમાં બે ભાવ રહે છે. ઈસુનું શિક્ષણ તેમને પ્રિય છે, એનો તેઓ ઈન્કાર કરી શકતા નથી ; તેમજ વળી આર્થિક મામલામાં એવી ફરજ પડે છે કે જેને પણ બજાવ્યા વગર તેમનાથી રહી શકાય તેમ નથી ; આ બન્ને બાબતો મળતી આવતી નથી ; તે બન્ને વચ્ચે વિરોધ રહે છે. આખરે કાંતો તેઓ આ તરફ કે પેલી તરફ ઢળે છે. કેટલાક તો જાણીજોઈને ખ્રીસ્તી નીતિશિક્ષણને બાજુએ મુકે છે, અને ખરા સ્વાર્થી બને છે. કેટલાક પોતાના ઘરમાં કે મિત્રમંડળમાં, મંડળીમાં કે આજુબાજુના લોકોમાં એક પ્રકારના આદર્શને ભાવથી અનુસરે છે, અને પોતાના કામધંધામાં બીજા પ્રકારના આદર્શને અનુસરે છે ; આવી રીતે તેઓ બે પ્રકારનાં રૂપ ધરે છે અને એમ તેમના જીવનની એકતા અને અખંડતા ગુમાવે છે ; કેટલાક આ આર્થિક કલહના નિરંતર ધક્કાથી નૈતિક રીતે અંધ બની જાય છે, એટલે સુધી કે તેઓને ખરેખરી રીતે એમ લાગે છે કે, પૈસો મેળવવાને માટે સ્પર્ધામાં ઉતરવું એ જરા પણ અયોગ્ય નથી. આ છેલ્લી સ્થિતિ તે એકજ ભુંડી અને આશારહિતની છે. તે બાબત વિષે બિશપ ગોર કહે છે કે, "મારે જે કહેવાનું છે તે એ નહિ કે, દુનિયામાં વ્યાપારધંધામાં

અને સામાજિક સંબંધોમાં ઘણો સ્વાર્થ રહેલો છે, અથવા તો સ્વાર્થ સમાજમાં બહુ પ્રબળ દેખાય છે, પણ એ છે કે, આ સ્વાર્થવૃત્તિ ઈસુના ભાવની અતિ વિરૂદ્ધ છે, એ લોકોના ધ્યાનમાં આવતું નથી, અને બીજું એ કે આપણામાં એવું કંઇ નથી, કે જે પરથી ખ્રીસ્તી નીતિનો અર્થ શો થાય છે, તેનો યોગ્ય ખ્યાલ આપણને આવે."

૩. આ બધાં કારણોને લઇને, પૈસા કઇ રીતે કમાવામાં આવે છે, એ વાતમાં ઘણાં માણસોના સેવાપરાયણ જીવનની મુખ્ય મુશ્કેલી રહેલી છે. આપણે અહીં ચોકખેચોકખું કહેવું જોઈએ કે આ પ્રશ્ન મુખ્યત્વેકરી સામાજિક છે; અને જ્યાં સુધી આખો સમાજ આર્થિક સંબંધોને હાલ છે તેના કરતાં વધારે સીધા બનાવે નહિ ત્યાં સુધી કોઈ માણસ એકલી જાતે પોતાના જીવનમાં તેનો સંતોષકારક નીવેડો લાવી શકે તેમ નથી. એમ છતાં, દરમિયાન, ખ્રીસ્તી સિદ્ધાંતો વડે દરેક મનુષ્ય પર કેટલીક દેખીતી ફરજો મૂકવામાં આવે છે.

પહેલાં તો, આખા સમાજને ઉપયોગી ન હોય એવા કોઇ ધંધામાં જો કોઈએ પોતાનું ધન કે પોતાનું અંગત કામ રોકયાં હોય તો તેણે તે તેમાંથી પાછાં ખેંચી લેવાં જોઈએ. કામધંધો અને લોકસેવા એ બે જો વિરોધી થાય તો એ ખરેખર દુ:ખની વાત છે, કારણકે સર્વ સારા ધંધાનો પાયારૂપ વિચાર તો લોકોની સેવા કરવાનોજ હોવો જોઈએ. પ્રમાણિક રીતે કાંઇ પણ સારૂં કરવું એ પરોપકાર કરવા કરતાં એક રીતે વધારે સારૂં છે, કારણકે પરોપકારમાં તો એક તંગીવાન હોય છે અને બીજો ભરપૂર હોય છે, તેથી એકનો બીજા ઉપર ઉપકાર રહે છે, પણ સાટામાં બન્ને સરખા થઈ કામ કરે છે, કારણકે માલની અદલબદલથી અન્યોન્ય ફાયદો થાય છે. દરેક સુધરેલા દેશમાં જે પાંચ મહાન માનસિક ધંધા ચાલે છે તેનાં કામ વિષે રસ્કિન નામનો એક માણસ કહે છે કે, "સૈનિકનો ધંધો દેશની રક્ષા કરવાનો છે; ધર્મોપદેશકનો ધંધો બોધ કરવાનો છે; વૈદ્યનો ધંધો તેનં આરોગ્ય રાખવાનો છે; વકીલનો ધંધો તેમાં ન્યાય અપાવવાનો છે; અને વ્યાપારીનો ધંધો દેશને માટે માલ પૂરો પાડવાનો છે." સેવા એ વ્યાપારનો પ્રાથમિક હેતુ છે, અને આપણા આજના આર્થિક કલહને અંગે જે દુ:ખદાયક વાત છે તે એ છે કે, **વ્યાપારધંધાનો મુખ્ય હેતુજ બદલાઈ ગયો છે, કેમકે તેના મુખ્ય હેતુ તરીકે સેવા જે સૌથી પહેલી જોઈએ તેને છેક છેલ્લે મુકવામાં આવે છે, અથવા તો તેને તદન નજર બહાર રાખવામાં આવે છે.** યુદ્ધને વખતે ખેતીનો, માલની લેવડદેવડનો, કારખાનાંઓનો, રેલ્વેનો, આગબોટો વગેરે સહુનો સહુના કલ્યાણને અર્થે કેટલો બધો ખપ પડે છે એ આપણે સહુએ જોયું છે. એ વખતે ઔદ્યોગિક સેવાની માગણી કરતાં આપણે કહેવું પડયું હતું કે, એ બધાં માત્ર પૈસો પ્રાપ્ત કરવાને માટે નહિ પણ વફાદારીને માટે, તેમજ લોભની ખાતર નહિ પણ દેશસેવાને માટે જરૂરનાં છે. હવે શાંતિના કાળે શું એ વાત ખોટી ઠરે છે? નહિજ. એ વાત અત્યારે પણ તેટલીજ ખરી છે. જેમ લશ્કરમાં રાજદ્રોહી માણસો, ધર્મકાર્યમાં ઢોંગીઓ,

અદાલતમાં છેતરીને પૈસા ખાઇ જનાર વકીલો, દવાખાનાંઓમાં ઉંટવૈદો, તેઓના જુદા જુદા ધંધાના મુખ્ય હેતુને ઉંધો વાળે છે, અને તેને અવળું રૂપ આપી તેનો ગેરૂપયોગ કરે છે, તેમજ જે વ્યાપારીઓ પોતાને લોકોની જરૂરિયાતો પૂરી પાડનારા સહુના હિતના વફાદાર સેવકો ગણતા નથી, તેમને સમજવા જોઇએ. આટલા માટે કોઇ પણ ખ્રીસ્તીની પહેલી ફરજ એ છે કે, પારકાનું પડાવી લેનાર અથવા નકામા ધંધામાં અથવા એવું કાંઈ કામ હોય કે જેમાં નહિમાંથી કંઈક મળતું હોય, અથવા જેમાં માણસોને પાપમાં નાખી નફો લેવાતો હોય, તો એવા ધંધા અને કાર્યમાં તેણે પોતાનું ધન તથા પોતાની મહેનત રોકવાં નહિ અને રોકેલાં હોય તો તેણે તે પાછાં ખેંચી લેવાં જોઇએ. કોઈ પણ ખ્રીસ્તીને એટલું તો ભાન હોવુંજ જોઈએ કે, એવા કોઈ ધંધામાં મેં પોતાને રોકયો છે, કે જે પર મનુષ્ય-સમાજના સુખનો આધાર કોઇક રીતે પણ રહેલો છે.

**વળી કોઇ ખ્રીસ્તીએ પૈસાના લાભ માટે એવા કોઈ પણ ધંધામાં ભાગ લેવો ન જોઈએ કે જેમાં પુરૂષના પુરૂષત્વનો અને સ્ત્રીના સ્ત્રીત્વનો ભોગ આપવો પડતો હોય.** જે પાંચ ધંધાઓની વાત આગળ કહેવાઇ ગઇ, જેમાં વ્યાપારીને સર્વ ધંધાદારીઓની પરિસીમા ગણવામાં આવ્યો હતો, તેમની સમાજ પ્રત્યે શી શી ફરજો છે તે કહેતાં રસ્કિન જણાવે છે કે, "આ બધા માણસોની ફરજ, યોગ્ય પ્રસંગે કે જરૂર પડયે, પોતાના સમાજને માટે મરવાની છે." યોગ્ય પ્રસંગ આવવાં એટલે સૈનિકને યુદ્ધમાં પોતાનું સ્થાન છોડવાનો વખત આવતાં; વૈદ્યને પ્લેગ જેવા કોઇ રોગમાં બીજા બધા નાસી જતા હોય ત્યારે પોતાનું સ્થાન છોડવાનો વખત આવતાં; ધર્મોપદેશકને અસત્ય શિખવવાનો વખત આવતાં; અને વકીલને અન્યાય પ્રત્યે અખાડા કરવાનો વખત આવતાં, મરવું પસંદ કરવું એ તેમની ફરજ છે. પણ વ્યાપારીને મરવાનો 'યોગ્ય પ્રસંગ' કયારે આવે છે? એ તો વ્યાપારીએ પોતેજ ખાસ વિચારવાનું છે. કોઇ ખ્રીસ્તીને આ પ્રશ્નનો જવાબ આપવો મુશ્કેલ નથી. જે ધંધામાં પુરૂષત્વની અને સ્ત્રીત્વની ભ્રષ્ટતા થતી હોય તેમાંથી ખુશીથી લાભ લેવાનો વખત આવે ત્યારે તે કરતાં વ્યાપારીએ મરવું વધારે પસંદ કરવું જોઈએ.

લોર્ડ શાફ્ટસબરી નામના એક પ્રખ્યાત પરોપકારી ગૃહસ્થે પોતાના અમુક મિત્રો સાથે ઈંગ્લાંડમાં મજુરોને દસ કલાકથી વધારે વખત મજુરી ન કરાવવાનો ધારો પસાર કરાવવા માટે ચૌદ વર્ષ સુધી પ્રયત્ન કર્યો હતો. તે વખતે, દાખલા તરીકે, લેંકેશાયર નામના એકજ પરગણામાં પાંચથી તેર વર્ષનાં ૩૫,૦૦૦ બાળકો કારખાનાંવાળાઓને નફો કરી આપવાને કારખાનાંઓમાં દિવસના ચૌદ પંદર કલાક મજુરી કરતાં હતાં. આ સ્થિતિ દૂર કરવાને તેને અનેક ખ્રીસ્તી વ્યાપારી-ઓએ મદદ કરી હતી. તેનું વર્ણન કરતાં લોર્ડ શાફ્ટસબરી કહે છે કે, "હું તો બધું ખમવાને તૈયાર છું, પણ હું ઘણીવાર વિપરિત સ્થિતિઓને લીધે દુ:ખી થાઉં છું અને મુંઝાઉં છું; કેમકે નાસ્તિકો અને ધર્મની પરવા નહિ કરનારા તરફથી મને

ટેકો મળે છે, અને ધર્મિષ્ઠો અને ભાષણકર્ત્તાઓ મારા કામ વિષે બેપરવાઇ બતાવે છે અથવા તેમાં વિરોધ ઉભો કરે છે." "મને એમ લાગે છે કે જે લોકો પોતાને સુવાર્તા પ્રમાણેના ધર્મિષ્ઠો કહેવડાવે છે તેમના પર હું બહુ આધાર રાખી શકતો નથી. આવી જાતના પરોપકારી કાર્યમાં ધાર્મિક માણસો જેઓ કહે છે કે, અમારે તેની સાથે કંઈ લેવાદેવા નથી તેમના તરફથી જેટલો ટેકો મળે છે તેટલોજ દુનિયાદારી માણસો તરફથી પણ મળે છે." "ગઈ રાતે સમિતિમાં બીલ પસાર થયું છે; વિરોધ થયો પણ તે નબળો હતો! 'પાપીઓ' મારા પક્ષમાં હતા; 'સંતો' મારી વિરૂદ્ધ હતા—મનુષ્ય પ્રકૃતિ કેટલી વિચિત્ર છે." "માન્ચેસ્ટરના ધર્મગુરૂઓ ધન અને સત્તાની આગળ, જેમ ચાલતું આવ્યું છે તેમ, બી ગયા છે. કોઇ પોતાના મનની વાત નિર્ભયપણે બોલી નાખતો હોય એવો મને લાગતો નથી; પણ બધે ઠેકાણે એવુંજ ચાલે છે." આવી બાબતો તો ખ્રીસ્તી મંડળીને શરમાવનારી છે. પરોપકારી કાર્યમાં ગમે તેટલો પૈસો ખર્ચાય તોપણ જો આવા સૈતાનિક ભાવથી તે પ્રાપ્ત કરવામાં આવતો હોય તો તેનો બદલો વળે એમ નથી. માણસજાતને અધમાવસ્થામાં ઉતારીને જો લાભ મેળવાતો હોય તો તેવો પૈસો ઈસુના ખરા શાગરીદે કદી લેવો જોઈએજ નહિ. આનો અર્થ એમ નથી કે, જે જે ધંધાની નીતિ તેને યોગ્ય લાગતી ન હોય તેમાંથી તેણે પોતાનાં નાણાં એકદમ પાછાં ખેંચી લેવાં; પણ તેનો અર્થ એવો થાય છે કે, તેના અંગત લાભને ગમે તેટલી હાનિ પહોંચે તેમ હોય તોપણ તેણે પોતાથી બનતા ગમે તે પ્રયત્ને પણ તે અયોગ્ય નીતિની સાથે થવું જોઈએ, અને જે બધા ધંધા પ્રમાણિક હોય અને જેમાં પુરૂષો અને સ્ત્રીઓ શુદ્ધ જીવન ગાળી શકે એવા કોઈ કાર્યને તેણે હમેશ પોતાનો પૂરો ટેકો આપવો જોઈએ. માણસના આત્માનો વિચાર ન કરતાં પૈસાને પહેલો મૂકવો એ ઇસુના શિક્ષણનો સૌથી ઉતાવળે અને પૂરેપૂરી રીતે અનાદર કરવા બરાબર છે. ખ્રીસ્તનો શિષ્ય ન હોય એ ભલે તેને એવું યોગ્ય લાગે તો એમ કરે; પણ "કોઇ આ નાનાઓમાંના એકને ઠોકર ખવાડે, એ કરતાં તેની કોટે ઘંટીનું પડીઉં બાંધીને તેને સમુદ્રમાં નાખવામાં આવે, તે તેને માટે સારૂં છે" (લુક ૧૭; ૨), એવો જે ઈસુનો ભાવ છે તેને જે ભૂલી જાય છે તેણે તો પોતાને ઇસુનો શિષ્ય કહેવોજ ન જોઇએ.

૪. કોઇ ઉપયોગી ધંધામાં જોડાવું અને તે ધંધો એવી રીતે ચલાવવો કે તેમાંથી માત્ર નફો મળે એટલુંજ નહિ પણ તે વડે માણસજાતનું ભલું થાય તેમ કરવું, એ વ્યાપારઉદ્યોગમાં ખ્રીસ્તી ભાવ દાખલ કરવાનાં સાદામાં સાદાં મૂળતત્ત્વો છે. તોપણ આ મૂળતત્ત્વોનું પણ પૂર્ણ ફળ તો, જ્યાં સુધી કોઇ પણ ધંધામાં સેવાનો ભાવ દાખલ ન કરીએ ત્યાં સુધી તો આવવું અશક્યજ છે. આવું કરવું એટલે શું તેનો હવે આપણે વિચાર કરીએ.

**સ્વાર્થનું તાત્પર્ય, આપણા બીજાની સાથેના કોઈ પણ જાતના સંબંધમાંથી આપણે આપણા પોતા માટે શું પ્રાપ્ત કરી શકીએ**

**છીએ, તેના પરજ નજર રાખવી તે છે.** હવે કામધંધામાં માણસો આ સિવાય બીજો કયો ભાવ રાખે છે? તે એક એવો માનવસંબંધ છે કે જેમાં માણસોનાં ટોળેટોળાં માત્ર લાભ મેળવવાના મુખ્ય હેતુથીજ જોડાય છે. વ્યાપારનો અર્થ એવોજ કરવામાં આવે છે કે તેમાંથી આપણા પોતાને માટે બને તેટલો લાભ પ્રાપ્ત કરવો.

જીવનમાં એક બીજા પ્રકારનો ભાવ પણ કેટલીક વાર જોવામાં આવે છે, અને મનુષ્યજીવનના અમુક અમુક પ્રદેશમાં તેની બધા સજ્જન પાસેથી આશા રાખી શકાય છે. દાખલા તરીકે કોઈ લેખક પોતાનું અમૂલ્ય પુસ્તક પાણીના મૂલ્યે વેચી નાખે છે; જેમકે મિલ્ટન નામના એક અંગ્રેજ કવિએ પોતાનું "સ્વર્ગ કેમ ખોવાયું" એ નામનુ મહા કાવ્ય માત્ર દસ પૌંડે વેચી દીધું. પણ તેણે તે પૈસા માટે લખ્યું નહોતું. તેણે તો તે પોતાના આત્માના આરામને માટે, કાવ્ય પ્રત્યેના તેના પ્રેમને માટે, અને ઉત્તમ કળાના આનંદને માટે લખ્યું હતું. આવા માણસો પોતાના કામને માટે પૈસા લે છે ખરા, પણ તેઓ પૈસાને માટે કામ કરતા નથી. તેમનું જીવન એ કાંઇ સોદો નથી પણ ઈશ્વરની બક્ષીસ છે; વ્યાપાર નથી પણ કળા છે. કોઈએ આવી રીતે કામ કરી પૈસા લેતાં કહ્યું છે કે, "હું આ કામ કરીને પૈસા લઉં છું એ ખરૂં છે, પણ જો મારી પાસે પૈસા હોય તો આ કામ કરવાના ઉંચા અધિકાર માટે પૈસા આપીને પણ હુ તે કામ કર્યા વગર ન રહું." તેમનું કામ તે ઈશ્વરે તેમને સોંપેલું કામ છે એવું આ લોકોને લાગે છે.

કોઈ પણ માણસ જ્યાં સુધી પોતાના કાર્યમાં આવા ભાવથી ઉતરે નહિ ત્યાં સુધી ઈસુનો ભાવ તેનામાં આવ્યો છે એમ કહી શકાય નહિ. ઈસુની આપેલી ઉપમા પ્રમાણે માણસે પગારને માટે ચાકર કે ભાડુતી કામ કરનાર તરીકે કામ કરવાનું નથી, પણ સેવા કરવાની તીવ્ર ઈચ્છાવાળા ઘેટાંપાળકની માફક કામ કરવાનું છે (યોહાન ૧૦; ૧૧-૧૩). આ ઠેકાણે ઘેટાંપાળક કોઈ ગવૈયો કે કવિ કે શિક્ષક કે કોઇ શિલ્પી નથી. તે તો સખતમાં સખત કામ કરનાર, સર્વ પ્રકારની મુશીબત વેઠનાર, ટાઢ, તડકો વગેરે બધું સહન કરનાર માણસ છે; તે એવો દીન અને રાંક છે કે જગતના મોટા લોકો તેની સામું પણ જોતા નથી. તે એટલી દીનતાથી મજુરી કરનાર છે કે, શાસ્ત્રીઓ તેને ન્યાતબહાર ગણે છે, કારણ કે તેનો ધંધો તેઓને એવો લાગે છે કે તે ધંધો કરતાં તે નિયમશાસ્ત્ર પાળી શકે નહિ. આમ છતાં પણ, જે માણસ પોતાના કાર્યને ઇશ્વરની બક્ષીસ અને કળા ગણે છે, જે તેમાં સેવાનો ભાવ દાખલ કરે છે, અને જે પગાર પ્રત્યે નજર રાખનાર મજુરના જેવા થવાનું ધિક્કારે છે, તેના આદર્શ તરીકે ઈસુ આવા ઘેટાંપાળકને આપણી આગળ મૂકે છે. એક વખત કોઇ માણસે એક લુહારને કહ્યું કે, "તમે આ કારખાનામાં હથોડીઓ ઠીક બનાવો છો." પેલાએ જવાબ આપ્યો કે, "ના, ના, ઠીક બનાવીએ છીએ એટલુંજ નહિ પણ સારામાં સારી જે બનાવી શકાય તેવી હથોડીઓ અમે બનાવીએ છીએ." આવા માણસમાં, ઇસુ ખ્રીસ્ત જે ઘેટાંપાળકની ઉપમા આપે છે, તેનો

ભાવ છે. તેનું જીવન માત્ર પૈસાજ પ્રાપ્ત કરવામાં ખર્ચાઇ ગયું નથી. પોતાના સાધારણ કાર્યને તેણે એક ઉંચી કળાનું સ્વરૂપ આપ્યું છે.

આટલી વાત તો ચોક્કસ છે કે, આવો ભાવ રાખ્યા સિવાય કોઈ પણ પ્રદેશમાં ઉત્તમ કાર્ય કદી થયું નથી. પૈસાને માટે કોઈ નાટકી ગાયનો લખે, પણ રવિન્દ્રનાથનાં ગીતો જેવાં ગીતો પૈસા માટે લખી શકાતાં નથી. પૈસાને માટે માણસો લડાઇમાં જાય, પણ જ્યારે બહુજ મુશીબતનો પ્રસંગ આવે છે, અથવા ગયા યુદ્ધમાં વર્દુન આગળ જેવો પ્રસંગ આવ્યો હતો તેવા બારીક પ્રસંગે જ્યારે, લોકો પોતાને માટે કદી ભોગવવા ખુશી ન હોય તેવું દેશને માટે ભોગવવા તૈયાર થાય, ત્યારે ખરેખર પૈસા કરતાં કંઇક અધિકે તેમને પ્રેર્યા હોવા જોઇએ. કાયાફા ભલે પૈસાને માટે પ્રમુખ યાજક થાય પણ ઇસુ ખ્રીસ્તે તારનાર થવાનું જે કામ માથે લીધું હતું તેમાં આવો કોઇ આર્થિક હેતુ નહોતો. લોકો ધર્મનું કાર્ય પૈસાને માટે કરે ખરા, પણ તેમનું કાર્ય ભાડુતી કાર્ય જેવું થાય છે, અને તેમાં મોટા સંતસાધુઓનો ભાવ આવતો નથી. ગમે તેટલા પૈસા આપ્યા હોય તો શું તે પૈસાની ખાતર જર્મનીનો લુથર કદી વર્મ્સ જાત? અથવા શું સ્કોટલાંડ દેશનો પ્રખ્યાત ભક્તજન જોન નોક્ષ, તેને ગમે તેટલા પૈસા આપવામાં આવ્યા હોય તો તે પૈસાની ખાતર સ્કોટલાંડની રાણી મેરીની સામે થાત? તેમજ નાનક કે કબીર, પ્રતાપ કે મેઝીની જેવા પૈસાથી ખરીદી શકાતા નથી. ખરી વાત છે કે પૈસાથી કેટલુંક કામ થઈ શકે છે; કોઈ કોઈ વાર સારૂં કામ પણ તે વડે થએલું છે, જો કે ઘણી વાર તો ભુંડું કાર્ય થાય છે; પણ આટલું તો સિદ્ધ થાય છે કે પૈસાની ખાતર **કોઈ પણ માણસે કદી તેનાથી બને તેટલું સારૂં કામ કર્યું નથી.** કોઈ વહાણ ડુબવાની તૈયારીમાં હોય ત્યારે માણસો પૈસાની લાલચે બીજાનો જાન બચાવવાની કોશિશ કરતા નથી. કોઇ પોતાનો પ્રાણ પોતાના દેશને અર્થે કે જનસમાજના કલ્યાણને અર્થે પૈસા માટે આપવા તૈયાર થતો નથી. પૈસાથી મોટાં મોટાં સામાજિક અને ધાર્મિક સુધારાનાં કાર્ય થયાં નથી અને થવાનાં પણ નથી. ભલે અપ્રિય પણ જરૂરની વાત કહે એવો કોઇ પગારદાર બોધક ઉભો થવાનો નથી. આવી વાતો તો દૂર રહી પણ આજનીજ દુનિયામાં કેટલાંક ઘણી જરૂરનાં સાધન, જેવાં કે રેલ્વે ગાડી, આગબોટ, ટેલીફોન, તાર, વગેરેની શોધખોળ પૈસા મેળવવાની ખાતર થઈ નથી. એ તો જે માણસો એ વસ્તુઓ શોધી કાઢવા પાછળ હર્ષઘેલા થઇ ગયા હતા, અને જેમણે તેને માટે પોતાનું સર્વસ્વ આપ્યું હતું, તેઓએજ કરી હતી. પ્રત્યેક નવા સત્યની શોધ, સામાજિક જીવનમાંનો પ્રત્યેક સુધારો, માણસોની જરૂરિયાતો પૂરી પાડનારા સર્વ વ્યાપારઉદ્યોગ, હુન્નર વગેરે, એ બધાં એવાં માણસોએ પ્રાપ્ત કર્યાં છે કે, જેમને પૈસાની બીલકુલ પરવા નહોતી, પણ જેઓએ કામની ખાતરજ કામ કરેલું છે. આવી રીતે આપણે જ્યાં જ્યાં જોઇએ ત્યાં ત્યાં આપણને માલમ પડશે કે, માણસનું જીવન જ્યારે ઉંચામાં ઉંચું થાય છે ત્યારે તેમાં ધનપ્રાપ્તિને મુખ્ય સ્થાન હોતું નથી. એ જીવનનું કાર્ય ઈશ્વરે સોંપવામાં એક કાર્ય તરીકે કરવામાં આવે છે.

ધાર્મિક કાર્ય અને સાંસારિક કાર્યમાં જે ફેર મનાતો આવ્યો છે તે આ વાતમાંજ છે. જ્યારે કોઈ ધર્મનો ઉપદેશક પૈસાને માટે ઉપદેશ કરે છે ત્યારે તેનું કાર્ય શું ધાર્મિક છે? નહિજ. એ તો ભાડુતી કે સાંસારિક કામ છે, અને તેટલે અંશે એ બીજાં સાંસારિક કાર્યથી જુદું નથી. જ્યારે કોઈ સ્ત્રી પોતાના ઘરમાં કે કોઇ પુરૂષ પોતાના કામધંધામાં પૈસાના લોભથી નહિ પણ સેવા કરવાના ઉંચા હેતુથી કાર્ય કરે, તો પછી તેમનું કાર્ય કઈ રીતે સાંસારિક કહેવાય? એ તો ધાર્મિકજ થયું. ખરી વાત તો એ છે કે સાંસારિક **પદાર્થો** જેવું કંઇ છેજ નહિ; માત્ર **માણસો** સાંસારિક દિલના છે; અને જે એવા હોય છે તે પૈસા માટે પોતાનું કાર્ય કરે છે, અને તેમ કરી પોતાના કાર્યને સાંસારિક કરી નાખે છે. ગિબ્બોન નામનો એક માણસ પોતાના શિક્ષક વિષે કેટલી સખત ટીકા કરે છે કે, "એને પગાર મળવાનો છે એ એને યાદ રહ્યું, પણ એને ફરજ બજાવવાની છે, એ તો એ ભૂલી ગયો." આજના વખતમાં માત્ર ભાડુતી કાર્ય કરવાનો ભાવ એટલો બધો વ્યાપી ગયો છે કે તેની વિરૂદ્ધ કોઈ કાર્લાઇલ જેવા ઈશ્વરના સેવકે પોતાનો પોકાર ઉઠાવવો જોઈએ. આ વાતનો અર્થ એમ નથી કે જીવનમાં આર્થિક હેતુ હોવો નજ જોઇએ. એમ પણ થઇ શકે કે મનુષ્યજીવનના શસ્ત્રભંડારમાં તે એક સૌથી કીમતી શસ્ત્રોમાંનું પણ એક હોઈ શકે. પાઉલ કહે છે કે, "જે માણસ પોતાના કુટુંબના ભરણપોષણ માટે યોજના રાખતો નથી તે તો નાસ્તિક કરતાં પણ ભુંડો છે" (૧ તીમો. ૫; ૮). પણ આટલું તો નક્કી છે કે, જ્યારે આર્થિક હેતુ પ્રથમ અથવા મુખ્ય થાય છે ત્યારે ખરૂં ખ્રીસ્તી જીવન રહેતું નથી. જો આપણે નવો કરાર બરાબર વાંચીશું તો આપણને ખરેખર માલમ પડયા વગર રહેશે નહિ કે, જે કોઇ વૈદ કે ડાકટર પોતાના દરદીઓની તંદુરસ્તી કરતાં તેમના પૈસાને વધારે વહાલા ગણે છે, અથવા જે કોઇ વકીલ ન્યાય કરતાં પોતાના અસીલોના પૈસાને વધારે ચાહે છે, અથવા જે કોઈ રાજદ્વારી પુરૂષ રાજ્યના ભલા કરતાં પોતાના પગારને વધારે ઈચ્છે છે, અથવા જે કોઈ શિક્ષક પોતાના શિષ્યોના કલ્યાણ કરતાં પોતાના વેતનને વધારે મૂલ્યાનું ગણે છે, અથવા જે કોઈ ધર્મગુરૂ કે ધર્મોપદેશક પાઉલની માફક આમ કહી શકતો નથી કે, "હું કંઇ દાન માગું છું એમ નહિ, પણ તમારા લાભમાં ઘણું ફળ થાય એ માગું છું" (ફિલિપી. ૪; ૧૭), અથવા જે કોઇ વ્યાપારી પોતાના લાભ સામું જોઇને જનસમાજનું અકલ્યાણ થતું હોય તેવા વ્યાપારધંધામાં પડતાં અટકતો નથી, તે ખરૂં ખ્રીસ્તી જીવન ગાળતો નથી, અને તેનું જીવન ખ્રીસ્તના ભાવથી ઘણું દૂર છે. વ્યાપારધંધાના પ્રદેશમાં સેવાનો ભાવ રાખ્યા સિવાય માણસના જીવનના બીજા બધા પ્રદેશોમાં તેને રાખવો એ બની શકે તેવું નથી. સેવાભાવ તેમાં પણ વ્યાપી રહેલો હોવો જોઈએ. જે મોટામાં મોટું પાખંડ આપણા આર્થિક જીવનને ધર્મહીન કરે છે, અને આપણા જીવનમાં ખરો **ધાર્મિક** ભાવ વ્યાપી રહેવા દેતું નથી તે એ છે કે, **વ્યાપાર એ ઘણે ભાગે સૌથી પહેલાં ધનપ્રાપ્તિનું સાધન છે.**

પણ જે સત્ય આપણ સહુએ સ્વીકારવું જોઇએ અને જે સ્વીકાર્યેજ આપણું ખ કલ્યાણ છે તે એ છે કે, **વ્યાપાર એ મુખ્યત્વે કરીને આખી કોમની એ સામાજિક સેવા છે.**

૫. એમ છતાં પણ આજના જમાનામાં આપણા વ્યાપારઉદ્યોગમાં લાગેલ માણસોનો મોટો ભાગ પોતાનાં કામમાં આનંદીપણાનો કે ઉત્પાદન શક્તિનો ભા મૂકે એવું થવું બની શકે તેવું નથી. આપણે પોતાનેજ તેમની જગાએ મૂકી જોવાથ આ વાતનું સત્ય દેખાઈ આવશે. કેટલાક માણસોને દરરોજ બાર બાર કલાક કા કરવું પડે છે; તેમાંના ઘણાને એકનુંએક કામ અને જેમાં જરા પણ પોતાન બુદ્ધિ વાપરવી ન પડે એવું કામ રોજ રોજ અને બારે માસ કરવું પડે છે, તેમાં કેટલાક તો એવા છે કે તેઓ ગમે તેટલું કામ કરે છતાંએ પોતાની ગરીબાઇમાંથ મુક્ત થઇ શકતા નથી, અને તેમને સદા એ સ્થિતિમાંજ રહેવાનું છે—આવા લોક આપણા આર્થિક કલહનું મૂળ કારણ છે. હવે આવા લોકો પોતાના કામને કે રીતે કળા તરીકે ગણી શકે?

આ ઉપરાંત, આપણી આજની આર્થિક સ્થિતિમાં એક **બીજી બહુ** મહત્વન વાત છે, એટલે આજે એક બાજુ મુડીવાળા માલિકો અને બીજી બાજુ મજુરો એ બે પક્ષો વચ્ચે ઝગડા ચાલી રહેલા છે, અને તેથી આપણા આર્થિક જીવનના મોટ ભાગ સેવાનો નહિ, પણ કલહવાળો થઇ ગયા છે. અસલના જમાનામાં શેઠ, તેન મુનીમો અને તેના ચાકર સુદ્ધાં એક સાથે બેસતા, ખાતાપીતા, આનંદ કરતા. ત વખતે શેઠ અને ચાકરનો તફાવત હતો, પણ તે આજના જેવો નહોતો; તે બન્ને સા હળીમળી શકતા. આજે સ્થિતિ તદ્દન જુદીજ છે. પોતાના ચાકર સાથે વાત કરવ એ પણ કેમ જાણે પોતાને હલકા પાડતું હોય એમ ઘણા શેઠ માને છે. વળી કેટલા શેઠો પોતાનાં કારખાનાંઓ કે મીલો વગેરેમાં જે મજુરો કામ કરતા હોય તેમ ભાગ્યેજ ઓળખે છે, અને તેમને ઓળખવાની કે તેમનાં સુખદુઃખ જાણવાન પરવા પણ કરતા નથી. આવી સ્થિતિમાં શેઠ અને ચાકરો વચ્ચે પ્રેમ ક્યાંથી હોય

આજે શેઠ અને નોકર વચ્ચે પ્રીતિ નથી, એટલુંજ નહિ, પણ ઉલટું તેમન વચ્ચે દ્વેષભાવ છે શેઠના મનમાં એમ હોય છે કે જેમ બને તેમ પોતાનાં કાર ખાનાંઓ વગેરેમાંથી વધારે નફો લેવો. આ નફો લેવા જતાં મજુરોને કેવી કે રીતે હેરાન થવું પડે છે, તેમને અને તેમનાં બાળકોને પૂરતું ખાવાનું મળે એટલ તેમને રોજી મળે છે કે નહિ, તેમનાં શરીર સચવાય છે કે નહિ, તેઓ દીર્ઘાયુ થઈને મરી જાય છે કે હદ ઉપરાંતના કામથી તેમનું શરીર ખવાઇ જઈ તેઓ નાન ઉમ્મરમાં મરી જાય છે, વગેરે કશી વાતની તેઓને લેશમાત્ર પરવા નથી. આ પરિણામ મજુરોના મન પર પણ તેવુંજ થાય અને તેમને શેઠ પ્રત્યે દ્વેષભા ઉત્પન્ન થાય તેમાં કંઇ નવાઇ નથી. તેઓ શેઠને પોતાના લોહી ચુસનારા સમજ છે. આવી રીતે બે વિરોધી પક્ષ ઉભા થયા છે, અને સારા સારા માણસોને કાંતે આ પક્ષમાં કે પેલા પક્ષમાં જોડાવું પડે છે. ખરૂં જોતાં આ બન્ને પક્ષો વચ્ચે ખર

સહકાર જોઇએ તેને બદલે તેમની વચ્ચે વિરોધ છે, અને ખરૂં કહીએ તો એમ કહ્યા વિના ચાલે તેમ નથી કે જોકે અત્યારે મજુરવર્ગ શેઠ અને માલિકોથી દબાઇને રહ્યા છે, તોપણ જો વખત આવે તો તે પણ શેઠવર્ગને તેવીજ રીતે દબાવે તેમ છે.

હવે આ સ્થિતિમાંથી આગલી સ્થિતિ, જ્યારે મજુરમંડળો સ્થપાયાંજ નહોતાં, ત્યારની સ્થિતિમાં પાછું જવું અશક્ય છે. આ બન્ને વર્ગનો ખરો સહકાર કરવાનો કદાચિત સારામાં સારો રસ્તો એ છે કે, મજુરોએ કેટલા કલાક કામ કરવું, કેવી સ્થિતિમાં કરવું, અને નફાનો કેટલો ભાગ તેમને મળે, અને એ બધું એવી રીતે કરવું કે જેથી ઉપજમાં વાંધો આવે નહિ, એ વાતનો નિર્ણય કરવો જોઈએ. આને માટે બન્ને પક્ષોનાં પંચ નીમાવાં જોઈએ, અને તેમણે સાથે મળી કામ લેવું જોઇએ. આજે આ કામે યોગ્ય રીતે થાય તેને માટે અનેક પ્રકારના પ્રયોગો કરવામાં આવે છે, અને એ આજના જમાનાના મોટા આર્થિક પ્રશ્નોનો ઉકેલ કરવામાં બહુ સહાયભુત થાય તેવી આશા રાખી શકાય છે, કારણકે જ્યાં સુધી આ બે મોટા પક્ષો વચ્ચેનો વિરોધ અને દ્વેષભાવ ટળશે નહિ અને તેને બદલે ખરો સહકાર થશે નહિ, ત્યાં સુધી વ્યાપારઉદ્યોગમાં સેવાના ભાવ ખરી રીતે વ્યાપી શકશે નહિ.

આ સિવાય બીજી એક વાત વધારે અગત્યની છે. આપણી અત્યારની આર્થિક વ્યવસ્થા સેવાના ભાવની વિરૂદ્ધ છે. તેનું એક મોટું કારણ એ છે કે, આજે હરકોઇ વ્યક્તિ પોતાના ખાનગી લાભ માટે પૃથ્વીનાં કુદરતી સાધનોનો ઉપયોગ પોતાને ફાવે તેમ કરી શકે છે, અને તેમ કરી ઘણી વખત અસંખ્ય માણસોની આજીવિકાનાં સાધન, વગેરે લઇ લે છે. આને લીધે કેટલાક માણસોના હાથમાં એટલી બધી સત્તા આવી ગઇ છે કે તેવી આગળના વખતના રાજા મહારાજાઓના હાથમાં પણ નહોતી. હવે જો આપણે આપણા જીવનને ખ્રીસ્તી ભાવથી વ્યાપ્ત કરવું હોય તો આપણી આર્થિક વ્યવસ્થાના મૂળમાં જઈ આવા બારીક પ્રશ્નોનો ઈનસાફીપણે ઉકેલ કરવો જોઇએ.

જ્યાં સુધી આ ઉકેલ નહિ થાય ત્યાં સુધી વ્યાપારઉદ્યોગને ઈસુ ખ્રીસ્તના સેવાના સિદ્ધાંતો લાગુ કરવાનો વિચાર કરવો પણ તદ્દન નકામો સમજવો. જ્યારે ધર્મ જોરજબરાઇથી પળાવાતો હોય ત્યારે રાજીખુશીથી પળાતો ધર્મ ચાલશે કે કેમ એ પ્રશ્ન છે; જ્યારે આપખુદ સત્તાથી રાજ્ય ચલાવવું એ ખરૂં છે, એવું સર્વમાન્ય હોય, ત્યારે લોકસત્તાક રાજ્ય માની શકાય નહિ એવી વાત લાગે છે. જ્યારે એમ મનાતું હોય કે ગુન્હેગારને રીબાવ્યા હોય તોજ તે સત્ય કહે, ત્યારે માણસો પોતાની મેળે સત્ય કહે એ અસંભવિત લાગે છે; તેમજ જ્યાં આખું આર્થિક બંધારણજ સ્વાર્થ પર રચાયું હોય, ત્યાં સેવાનો ભાવ તેના પ્રાણરૂપે દાખલ કરવાની વાત કરવી એ મૂર્ખાઈ ભરેલું અને કાલ્પનિક લાગે છે. આ બધી વાતનો સાર આ છે: આપણા આર્થિક સંબંધોમાં આપણે ખ્રીસ્તી સેવાનો ભાવ પ્રાણરૂપે દાખલ કરવો હોય તો આપણે માત્ર કોઇ ઉપયોગી ધંધામાં દાખલ થવાની ઈચ્છા

ધરાવીએ, અથવા કોઈ ધંધામાં નફાની સાથે જનસમાજનું કલ્યાણ થાય તેવો પ્રયત્ન કરીએ, અથવા આપણા કામમાં કળાનો ભાવ દાખલ કરીએ, એટલે બસ થઇ ગયું એમ નથી. એ કરતાં આપણે ઘણું કરવાની જરૂર છે; એટલે આર્થિક વ્યવસ્થામાં ભારે ફેરફારો કરવાની જરૂર છે. આ ફેરફારો કેવા કેવા જોઇએ, અને તે કેવી કેવી રીતે કરવા, તેના સંબંધમાં મતભેદ તો થશે, પણ ઔદ્યોગિક જીવન જો સહકારથી ચલાવવું હોય તો આ ફેરફાર અને સુધારો કરવાની પુરી જરૂર છે, એવું જે કોઇ ઇસુને આપણા આખા જીવન પર પૂરો અધિકાર છે એમ માને છે, તેને માન્યા વિના છુટકો નથી, અને આવો માણસ, પોતાને ગમે તેટલું નુકસાન થાય, તોપણ આ સુધારા દાખલ કરવા માટે તનતોડ મહેનત કર્યા વગર રહેવાનો નથી.



# પ્રકરણ અગીઆરમું.

## કૃતજ્ઞતાનો હેતુ.

### રોજનાં વાંચન.

જે સેવા આપણે કરવાની છે, તેના સિદ્ધાંતો કયા કયા અને કેવા કેવા છે, તથા તે સેવા કેવી રીતે કરવી, એ વિષે આપણે અત્યાર સુધી વિચાર કરતા આવ્યા છીએ. પણ આપણે અત્યાર સુધી આ ભારે વાત તો ધ્યાનમાં લીધીજ નથી કે, આપણે જન્મ્યા ત્યાર પહેલાં પણ જનસમાજની ઘણી સેવા કરવામાં આવી છે, અને આપણા ખ્યાલમાં પણ ન આવે, અને જેનો આપણો કદી બદલો પણ વાળી ન શકીએ એવા એવા ભોગનું ફળ આપણું પોતાનું જીવન છે. જો કોઇ માણસ, જે જે આશીર્વાદોનો તે અનુભવ કરે છે તેની કિમ્મત કેટલી હશે તેનો વિચાર કરી જુએ, તેને માટે કેટલી કેટલી મુશીબતો વેઠવી પડી છે તેનું તે સાભાર સ્મરણ કરે, અને જે જે દાનો તે બીજાઓની સાથે પામે છે, તેને માટે કેટલું લોહી રેડવામાં આવ્યું છે, એ સર્વનો જો તે યોગ્ય વિચાર કરે, તો આખી મનુષ્યકોમની સેવા કરીને પણ તે તેનો બદલો વાળવાને તૈયાર થશે.

આવી રીતે કૃતજ્ઞતાનો ભાવ રાખવાથી આપણને જે ધૈર્ય અને સામર્થ્ય પ્રાપ્ત થાય છે તેના સંબંધમાં આપણે આપણા રોજના વાંચનમાં થોડો વિચાર કરીશું.

### અગીઆરમું અઠવાડિયું, પહેલો દિવસ.

"તમે શું નથી કહેતા કે ચાર મહિના પછી ફસલ આવશે? જુઓ, હું તમને કહું છું કે, તમારી આંખો ઉંચી કરીને ખેતરો જુઓ, કે તેઓ કાપણીને સારૂ પાકી ચૂકયાં છે. જે કાપે છે તે મુસારો પામે છે, અને અનંતજીવન દાયક ફળનો સંગ્રહ કરે છે, જેથી વાવનાર તથા કાપનાર બન્ને સાથે હર્ષ પામે. કેમકે આમાં એ કહેવત ખરી પડે છે કે, એક વાવે છે અને બીજો કાપે છે. જેને માટે તમે મહેનત કરી નથી, તે કાપવાને મેં તમને મોકલ્યા છે; બીજાઓએ મહેનત કીધી છે, તેઓની મહેનતમાં તમે પેઠા છો." યોહા. ૪; ૩૫-૩૮.

જેમ બીજી બધી પ્રવૃત્તિમાં તેમ સેવામાં પણ એવા દિવસો આવે છે કે જ્યારે આપણે એકને એક જાતના કામથી કંટાળી જઇએ છીએ, આપણા કામમાં રસહીનતા અને શુષ્કતા આવી જાય છે. મોટે ભાગે આપણે આપણું કાર્ય એક

ઢમેજ કરવું પડે છે અને કોઈક વારજ તેમાં અસાધારણપણું આવી જાય છે. માર્ટિનો નામના એક જણે લખ્યું છે કે, "પ્રભુએ આપણા આત્માઓના કાળમાન-યંત્રને એવું ગોઠવ્યું છે કે, કલાકનો એક ટકોરો થયા પછી હજારો શાંત પળો જશે ત્યારે પાછો બીજો ટકોરો વાગશે." આ સામાન્યતાને લીધે ઘણાં ઉપયોગી માણસો જે સખત વિરોધથી હારી જાય નહિ તેઓ કંટાળી જાય છે અને હારી જાય છે. પણ આપણે ભૂતકાળ તરફ નજર નાખીએ તો આપણને માલમ પડશે કે અસંખ્ય માણસોએ છાની રીતે અને ઘણી ધીરજથી કાર્ય કર્યું છે, અને તેનો લાભ આપણે અત્યારે લઈએ છીએ. જેમ દરિયામાં પરવાળાના બેટ બહુ થોડી થોડી અને ધીમી ધીમી મહેનતથી ઉભા થાય છે તેમ આપણી આખી સંસ્કૃતિ ઘણા માણસોની ધીમી ધીમી મહેનતનું પરિણામ છે. ઇ. સ. ૧૮૬૪ માં જ્યારે લીનું લશ્કર પેન્સીલ્વાનીઆ ઉપર ચઢાઈ કરતું હતું ત્યારે ફિલાડેલ્ફીઆના કોઈ માણસે જનરલ હાલેક પર વોશિંગ્ટન તાર કરીને પૂછ્યું કે, હું કાંઇ કામમાં આવી શકું એમ છું કે નહિ? તેને આવો જવાબ મળ્યો કે, "જનરલો તો જોઈએ તેના કરતાં પણ પાંચગણા છે, પણ અમને તો સાધારણ સીપાઈઓની ઘણી જરૂર છે. જો કોઈ સીપાઇ તરીકે આવવા માગતો હોય તો અમે તેનો આભારસહિત સ્વીકાર કરીશું." આપણે સૌ મોટા મોટા માણસોનાં નામ યાદ રાખીએ છીએ, પણ જે અસંખ્ય નરનારીઓએ સાધારણ સ્થિતિમાં રહી સાધારણ કાર્ય કરવામાં સંતોષ માન્યો છે, અને જેઓએ પ્રસિદ્ધ થવાને કશો પ્રયત્ન કર્યો નથી, તેમનો આપણે વિચાર પણ કરતા નથી; જોકે તેમના વિના પેલા મોટા માણસો કશું કરી શક્યા હોત નહિ. આપણે તો તેમના અનહદ ઋણી છીએ. હવે જેમ આ બધાએ જગતના કલ્યાણમાં મહેનત કરીને વધારો કર્યો છે, તેમ શું આપણે નથી કરી શકતા?

## પ્રાર્થના.

"ઓ અમારા પિતા, તારા પ્રત્યે, અમારા તારકના કલ્યાણમય જીવનના પ્રકાશમાં અમે અમારા આત્માઓને ઉન્નત કરવા ચાહીએ છીએ. તારો તે ખરો પ્રકાશ જગતમાં અધિકાધિક ઉજ્જવળતાથી પ્રકાશે છે, તેને લીધે અમે તારો ઉપકાર માનીએ છીએ. જે સહુ તે પ્રકાશમાં ચાલ્યા છે, અને ખાસ કરીને અમારાં સગાંસ્નેહીઓ, જેઓનાં જીવનોમાં અમે આ ઉત્તમ મહિમા અને સૌંદર્ય જોયાં છે, તેઓને માટે અમે તારો ઉપકાર માનીએ છીએ. જે સર્વેએ વિશ્વાસુપણે જીવન ગુજાર્યું છે તેમનામાં અમને આનંદિત કર; જે સર્વ શાંતિથી મૃત્યુ પામ્યા છે તેમનામાં પણ અમને ખુશી કર. અમને પ્રકાશમાં, પ્રેમમાં, પવિત્રતામાં અને કલ્યાણમયતામાં લઇ જા; અને જેઓએ તારા પર ભરોસો રાખ્યો છે, અને જેઓએ નાની તેમજ મોટી બાબતોમાં, પાર્થિવ તેમજ દિવ્ય બાબતોમાં, તારી પવિત્ર ઇચ્છા પૂર્ણ કરવાનું ઇચ્છ્યું છે, તેઓની સાથે છેલ્લે અમને અમારો હિસ્સો આપજે. આમેન."

રૂફસ એલિસ.

**અગીઆરમું અઠવાડિયું, બીજો દિવસ.**

"કેમકે, મારા ભાઇઓ, તમારા સંબંધી કલોએના ઘરનાં માણસો તરફથી મને ખબર મળી છે કે તમારામાં મતભેદ પડયા છે. એટલે મારા કહેવાની મતલબ એ છે કે, તમારામાંનો કોઇ કહે છે કે, હું તો પાઉલનો, [ કોઇ કહે છે કે, ] હું તો આપોલસનો, [ કોઇ કહે છે કે, ] હું તો કેફાનો, અને [ કોઇ કહે છે કે, ] હું તો ખ્રીસ્તનો છું. શું ખ્રીસ્તના વિભાગ થયા છે? શું પાઉલ તમારે સારૂ વધસ્તંભે જડાયો? અથવા શું તમે પાઉલને નામે બાપ્તિસ્મા પામ્યા હતા? હું દેવની સ્તુતિ કરૂં છું કે, ક્રિસ્પસ તથા ગાયસ સિવાય મેં તમારામાંના કોઇનું બાપ્તિસ્મા કર્યું નથી; રખેને કોઇ કહે કે તમે મારે નામે બાપ્તિસ્મા પામ્યા હતા." ૧ કોરીં. ૧; ૧૧-૧૫.

પાઉલે કોરીંથીઓની મંડળીને માટે ઘણી મહેનત કરી હતી, પણ તે મંડળીના લોકો માહોમાંહે કજીઆ કરી તેના પ્રત્યેનું તેમનું ઋણ ભૂલી જતા હતા, અને જાણે કેફા કે આપોલસે તેમની મંડળી સ્થાપી અને તેઓ તેમને વફાદાર છે, એવું માનતા હતા. આવું સહન કરવું તે પાઉલને સહેલું હતું, એવું કોઈએ ધારવું નહિ. તેની સેવાની કદર કરવામાં નહિ આવ્યાથી તેને ઘણું લાગતું હતું. તેના પ્રત્યે અન્યાય કરવામાં આવતો હતો એવું તે બરાબર સમજતો હતો. જ્યારે કલોએએ પાઉલને કોરીંથીઓની મંડળીની દુ:ખદાયક ખબર આપી ત્યારે તેને જેવું થયું હશે તેવું લગભગ બધા ખરા સેવકોને તેમની જીંદગીમાં એક કે બીજી વખત થયા વગર રહેતું નથી. આપણી સેવાની યોગ્ય કદર કરવામાં આવે અને તેનું યોગ્ય માન પણ મળે એવું આપણ સૌને ગમે છે; પણ તેને બદલે **જ્યારે આપણને તુચ્છ ગણવામાં આવે છે ત્યારે આપણને તે સેવા છોડી દેવાનું મન સહેજ થઈ આવે છે.** આવી વખતે આપણે ભૂતકાળ તરફ નજર નાખવી જોઇએ. પોતાની સેવાનું માન બીજા ખાટી જાય છે એ કારણથી જો સંતોએ સેવા કરવી છોડી દીધી હોત તો આપણને આજે જે લાભ મળે છે તે બધા મળી શકત ખરા કે? જે ભાવથી પાઉલે પોતાનું કાર્ય કર્યું તેજ જાતના ભાવનાં આપણે સંતાનો છીએ. તેણે કદી પોતાના કાર્ય માટે પગાર માગ્યો નથી, તેમજ તેની સેવાની યોગ્ય કદર કરવામાં આવે એવી માગણી પણ કરી નથી. જે સ્વમાન શોધ્યા વગરની સેવા તે કરતો હતો, અને જે વિના દુનિયા ચાલે તેમ નથી તેની સેવા આપણે કરવી જોઇએ.

**પ્રાર્થના.**

**"ઓ સર્વશક્તિમાન પ્રભુ, તેં તારા પસંદ કરેલાઓને તારા પુત્ર અમારા પ્રભુ ઇસુ ખ્રીસ્તના આત્મિક શરીરમાં એક સંગત અને સંબંધમાં એકત્ર કર્યા છે: તું અમારા પર સર્વ સદ્‌ગુણી અને ધાર્મિક જીવન ગાળવામાં તારા પવિત્ર સંતોને**

એવી રીતે અનુસરવાની કૃપા કર કે અમે, જે લોકો તારા પર ખરો, ઢોંગ વગરનો પ્રેમ રાખે છે તેઓને માટે જે અનિર્વાચ્ય આનંદ તેં તૈયાર કરી રાખેલો છે તે પામીએ. આમેન."

સાધારણ પ્રાર્થનાપુસ્તક, ઇ. સ. ૧૫૪૯.

## અગીઆરમું અઠવાડિયું, ત્રીજો દિવસ.

"એથી વિશેષ હું શું કહું? કેમકે ગિદઓન, બારાક, શામશૂન, યિફતાહ, દાઉદ, શમૂએલ, તથા પ્રબોધકો વિષે વિસ્તારથી કહેવાને મને પૂરતો વખત નથી. તેઓએ વિશ્વાસથી રાજ્યો જીત્યાં, ન્યાય કર્યો, વચનો પ્રાપ્ત કર્યાં, સિંહોનાં મોં બંધ કર્યાં, અગ્નિનું બળ નિરર્થક કર્યું; તેઓ તરવારની ધારથી બચ્યા, નિર્બળતામાંથી સબળ થયા, લડાઇમાં પરાક્રમી થયા અને તેઓઓ વિદેશીઓની ફોજને નસાડી દીધી; સ્ત્રીઓને પોતાના મરી ગએલા સજીવન થઇને પાછા મળ્યા; બીજા કેટલાએક રીબાઇ રીબાઇને મરણ પામ્યા, તેઓએ છુટકાનો અંગીકાર કર્યો નહિ, કે જેથી તેઓ વધારે સારૂં પુનરૂત્થાન પામે. બીજા [કેટલાએક] મશ્કરીઓથી, કોરડાઓથી, બેડીઓથી તથા કેદખાનામાં નંખાઇને પરખાયા; તેઓને પત્થરોથી મારી નાખવામાં આવ્યા, તેઓને કરવતથી વહેરવામાં આવ્યા, તેઓને લાલચો આપવામાં આવી, તેઓ તરવારથી માર્યા ગયા, તેઓ ઘેટાંબકરાંનાં ચામડાં પહેરીને ફરતા હતા, તેઓ કંગાલ, રીબાએલા તથા પીડાએલા હતા (જગત તેઓને યોગ્ય ન હતું), તેઓ રાનોમાં, પહાડોમાં, બોમાં તથા પૃથ્વીની ગુફાઓમાં રખડતા હતા." હેબ્રી. ૧૧; ૩૨-૩૮.

**જે લોકોને પોતાના સેવાકાર્યમાં લોકો તરફથી વિરોધ મળતો હોય** તેઓએ આવાં વચનો હમેશાં વાંચવાં જોઇએ. ઘણા સાચા સેવકોને પોતાના જનસમાજના કલ્યાણને અર્થે કરવામાં આવતા કાર્યમાં અથવા કોઇ નૈતિક અનર્થને દૂર કરવાના ભગીરથ પ્રયત્નમાં લોકો તરફથી બહુ ખમવું પડે છે. જનરલ બુથ જેવા મહાન સેવકે એક વખતે કહ્યું છે કે, "જ્યારે યાજક અને લેવી ઘવાયલા માણસની પાસેથી એક બાજુએ થઇને ચાલ્યા જતા હતા તે જમાનો હવે વીતી ગયો છે. હવે તો તેઓ ઉભા રહે છે, પાછા ફરે છે અને કોઈ સમરૂની ભુલેચુકયે આવી ચઢી તેની સેવા કરતો હોય તો તેનું પણ માથું ફોડી નાખવાને તેઓ ચુકતા નથી." આવા સંજોગોમાં જો કોઇ માણસને નિરાશ થઇને પાછો પડવાનું મન થાય તો તેણે ભૂતકાળ તરફ નજર કરવી જોઈએ. જે પુરૂષોએ અને સ્ત્રીઓએ દુનિયાની રીતને નહિ અનુસરતાં દુનિયાને આગળ ચલાવવાનો પ્રયત્ન કર્યો છે તેઓ કેવા

પ્રકારનાં માણસો હતાં તેનો વિચાર કરો. તેઓના દૃઢ નિશ્ચયની જ્યોતિ માણસની વિરૂદ્ધતારૂપી પવનથી હોલવાઇ જાય એવી નહોતી, પણ ઉલટું, જેમ અગ્નિ વાથી વધારે બળવા લાગે છે તેમ તેમનો ઉત્સાહ વધતો જતો હતો. આપણને તેમની આવી હિમ્મતભરી સેવાનો લાભ મળ્યો છે તો પછી શું આપણે, જરૂર પડયે, આપણી સેવાનો લાભ બીજાને આપવો જોઈએ નહિ? કોઇએ કહ્યું છે કે, "સ્વાતંત્ર્ય અને ન્યાયની ખાતર એક ખરૂં યુદ્ધ કરવામાં આવ્યું હોય તેની માત્ર યાદગીરી આપણને આખી જીંદગી દરમિયાન માટે નવું ભાન આપે છે."

### પ્રાર્થના.

"સર્વશક્તિમાન અને સનાતન પિતા, તું પવિત્ર ધર્મવીરોએ પોતાના પ્રાણ આપીને ધર્મસ્વીકાર કરેલો છે, તેથી તારી મંડળીનું પવિત્ર શરીર સુશોભિત કરે છે; અમે તારી પ્રાર્થના કરીએ છીએ કે, તેઓના સિદ્ધાંત તેમજ તેમના ધાર્મિક નમુનાને અમારી આગળ રાખીને, તારી દૃષ્ટિમાં જે પસંદ પડતું છે તેનેજ અમે અનુસરીએ, એવું કર; ઇસુ ખ્રીસ્ત અમારા પ્રભુદ્વારા અમે માગીએ છીએ. આમેન."
લીઆનું સંસ્કારપુસ્તક.

### અગીઆરમું અઠવાડિયું, ચોથો દિવસ.

"જે કામો અધુરાં છે તે તું વ્યવસ્થિત કરે; અને તને મેં જે આજ્ઞા આપી હતી તે પ્રમાણે તું નગરેનગર વડીલો ઠરાવે, માટે મેં તને ક્રીતમાં રાખ્યો... ..કેમકે આડા, લવારો કરનારા તથા ઠગનારા ઘણા છે, તેઓ વિશેષ કરીને સુનતીઓમાંના છે, તેઓનાં મોં બંધ કરવાં જોઇએ; તેઓ નીચ લાભને માટે જે ઘટિત નથી તે શિખવીને આખાં કુટુંબોને ઉંધાં વાળે છે. તેઓમાંના કોઇએક પ્રબોધકે કહ્યું છે કે,

ક્રીતીઓ સદા જુઠા, જંગલી પશુઓ [જેવા],
આળસુ પેટભરા છે,
આ સાક્ષી ખરી છે." તીતસ ૧; ૫, ૧૦–૧૩.

ક્રીતમાં કામ કરવાને એક માણસને મૂકવામાં આવે છે, પણ તેનું કારણ કેવું નવાઈ પમાડે તેવું છે! ત્યાંના લોકો પશુ જેવા, આળસુ, જુઠા છે—તે માટે ત્યાં કામ કર! તેઓ ખાવરા, નીચ વૃત્તિવાળા અને નિંદાખોર છે, તે માટે તેઓમાં જઇને રહે ને કામ કર! ખરેખર પાઉલનું સોંપેલું કામ તીતસ કરી રહેવા આવ્યો હશે ત્યાર પહેલાં તો જે લોકોને માટે તે શ્રમ ઉઠાવતો હતો, તેઓથી કંટાળી જઈને તેને ત્યાં કામ કરવાનું છોડી દેવાની ઇચ્છા થઇ આવી હશે. આવું પ્રત્યેક ખરા સેવકને થાય છે. લોકો ઘણી વાર તિરસ્કારપાત્ર હોય છે; તેમનાં કુડકપટ, સખત કૃતઘ્નતા, તેમનું છીતાઇ ગએલા કપડા જેવું ચારિત્ર્ય વગેરે વગેરે જોઇને સેવા

કરનારાઓને તેમના પ્રત્યે તિરસ્કાર છુટે છે. કોઈએ ટોળથી ટીકા કરતાં કહ્યું છે કે, "તમારા પાડોસી પર પ્રેમ રાખો, પણ કયી પાડોસમાં તમે રહો છો તે સંબંધી સાવધ રહો" તે આપણને કેટલીક વાર યોગ્ય લાગે છે; પણ આપણે કાયમને માટે આવો ભાવ સ્વીકારી લઇએ તે પહેલાં આપણે ભૂતકાળ તરફ જોવાની જરૂર છે. આગળના જે સાધુપુરૂષોએ પોતાનો પ્રાણ આપતાં સુધી જનસમાજની સેવા કરી છે તે લોકોમાં, ખ્રીસ્ત જ્યારે ક્રોસ ગયો ત્યારે તેનામાં જે ભાવ હતો તે ભાવ ન હોત, તો આજે પૃથ્વી પર સમાજની શી સ્થિતિ હોત, અને ધર્મનો પ્રચાર કેટલો ઓછો થયો હોત ! ખ્રીસ્તના વધસ્તંભથી માંડીને આપણાં માબાપો આપણી અવળાઈ પ્રત્યે ધીરજ રાખે છે ત્યાં સુધી આપણે એકજ વાત જોઇએ છીએ, એટલે કે, **પ્રેમને અપાત્ર હોય તેવાં મનુષ્યોની સપ્રેમ સેવા કરવામાં આવી છે.** હવે આપણે બીજાના પ્રેમને અપાત્ર હોવા છતાં આટલો બધો લાભ લીધો છે, તો શું એ અમાપ પ્રેમના દેવાનો સહેજ પણ બદલો આપણે કૃતજ્ઞતાથી નહિ વાળીએ ?

## પ્રાર્થના.

"હે સર્વશક્તિમાન અને સનાતન પિતા, તું તારા પ્રેમની જ્યોતિ સંતોના હૃદયોમાં પ્રજવાળે છે; તું અમારાં મનોને તેજ વિશ્વાસ અને પ્રેમની શક્તિ આપ કે જેમ જેમ અમે તેમના વિજયમાં આનંદ માનીએ, તેમ તેમ અમે તેમના નમુનાઓથી લાભ પામીએ. ઇસુ ખ્રીસ્ત અમારા પ્રભુદ્વારા અમે માગીએ છીએ. આમેન." ગોથિક પ્રાર્થનાપુસ્તક.

## અગીઆરમું અઠવાડિયું, પાંચમો દિવસ.

"ધાર્મિક માણસો પૃથ્વી પરથી નાશ પામ્યા છે, મનુષ્યોમાં કોઇને પ્રમાણિક રહ્યો નથી; તેઓ સર્વ રક્તપાત કરવાને ટાંપી રહે છે; તેઓ જાળ નાખીને પોતાના ભાઇઓનો શિકાર કરે છે. ખંતથી ભુંડું કરવા માટે તેઓના બન્ને હાથ ચપળ છે; સરદાર તથા ન્યાયાધીશ લાંચ માગે છે; ને મોટો માણસ પોતાના મનમાંનો દુષ્ટ ભાવ પ્રગટ કરે છે; એમ તેઓ ભેગા થઇને ગોટાળો વાળે છે. તેઓમાંનો જે સર્વોત્તમ ગણાય છે તે ઝાંખરા જેવો છે; જે સૌથી પ્રમાણિક ગણાય છે તે કાંટાની વાડ કરતાં નઠારો છે; તારા ચોકીદારોનો દિવસ, એટલે તારી શિક્ષાનો દિવસ આવી પહોંચ્યો છે; હવે તેઓને ગભરાટ થશે. મિત્રનો ભરોસો ન કર, જાની દોસ્તનો વિશ્વાસ ન રાખ; તારી સોડમાં સુનારીથી તારા મુખનાં દ્વાર સંભાળી રાખ. કેમકે પુત્ર પિતાનું માન રાખતો નથી, પુત્રી પોતાની માની સામી, ને વહુ પોતાની સાસુની સામી થાય છે; માણસના શત્રુઓ તેના પોતાનાજ ઘરના માણસો છે.

પણ હું તો યહોવાહ તરફ જોઇ રહીશ; હું મારૂં તારણ કરનાર દેવની વાટ જોઇશ; મારો દેવ મારૂં સાંભળશે." મીખાહ ૭; ૨-૭.

બાયબલમાં માત્ર આશીર્વાદજ નજરે પડતો નથી. તેમાંના મોટા મોટા પુરૂષોને બહુ મોટી મુશીબતો વેઠવી પડે છે, નિરાશાજનક સ્થિતિની સામે કાર્ય કરવું પડે છે, અને માનવીય પાપ અને તેનાં પરિણામો ભયંકર છે એવું એ લોકો ચોકખેચોકખું જોઇ શકે છે. તેવીજ રીતે મનુષ્યકોમના કોઈ પણ સેવકને કોઈ પણ જમાનામાં પોતાના કાર્યમાં નકામાં વિઘ્ન આવતાં નિરાશા તો ઉપજવાનીજ. પણ સહુએ એ યાદ રાખવું જોઇએ કે આવી મુશ્કેલીઓ છે તેને માટે તો આપણે કાર્ય કરવાનું છે, અને એ મુશ્કેલીજ ન હોય તો પછી કાર્યજ કરવાનું ક્યાં રહે! ભૂતકાળમાં જે જે મહાન વિજયો મેળવવામાં આવ્યા છે તે સર્વમાં આવી આવી મુશ્કેલીઓની સામે થવું પડ્યું છે. હેન્રી વૉડ બીચર નામના એક પ્રખ્યાત ઉપદેશકે ઉપદેશ કરતાં કહ્યું કે, "આજથી વીસ વર્ષ પહેલાં હું સ્વપ્નમાં પણ ઇસુને એવી પ્રાર્થના કરવાની હિમ્મત ધરી શકત નહિ કે 'ગુલામીનો નાશ થાય ત્યાં સુધી મને જીવવા દે,' પણ આજે ગુલામીનો ધંધો નાશ પામેલો છે એ હું જોઉં છું. આપણા જીવનમાં આપણે આવું એક મહાન કાર્ય સિદ્ધ થએલું જોઈએ એ બસ છે. એવાં વધારે કાર્યો જોવાની માગણી કરવી એ એક ખોટો લોભ છે ..વ્યાપાર અને ઉદ્યોગમાં એવું પરિવર્ત્તન થવાની જરૂર છે, પણ ત્યાર પહેલાં તો હું મરી જઈશ. તમારામાંના કેટલાક તેની શરૂઆત થએલી જોતાં સુધી જીવશો. પણ એવું પરિવર્ત્તન થશે એ હું અગાઉથી જોઇ શકું છું, અને તેનો ઉપદેશ પણ કરૂં છું. હું તો મરી જઇશ ખરો, પણ મારૂં વચન મરી નહિ જાય. બી તો ફુટી નીકળ્યું છે, અને તે કોઇ કાઢી નાખી શકે તેમ નથી." **આપણે બધાં આવા અજીત વિશ્વાસ અને આત્મભોગનાં સંતાન છીએ, તો પછી આપણે પણ જગતના ઉદ્ધાર માટે થોડું પણ કરવું ન જોઈએ?**

## પ્રાર્થના.

"ઓ પ્રેમાળ પ્રભુ, મારા પોતાથી હું સંતોષ માનીને બેસી ન રહું એવું કર. ભયંકર રાત્રિનાં નગરોનું અને ન્યાયીપણાના નગરનું દર્શન મારામાં સળગાવ. મને સદા ન્યાયીપણાની ભૂખ અને તરસ લાગે એવું કર. જ્યારે હું મલિન શેરીઓમાં ફરતો હોઉં, વળી મારા મિત્રો સાથે વાત કરતો હોઉં ત્યારે ભીખારીઓ આવી મને કનડતા હોય, તે વખતે દુનિયા પ્રત્યે મારામાં જે અધીરાઈ ઉપજે છે તેથી હું તારી ગમેતેવી હલકી સેવા પણ કરવાને ધીરજવાન થવાનું શીખું, એવું કર; અને આજની દુનિયા પ્રત્યેના અસંતોષથી દુનિયાનાં દુઃખોનો કંઇક હિસ્સો પણ સહન કરવામાં સંતોષ માનતો મને કર. ઓ ખ્રીસ્ત, અમારા તારક, દુઃખિત પુરૂષ અને મહિમાના રાજા, તું અમને સદા અંધકારમાંથી પ્રકાશમાં લઇ જા, ભુંડાઈમાંથી ભલાઇમાં લઈ જા, અને અમને ફરી ફરીને પૃથ્વી પરથી સ્વર્ગમાં લઈ જા, અને એવું

કર કે હું સર્વને કચરોજ ગણું કે જેથી હું તને પ્રાપ્ત કરૂં, અને જે બધા જ્યાં તું જાય છે ત્યાં તારી પાછળ આવે છે. તેઓમાં હું ગણાઉં. આમેન."

દેવના નગરને માટે પ્રાર્થનાઓ.

**અગીઆરમું અઠવાડિયું, છઠ્ઠો દિવસ.**

"પણ છેલ્લા સમયમાં સંકટના વખતો આવશે, એ વાત ધ્યાનમાં રાખ. કેમકે માણસો સ્વાર્થી, દ્રવ્યલોભી, આપવડાઇ કરનારા, ગર્વિષ્ઠ, નિંદક, માબાપનું સન્માન નહિ રાખનારા, કૃતઘ્ની, અધર્મી, પ્રેમરહિત, ક્રુર, બટ્ટા મૂકનારા, સંયમ ન કરનારા, નિર્દય, શુભદ્વેષી, વિશ્વાસઘાતી, ઉદ્ધત, મદાંધ, દેવ પર નહિ પણ વિલાસ પર પ્રીતિ રાખનારા, ભક્તિભાવનું ડોળ દેખાડીને તેના સામર્થ્યનો સ્વીકાર નહિ કરનારા થશે; આવા માણસોથી તું દૂર રહે. કેમકે એઓમાંના કેટલાએક એવા છે કે જેઓ પારકા ઘરમાં પેસીને મૂર્ખ, પાપથી લાદેલી, નાના પ્રકારની દુર્વાસનાઓથી વહી ગએલી, હમેશાં શિક્ષણ લેનારી છતાં પણ સત્યનું જ્ઞાન પ્રાપ્ત નહિ કરી શકે એવી સ્ત્રીઓને પોતાને કબજે કરી લે છે. જેમ જાન્નેસ તથા જાન્બ્રેસ મુસાની સામા થયા, તેમ એવા માણસો પણ સત્યની સામા થાય છે; એઓ ભ્રષ્ટ મતિના, વિશ્વાસથી પતિત થએલા માણસો છે. પણ તેઓ આગળ ચાલવાના નથી; કેમકે જેમ એ બન્નેની મૂર્ખતા પ્રગટ થઇ, તેમ તેઓની પણ સઘળાની આગળ પ્રગટ થશે." ૨ તીમોથી ૩; ૧-૯.

સ્વાર્થવૃત્તિનું સામ્રાજ્ય આ પ્રેરિતના આત્માને ગુંગળાવી નાખે છે. આવો અનુભવ આપણ સૌને કોઇ કોઈ વાર થાય છે જ્યારે આપણે નિરાશ હોઇએ છીએ ત્યારે આપણને દુનિયા દિનપ્રતિદિન વધારે ખરાબ થતી લાગે છે આપણે એકદમ કહી નાખીએ છીએ કે, સર્વ માણસો માત્ર જુઠા છે એટલુંજ નહિ, પણ તેઓ "દેવ પર નહિ પણ વિલાસ પર પ્રીતિ રાખનારા" છે. ઑક્ષફર્ડના ગિલ્બર્ટ મરે નામનો એક પ્રખ્યાત પ્રોફેસર કહે છે કે, દુનિયાના જુનામાં જુના લેખોમાંનો એક જે બાબેલના ખંડીએરના છેક પુરાણા અને છેક નીચલા પડમાથી મળી આવેલો છે, તે આ શબ્દોથી શરૂ થાય છે, "અફસોસ, અફસોસ! આજનો કાળ આગળના કાળ જેવો રહ્યો નથી!" આપણા મનમાં જ્યારે આવો ભાવ આવે ત્યારે આપણે ભૂતકાળ તરફ નજર નાખવી જોઇએ. જે લોકોની સેવા માણસોના સ્વાર્થરૂપી સાગરમાં ડુબી ગઇ છે તેમણે કેવાં કેવાં મહાન કામો કર્યાં છે! તેઓ ઘણી વાર નિષ્ફળ ગયા, અને દુનિયાને સુધારવાની સર્વ યોજનાઓ રદ ગઇ એવું દેખાયું હોય છતાં તેમણે હાર્યા વગર પોતાનું સ્વાર્થરહિત કાર્ય ચાલુ રાખ્યું હોય એવા શું અનેક દાખલાઓ આપણને મળી આવતા નથી? માનવના પાપના

ભયંકરતા જોઈને પણ તેઓએ પોતાની આશા છોડી દીધી નહોતી, એવું આપણે આ ફકરા પરથી જોઇ શકીએ છીએ. આપણને જે આશીર્વાદો પ્રાપ્ત થયા છે તે સર્વે આવા અજ્ઞાત ભાવને લીધેજ થયા છે: તો પછી આપણા પોતાના જમાનામાં આપણે પણ થોડે અંશે તેવો ભાવ બતાવવો ન જોઇએ શું?

## પ્રાર્થના.

"ઓ સકળ વિશ્વના સ્વામી, જે બધા લોકો તેઓના વિસામામાં પ્રવેશ પામ્યા છે, અને વચનનો દેશ જ્યાં તું મોઢેમોઢ જોવામાં આવે છે ત્યાં જેઓ પહોંચેલા છે, તેઓને લીધે અમે તારા નામને ધન્યવાદ આપીએ છીએ. તે બધા જેમ તારા પવિત્ર પુત્રને પગલે પગલે ચાલ્યા તેમ અમે તેઓને પગલે પગલે ચાલીએ એવી તું અમારા પર કૃપા કર. તેમના નમુનાથી અમારાં ડગમગતાં હૃદયોને ઉત્તેજન આપ, અને તું અમને એવી સહાય આપ કે તેમનામાં અમે તારી ઉદ્ધારક કૃપાનાં સ્મારક ચિહ્નો જોઈએ, અને વળી જે સ્વર્ગીય સામર્થ્યથી નબળા સબળ થાય છે તેઓના બાના તરીકે અમે તેમને જોઈએ. જે લોકો અમને વહાલા છે, અને જેમને તેં આ દુનિયામાંથી બોલાવી બહાર કાઢયા છે તેઓની યાદગીરી અમારામાં જાગૃત રાખ, અને એ યાદગીરીથી અમારા મનનો પ્રત્યેક ભુંડો અને અયોગ્ય વિચાર દૂર થાય તેમ કર. જે દરેક બાબતના સ્મરણથી આ જગતની દૃશ્ય વસ્તુઓથી અમારૂં ચિત્ત ફેરવાઈને અદૃશ્ય વસ્તુઓ પ્રત્યે જાય છે, તે અમને તારા પ્રત્યે હમેશાં ઉપરને ઉપર લઇ જાય, એટલે સુધી કે આખરે અમે પણ, જે અનંત વિરામ તેં તારા લોકને માટે તૈયાર કરી રાખેલો છે તે પામીએ, એવું કર. ઈસુ ખ્રીસ્ત અમારા પ્રભુદ્વારા અમે માગીએ છીએ. આમેન"

એફ. જે. એ. હાર્ટ.

## અગીઆરમું અઠવાડિયું, સાતમો દિવસ.

જ્યારે કોઈ માણસ પોતાની સેવાના માર્ગમાં આવતાં વિઘ્નો અને મુશ્કેલીઓના વિચાર કરતાં ભૂતકાળ તરફ નજર નાખે છે, ત્યારે તેને એવા અનેક માણસો મળે છે કે જેઓને તેથી પણ વધારે વિઘ્નો, મુશ્કેલીઓ, મુશીબતો, વિરોધ વગેરે સહન કરવાં પડયાં છે. તે જેટલો ભોગ આપી શકે તેથી પણ મોટા ભોગો આપવામાં આવ્યાથી જે આશીર્વાદો તેણે પ્રાપ્ત કર્યા છે, તેનું ઋણ તે કદી પણ વાળી શકે એમ નથી.

"તો આપણી આસપાસ શાહેદોની એટલી મોટી વાદળારૂપ ભીડ છે, માટે આપણે પણ દરેક જાતનો બોજો તથા વળગી રહેનાર પાપ નાખી દઇએ, અને આપણે સારૂ ઠરાવેલી શરતમાં ધીરજથી દોડીએ. આપણે આપણા વિશ્વાસના અગ્રેસર તથા તેને સંપૂર્ણ કરનાર ઇસુની તરફ લક્ષ રાખીએ, કે જેણે પોતાની આગળ મૂકેલા આનંદને લીધે શરમને તુચ્છ

ગણીને મરણસ્થંભનું દુ:ખ સહન કર્યું, અને જે દેવના રાજ્યાસનની જમણી તરફ બેઠેલો છે. તો જેણે પાપીઓનો એટલો બધો વિરોધ સહન કર્યો, તેનો વિચાર કરો, રખેને તમે તમારાં મનમાં નિર્ગત થયાથી થાકી જાઓ." હેબ્રી. ૧૨ ; ૧–૩.

જે પિતૃઓએ આપણી અગાઉ ભોગ આપેલો છે તેઓ આપણું યુદ્ધ જોવાને પ્રેક્ષકોના ટોળાની માફક આપણી આજુબાજુ આતુર થઇ ઉભા રહે, એ યોગ્યજ છે, કારણ કે તેઓનાં મુશ્કેલીથી કરેલાં કાર્યોને બગાડી નાખવાં કે તેમને ફળીભૂત કરવાં તે આપણા હાથમાં છે. કોઇ એમ માનતું હોય કે સંસ્કૃતિથી જે પ્રાપ્ત થએલું છે તે ગુમાવી દેવાય એવું નથી, તો તે ભૂલ ખાય છે. ઈતિહાસ પરથી આપણને સ્પષ્ટ માલમ પડે છે કે, એક પછી એક સંસ્કૃતિઓ વધતી ગઇ ; પહેલાં તો માત્ર વચનથી તેની શરૂઆત થઇ, અને આખરે તે તેની પરિસીમાએ પહોંચી, પણ આગળ જતાં ધર્મનો પાયો ચુકવાથી તે પડી ભાંગી. ઈશ્વર જે આશીર્વાદો આપણને આપે છે તેમને કાયમના કરવાની તે કંઇ બાંહેધરી કરતો નથી, એવો આશાવાદ રાખવો એ મૂર્ખતા છે. આપણે જે કાંઈ હાલમાં ભોગવીએ છીએ તે રાખવું હોય અને બીજું કાંઈ એથી અધિક પ્રાપ્ત કરવું હોય તો જાગૃતપણું, ભક્તિભાવ કે એકનિષ્ઠા, આત્મભોગ, ન્યાયીપણું, અને ઈશ્વરના નિયમનું પાલન, એ પૂરેપૂરાં જરૂરનાં છે. આપણને જે કાંઈ મળેલું છે, તે બધું નિ:સ્વાર્થતાથી મેળવવામાં આવેલું છે. બીજાઓ પાસેથી આપણે જેટલી ઇચ્છા રાખતા હોઈએ માત્ર તેટલુંજ નહિ, પણ જેટલું બીજાઓએ ભૂતકાળમાં આપણે માટે કર્યું છે, તેટલું શું આપણે બીજાઓને માટે કરીએ, એ આપણી ફરજ નથી ?

## પ્રાર્થના.

"ઓ મારા પ્રભુ, ઓ મારા પ્રેમ, જે અવિશ્રાંત અને કોમળ પ્રેમ તેં મારા પ્રત્યે દર્શાવ્યો છે તે જોઈને તેવો અવિશ્રાંત અને કોમળ પ્રેમ હું મારા પાડોસી પર રાખું, અને તે તારી સેવા વિશેષ કરે અને તારા પર વધતો પ્રેમ રાખે તે માટે તેનાં આરોગ્ય, સહીસલામતી, સુખ અને જીવન વગેરેનું રક્ષણ કરવાને અને તેમાં વધારો કરવાને હું ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરૂં, એવો આશીર્વાદ તું મને આપ. આમેન."

બિશપ કેન.

## અઠવાડિયાનું વિવેચન.

૧. સ્વાર્થમય અને સેવામય જીવનો વચ્ચે જે અંતર કે તફાવત દેખાય છે તેનું કારણ તો જીવન વિષેના જે વિચારોમાંથી સ્વાર્થ અને સેવા નીકળે છે તેની વચ્ચે જે ઉંડો પણ કેટલીક વાર ગુપ્ત તફાવત રહેલો છે, તે છે. દાખલા તરીકે નેપોલીઅન બોનાપાર્ટ અને વિલિયમ વિલ્બર્ફોર્સ જેવા બે સમકાલી પુરૂષોનો

મુકાબલો કરો. જ્યારે નેપોલીઅન દુનિયા જીતવાને ભગીરથ પ્રયત્ન કરી રહેલો હતો, તે વખતે વિલ્બર્ફોર્સ આફ્રિકામાં ગુલામોનો વ્યાપાર બંધ કરવાને પ્રયત્ન કરી રહેલો હતો. તેણે આ કાર્ય માટે જે અથાગ મહેનત લીધી હતી અને જે આત્મભોગ આપ્યો હતો તેનો વિચાર કરતાં આપણને રોમાંચ થાય છે. પોતે પૈસેટકે સુખી હતો અને શરીરે નબળો હતો, અને તેની સામે સખત વિરોધ હતો, પણ તેની પરવા કર્યા વગર તેણે આ પરોપકારનું કાર્ય કર્યા કર્યું, અને જ્યાં સુધી તે પુરૂં થયું નહિ ત્યાં સુધી તે જંપીને બેઠો નહિ. જ્યારે તેનો વિજય થયો અને બ્રિટિશ સામ્રાજ્યમાંથી ગુલામનો વ્યાપાર હમેશને માટે બંધ થયો ત્યારે સર સેમ્યુઅલ રોમિલી નામના એક માણસે આમની સભામાં વિલ્બર્ફોર્સના વિચારો અને નેપોલીઅન જેની સત્તા તે વખતે ખરેખરી જામી હતી તેના વિચારોનો મુકાબલો કર્યો હતો. તેઓ તો બન્ને મરી ગયા છે તોપણ આપણે આજે પણ તે બન્ને વચ્ચે જે મોટો ફરક હતો તે જોઇ શકીએ છીએ. નેપોલીયનને આખી પૃથ્વી પર રાજ્ય કરવું હતું અને તેથી તેનામાં એ રાજ્યલોભ તેમ અહંકાર હતા. વિલ્બર્ફોર્સમાં જુદીજ જાતની શક્તિ હતી, અને તે વડે તેણે ઇંગ્લાંડને આફ્રિકામાં ચાલતા ગુલામોના વ્યાપારના કલંકમાંથી મુક્ત કર્યું. આ બન્નેની જીંદગીમાં જે મહાન વિચારો હતા તે તરફ આપણે નજર નાખીએ તો આપણને માલમ પડશે કે, નેપોલીઅન એમ ધારતો હતો કે પોતાની ચઢતી કરવાને માટે જીંદગી એક ઉત્તમ તક છે; વિલ્બર્ફોર્સ જીંદગી વિષે એમ ધારતો હતો કે તે આત્મભોગ કરવાની એક ઉત્તમ તક છે. નેપોલીઅનને દુનિયા પાસેથી જેટલું લઈ શકાય તેટલું લેવું હતું; વિલ્બર્ફોર્સને તો દુનિયાને જેટલું આપી શકાય તેટલું આપવું હતું. નેપોલીઅનની માન્યતા પ્રમાણે માણસજાત તેની ઘણી મોટી દેવાદાર હતી; વિલ્બર્ફોર્સની માન્યતા પ્રમાણે તે પોતે દુનિયાનો મોટો દેવાદાર હતો.

**આપણે જેવા સેવામય જીવનનો વિચાર કરતા આવ્યા છીએ તેને ટેકો આપે એવો તો આ બીજો એટલે વિલ્બર્ફોર્સના જીવનમાંનો હેતુ છે.** પણ એ હેતુ શું ખરો છે? આપણે કઇ રીતે માણસજાતના એવા મોટા દેવાદાર છીએ કે તેની સેવામાં આપણે આપણું આખું જીવન અર્પી દેવું જોઈએ, અને આપણે તે બધું કરી રહ્યા પછી પણ કહેવું જોઇએ કે, "અમે નકામા ચાકરો છીએ, કેમકે જે કરવાની અમારી ફરજ હતી તેજ અમે કર્યું છે?" (લુક ૧૭; ૧૦).

૨. ઘણા લોકો એવા છે કે જેઓ પોતે આવા ઋણી છે એમ માનતા નથી. તેઓ જીવનનો ઉપભોગ કરે છે, અને એવી રીતે તે ગુજારે છે કે, જાણે જીવનના સર્વે આશીર્વાદો એમનેએમ કાંઇ ભોગ વગર પ્રાપ્ત થયા હોય. જેમ કોઇ રખડાઉ માણસને કાંઈ બેઆની ચારઆની રસ્તામાંથી જડે, અને તે તે કમાનારનો કંઇ પણ ઉપકાર માન્યા વગર તેને ઉપાડી લે છે, અને તેનો પોતાને ફાવે તેવો ઉપયોગ કરે છે, તેવી રીતે આ લોકો જીવનને અનાયાસે મળેલું સમજી તેને ગમે તેમ ગુજારે

છે; જુદી જુદી જાતની સ્વતંત્રતાઓ, નાગરિક હકો, સાહિત્યો, અને સંસ્કૃતિનાં સાધનોનો તથા તેથી ઉપજતા આત્મિક વારસાનો ઉપયોગ કરે છે, અને જોકે માણસજાતને એ બધાં મેળવતાં પછી ઘણા વખતે તેઓ આવ્યા તોપણ જાણે તે બધું પોતાનુંજ હોય અને તે બધાને માટે તેઓ કોઇના દેવાદાર ન હોય, એવું તેઓ માને છે. નાનાં બાળકોને બધું વગર મહેનતે મળે છે, તેથી તેઓ જેમ વસ્તુની ખરી કિમ્મત સમજતાં નથી, અને તેને માટે શી શી મહેનતમજુરી કરવી પડે છે તેની તેમને ખબર નથી, તેમ આ લોકને પણ આ બધું કેટલી અસાધારણ મહેનતથી પ્રાપ્ત થયું છે, અને તેને માટે કેવા કેવા મહાન ભોગ આપવા પડયા છે, તેની કશી ખબર નથી. આ વાતમાં આવા માણસોની બુદ્ધિ બાળકબુદ્ધિના જેવી છે. તેઓ એવા માણસોના જેવા છે કે જેઓએ સફેદ નવો વાવટો જે લડાઈમા રક્તથી રગદોળાયો નથી, તે સિવાય બીજો વાવટો જોયોજ નથી. યુદ્ધમાં લઈ જવામાં આવેલો, ગોળીથી ફાટી ગએલો એવો વાવટો જોનાર માણસોનાં મન પર જે અસર થાય છે, તે તેઓને થતી નથી. પણ એ યુદ્ધના વાવટાનો ફાટયોતુટયો અને રગદોળાએલો દેખાવ તો જે ભોગ આપવામાં આવેલો છે તેનું દર્શન કરનાર છે, અને એવું થયું ન હોત તો ધોળો વાવટો આવતજ કયાંથી?

આવા કૃતજ્ઞતાના ભાવ વગરના અને બેફિકરા લોકો પોતે જે સુખ વગેરે ભોગવે છે, તેને માટે તેઓ તેમના પિતૃઓના મોટા ઋણી છે, એવું સમજે એ કેટલું ઇચ્છવા યોગ્ય છે! જ્યારે છેલ્લું મહાન યુદ્ધ ચાલતું હતું ત્યારે અધ્યાપક ગિલ્બર્ટ મરેએ લખ્યુ હતું કે, "મારે પોતાને માટે પુછો તો, મારા મનમાં એકજ વિચાર રમ્યા કરે છે, અને તે એ છે કે, મારાથી નાના અને વધારે સારા માણસો, જેઓને તેમના જીવનમાં મારા કરતાં વધારે મોટી મોટી આશાઓ હશે, જેમાના કેટલાકને મે ભણાવ્યા ગણાવ્યા છે અને જેમના પર મે પ્રેમ રાખ્યો છે, તેઓ મારે માટે પ્રાણ આપે છે. ખ્રીસ્તીઓ એમ માને છે કે, તેમને માટે કોઇએક જણે કેટલાક કાળ પહેલાં તેમના પરના પ્રેમને લીધે પોતાના પ્રાણ આપ્યા છે. મને તો એમ લાગે છે કે મારે માટે હાલ કોઇ નિર્દોષ, કોઈ મહાન, કોઇ મારા પર પ્રેમ રાખનાર પોતાનો પ્રાણ આપે છે, અને એમ રોજ રોજ મારે માટે પોતાનો પ્રાણ આપે છે." હવે આવું આપણે આપણા સમકાલીન લોકો માટે માનીએ, અને આપણા પિતૃઓને માટે શું એમ નહિ માનીએ? બહુજ પુરાતન કાળથી આજ સુધી જેનો બદલો આપણે કદી વાળી શકીએ નહિ એવાં જીવનોએ પોતાનો ભોગ આપીને આપણે માટે શારીરિક સુખનાં સાધનો, નાગરિક હકો, રાજકીય સ્વાતંત્ર્ય, આત્મિક પ્રકાશ અને સ્વાતંત્ર્ય, સાહિત્ય, ખ્રીસ્તી ધર્મ વગેરે પ્રાપ્ત કર્યાં છે. આ બધાંને માટે કેટલો ભોગ આપવો પડયો હશે? આપણને જે સર્વ આશીર્વાદો મળ્યા છે તેનાં મૂળ જોતાં આપણને લોહીની ધારાઓ દેખાશે, અને પ્રાણભોગ સિવાય પૃથ્વીમાં કંઈ પણ પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ મળી નથી એ સત્ય આપણને માલમ પડશે. અને જ્યારે આપણે આ સત્ય જોઈએ ત્યારે આપણું

જીવન તેને અનુસરતું કરવાની આપણી પ્રથમ ફરજ આપણને એની મેળે દેખાઇ આવશે.

આપણે **હાલની સગવડો,** જેવી કે રેલ્વે, તાર, આગબોટ, હવાઈ વિમાન વગેરે જોઇને એમ માનીએ છીએ કે એ બધાં સહજ રીતે પ્રાપ્ત થયાં છે. પણ તે બધાં સાધનો પ્રાપ્ત કરવામાં ઘણી મુશ્કેલી નડી હતી. તેરમા સૈકામાં રોજર બેકન નામના એક માણસે લખ્યું હતું કે, "દરિયામાં જવાઆવવાને માટે ખલાસી વગર ચલાવી શકાય એવાં યંત્રો થઈ શકશે. અને તેથી માત્ર એક માણસ નદીઓ અને મહાસાગરોને માફક આવતાં ઘણાં મોટાં વહાણોને, ઘણા ખલાસીઓ એકઠા મળીને જેટલી ઝડપથી હંકારી શકે તેના કરતા પણ વધારે ઝડપથી દરિયાના એક છેડાથી બીજા છેડા સુધી લઇ જઇ શકશે. તેવીજ રીતે એવાં વાહનો બનાવી શકાશે કે જેમાં તેને ખેચવાને જાનવરોની જરૂર નહિ પડે. તેમ છતાં તે ઘણીજ ઝડપથી ચાલી શકશે. અને એવાં ઉડતાં યંત્રો બનાવી શકાશે કે જેમાં માત્ર એકજ માણસ વચમાં બેસી ઉડતા પક્ષીની પેઠે કૃત્રીમ પાંખો વડે હવા કાપી જ્યાં જવું હશે ત્યાં જઈ શકશે." આ વાત પહેલવહેલી લખાઇ ત્યાર પછી તે બધું થતાં લગભગ છ સાત સૈકાં ગયાં, અને તે દરમિયાન તે બધું પ્રાપ્ત કરવા માટે માણસોને કેવા કેવા વિચાર અને શક્તિઓના ભોગ આપવો પડયો છે, અને જે અથાગ મહેનત કરવી પડી છે તેનો આપણને ખ્યાલ પણ આવી ન શકે

[**કેળવણીના** સબંધમાં પણ તેવુંજ સમજવું. આપણને એમ લાગે છે કે જે બધું શિક્ષણ અપાય છે ને આપણને સહજ રીતે પ્રાપ્ત થયું છે, પણ ખરી વાત તેમ નથી. ફ્રોબેલ, પેસ્ટાલોઝી, મોન્ટીસોરી, વગેરેએ કેળવણીના પ્રદેશમાં કેટલી કેટલી મહેનત લઈ નવા રસ્તાઓ શોધી કાઢયા છે તેની આપણને સેહેજસાજ ખબર છે. હવે જે મહેનત આ લોકોએ આપણી નજર આગળ લીધેલી છે તેવી અને તેથી પણ વધારે મહેનત અસખ્ય માણસોએ છેક પુરાતન કાળથી લીધેલી છે અને તેનું ફળ આજે આપણે ચાખીએ છીએ. દાખલા તરીકે આપણી માતૃભાષા ગુજરાતી જે કેળવણીનું મુખ્ય સાધન છે તે ઘડવામાં કેટલા કેટલા માણસોએ શ્રમ લીધો છે તેનો માત્ર વિચાર કરતા આપણને આશ્ચર્ય લાગ્યા વગર રહેતું નથી. વળી આજે કેળવણીની શાળાઓ ઠેકાણે ઠેકાણે ચાલી રહેલી છે. તે જોતાં પણ આપણે વિચાર કરવો જોઇએ કે એ કાંઈ તાત્કાલિક બનેલું કાર્ય નથી, એને માટે પણ ઘણાં માણસોએ ઘણાં વરસો સુધી શ્રમ ઉઠાવેલો છે; અને તેમના શ્રમનું પરિણામ આપણે આજે અનુભવીએ છીએ ].

તેમજ માણસજાતના મોટા ભાગને જે **જાનમાલની સલામતી** આજે સેંકડો વર્ષો થયાં પ્રાપ્ત થઈ છે, અને સહુ સાથે હળીમળી રહી શકે છે એ કાંઈ એમનેએમ પ્રાપ્ત થયું નથી. એ માટે જુદા જુદા દેશના ભક્તોએ અને તેમનાથી પણ વિશેષ ધર્મગુરૂઓએ પોતાનો પ્રાણ આપેલો છે, અને એકજ દેશના બધા માણસોએ તેમજ જુદા જુદા દેશના માણસોએ પરસ્પર પ્રેમ રાખવો જોઇએ એવું

જગતના લોકોને શિખવેલું છે. આ દેશભક્તોએ અને ધર્મવીરોએ જે જે કર્યું છે તેનો ઇતિહાસ વાંચતાં આજે પણ આપણને શૂરાતન ઉપજે છે અને આપણને પોતાનો ભોગ આપવાની ઇચ્છા થઇ આવે છે, તો પછી તેમણે જે શ્રમ લીધો હશે અને અસાધારણ કાર્ય કર્યાં હશે તે કેવાં અદ્ભુત હશે! આપણે તેમનાંજ સંતાન છીએ અને તેમણે જે વારસો આપણને આપ્યો છે તેનો આપણે ઉપભોગ કરીએ છીએ. માત્ર તેમનો ઉપભોગ કરવામાં આપણે તેમના ઘણા મોટા દેવાદાર છીએ એ ભુલી જવું જોઇએ નહિ.

પણ આ જાનમાલની સલામતીથી પણ વિશેષ મૂલ્યવાન **ધર્મરૂપી જે આશીર્વાદ** આપણને મળેલો છે તે શું એમનેએમ પ્રાપ્ત થયો છે? પૃથ્વી પરના બધા મોટા ધર્મો આપણે બરાબર તપાસીશું તો આપણને માલમ પડશે કે તેમના મૂળમાં સત્ય, સંયમ, તપ, ચારિત્ર્ય, દયા, પરોપકાર વગેરે છે, અને તેથી પણ વિશેષ એ ધર્મના સંસ્થાપકોનું જીવન છે. બૌદ્ધ ધર્મ પૃથ્વીના ઘણા મોટા ભાગમાં ફેલાયો અને આજે પણ તેમાં કોટાકોટ લોકો છે તેનું કારણ માત્ર ગૌતમ બુદ્ધનું અદ્ભુત જીવનચરિત્ર છે. પરમશાંતિ પ્રાપ્ત કરવાને માટે તેણે જે મહા ભોગ આપ્યો અને પોતે તે પામ્યા પછી બીજાને તે આપવા માટે જે મહા શ્રમ લીધો તેનું વર્ણન ઈતિહાસમાં અમર રહેશે, અને અસંખ્ય નરનારીઓને તેના જેવા ભોગ આપવાને થોડે કે ઘણે અંશે પ્રેરશે. પ્રભુ ઈસુ ખ્રીસ્તનું જીવનચરિત્ર કેવળ ભોગમયજ છે, અને તેણે જે પરમભોગ આપ્યો તેનાં ફળ આપણે ગને આખી દુનિયા આજે ચાખી રહી છે અને આખર સુધી ચાખશે. ખ્રીસ્તનો એ ધર્મ આત્મભોગ સિવાય બીજું કંઈજ નથી. તેના મૂળમાં ભોગ છે, મધ્યમાં ભોગ છે, આખરમાં ભોગ છે; અને તેના જે શિષ્યોના આ ભોગનો ભાવ આવે છે તેજ તેનું કાર્ય આગળ વધારી શકે છે, અને તેમના દ્વારાજ ખ્રીસ્તી ધર્મનો પ્રચાર થાય છે. જેમ પાઉલ પ્રેરિત કોરીંથીઓની પાસે "પ્રભુ ઈસુનાં ચિહ્નોની છાપ" સહિત આવ્યા હતા, તેમ તેઓ આપણી પાસે પણ આવે છે.

આવી રીતે શારીરિક સુખનાં સાધન, કેળવણી અને શિક્ષણ, જાનમાલની સલામતી, રાષ્ટ્રીય જીવન અને ધાર્મિક જીવન, એ બધાં તરફ આપણે વિચારપૂર્વક નજર કરીશું તો આપણને ચોકખેચોકખું માલમ પડશે કે તેમના મૂળમાં ભોગ છે, એટલુંજ નહિ પણ ભોગ એ તેમના પ્રાણરૂપે છે. તેથી જ્યારે જ્યારે આપણે આ બધી વસ્તુઓનો લાભ લઇએ ત્યારે ત્યારે આપણા મનમાં કૃતજ્ઞતાનો ભાવ ઉપજવો જોઇએ. તે બધાને માટે આપણે નહિ પણ બીજા માણસોએ પોતાના પ્રાણનો ભોગ આપ્યો છે, અને પોતાના લોહીથી તે લાભો ખરીદ્યા છે, કે જેનો બદલો આપણે કદીજ વાળી શકીએ નહિ, તો પછી આપણે તેવો નહિ તો તેથી થોડો પણ ભોગ આપવાને શું બંધાએલા નથી?

૩. આપણે આજે જે હકો ભોગવીએ છીએ અને આશીર્વાદો પામીએ છીએ તેને માટે આગળના જમાનામાં માણસોએ જે જે આત્મભોગ આપ્યો છે, અને

શ્રમ ઉઠાવ્યો છે તેને માટે આપણામાં ઉપજતી સ્વાભાવિક કૃતજ્ઞતા માત્ર વાણીમાંજ દર્શાવ્યે આપણી ફરજ પૂરી થતી નથી. કારણકે આગળના કાળના માણસોએ કેટલાંક કાર્યો માત્ર શરૂ કર્યાં હતાં. પણ તેમને પૂર્ણ કર્યાં નહોતાં. તેમણે જે કરવાનું ધાર્યું હતું તે કરવાને માટે તેમણે પોતાથી બનતો પ્રયાસ કર્યો, પણ આખરે તે બધાં કામ પૂરાં કરવા માટે તેમને તેમની ભવિષ્યની પ્રજા ઉપર આધાર રાખવો પડયો હતો. **હવે જો આપણે નિષ્ફળ જઈએ તો તેઓ નિષ્ફળ જાય છે.** જેમ કોઈ લડાઈમાં કેટલાક સૈનિકો પહેલા માર્યા ગયા હોય અને તેમની પાછળ તેમનું કાર્ય ચાલુ રાખવાને કોઈ ન હોય તો તેમનો ભોગ નિષ્ફળ જાય છે, તેમ આ વાતમાં પણ સમજવું. અથવા તો કોઇએ એક મોટું મકાન બાંધવાનું કામ આરંભ્યું હોય, અને તે પૂરૂં થતાં પહેલાં તે મરી જાય, અને તેની પાછળ તે ચાલુ રાખનાર કોઇ ન હોય, તો તે જેમ અધુરૂં રહે છે, તેમ આમાં પણ થાય છે.

યુરોપમાં એવાં કેટલાંક દેવળો છે, જે બાંધતાં છ છ સૈકાં લાગ્યાં હતાં. જે લોકોએ તેની યોજના પ્રથમ રચી હશે તેમણે કેવાં કેવાં સ્વપ્ન જોયાં હશે! વળી જે લોકોએ તે કામ ચાલુ રાખ્યું અને મૂળ યોજનાના ભાવમાં ઉતરી તેને અનુસરતું બધું બાંધકામ કર્યું, તેમના મનમાં પણ કેવા ઉત્તમ ભાવ હશે! પણ એ બધો વખત દરમિયાન ભૂતકાળમાં જે કંઇ કામ થયું હતું તેનો આધાર વર્તમાનકાળમાં શું થાય છે તેના પર હતો. આગળના જમાનાના લોકોએ ઉપાડેલું કામ પૂર્ણ કરવું કે તેને પડતું રાખી નકામું કરવું એ તો ભવિષ્યની પ્રજાના હાથમાં છે. દરેક જમાનાના માણસોને એમજ થયું હશે કે, અમારા બાપદાદાઓએ આવું અદ્ભુત અને સુંદર કામ શરૂ કર્યું અને તેમની પછીના માણસોએ જે ચાલુ રાખ્યું અને અત્યારની સ્થિતિમાં આણ્યું છે તે પૂરૂં કરવાને અમારે પ્રયત્ન કરવોજ જોઇએ આવી રીતે આપણે સૌએ જનસમાજનાં બધાં કાર્યમાં સમજવાનું છે. કોઈ પણ મોટું કાર્ય એક માણસથી કે એક જમાનાથી પણ પૂરૂં થતું નથી; તે કરવાને અસંખ્ય માણસો જોઇએ અને પેઢી દર પેઢી તે ચાલુ રાખવું જોઇએ.

આટલા માટે આપભોગમય સેવા એ માત્ર ઉદારતાની વાત નથી, પણ એ તો આપણી પોતાની આબરૂ સાચવવાની વાત છે. સ્વાર્થી થવું એ કૃતઘ્ન થવા બરાબર છે. જે માણસ બીજાની સેવા કરતો નથી તે માણસ, જે આશીર્વાદો પ્રાપ્ત કરવાને માટે પરસેવો, અશ્રુ અને લોહી પાડવાં પડ્યાં હતાં તે છુટથી લે છે, અને તેનો પોતા માટે ઉપયોગ કરે છે. આ તેની માત્ર ઉદારતાની ખામી છે, એટલુંજ નહિ પણ કૃતજ્ઞતાના ભાવની ખામી છે.

૪. આપણે આ કૃતજ્ઞતાનો ભાવ ખરી રીતે દર્શાવવા માટે સેવા કરવી જોઈએ એવું નવા કરારમાં ખાસ કહેવામાં આવ્યું છે. સ્વાર્થરહિત જીવન ગાળવું એવો જે ખ્રીસ્તી ધર્મનો હેતુ છે તેની વિશેષતા આ વાતમાં છે કે, **આપણે આત્મભોગમય જીવન ગાળવું જોઇએ, કારણ કે આપણા માટે એવો આત્મભોગ આપવામાં આવ્યો છે કે, જેનો પૂરો બદલો આપણાથી**

**કદી પણ વાળી શકાય એમ છે નહિ.** હવે કૃતજ્ઞતા એ એવો ગુણ છે કે તે ગમે ત્યાં કે ગમે તેવી રીતે દર્શાવવામાં આવે, તો પણ તે આપણને પ્રિય લાગે છે. બીજાએ ઉપકાર કર્યો હોય તેની ખરી કદર કરવી, અને આભારસહિત તેને વારંવાર યાદ કરવો, એ ઉંચા ચારિત્ર્યમાં અવશ્યનો ગુણ છે. જે પ્રજામાં કૃતજ્ઞતા દર્શાવવાના શબ્દજ ન હોય, અને "તમારો ઉપકાર" કે "તમારો પાડ" કે "મહેરબાની" વગેરે શબ્દોનો વ્યવહાર યોગ્ય પ્રસંગે થતો ન હોય, તે પ્રજા ચારિત્રની બાબતમાં હજી બહુ પછાત છે, એમ કહીએ તો કંઇ ખોટું નથી. પણ જ્યારે આપણે આ કૃતજ્ઞતાનો ભાવ પરસ્પર સેવાદ્વારા દર્શાવીએ છીએ ત્યારે આપણા સ્વભાવની ઉચ્ચતા અને સુંદરતા વધારે પ્રકાશે છે, અને એવી રીતે ઈશ્વરની તેમજ મનુષ્યની સેવા કરવી એ ધર્મનું ખરૂં રહસ્ય સમજવા જેવું છે. બેન્જામીન ફ્રાંકલિન પોતાની નિત્યની પ્રભાતની પ્રાર્થનામાં કહે છે કે, "મારા પર તારા જે નિરંતર ઉપકાર થયા કરે છે તેના કિંચિત્ માત્ર બદલા તરીકે તારાં બીજાં બાળકોની હું જે સેવા કરૂં છું તે સ્વીકાર."

આવી જાતનો ભાવ બતાવવાનું આપણને નવા કરારમાં વારંવાર કહેવામાં આવ્યું છે; ઇશ્વરે આપણા પર પ્રથમ પ્રેમ રાખ્યો માટે આપણે બીજાઓ પર પ્રેમ રાખવો જોઇએ (યોહાન ૪; ૧૯); આપણને ક્ષમા કરવામાં આવ્યું છે માટે આપણે આપણા દુશ્મનોને ક્ષમા કરવું જોઈએ (લુક ૬; ૩૫, ૩૬); ઇસુએ પોતાનો પ્રાણ આપણી વતી આપ્યો, માટે આપણે પણ ભાઇઓને સારૂ આપણા પ્રાણો આપવા જોઈએ (૧ યોહાન ૩; ૧૬); ઈશ્વરે નિષ્પક્ષપાતપણે ન્યાયી અને અન્યાયી, ભલા અને ભુંડા એમ સહુ પર પ્રેમ રાખ્યો છે, માટે આપણે આપણા દુષ્મનો પર પણ પ્રેમ રાખવો જોઈએ (માત્થી ૫; ૪૫); ખ્રીસ્તમાં દેવે જેમ આપણને માફી બક્ષી તેમ આપણે પણ એકબીજા પ્રત્યે ક્ષમાશીલ, માયાળુ અને કરૂણાળુ થવું જોઈએ (એફેસી ૪; ૩૨); આપણા જીવનનો નિયમ તો એજ થવો જોઇએ કે, "તમે મફત પામ્યા, મફત આપો" (માત્થી ૧૦; ૮). નવા કરારમાં જ્યાં જ્યાં આપણને ઉદારતાથી સેવા કરવાનું કહેવામાં આવ્યું છે, ત્યાં ત્યાં તેનું કારણ એજ બતાવવામાં આવ્યું છે કે, આપણે વાસ્તે પહેલાં સેવા કરવામાં આવેલી છે, અને તે વળી આપણે જેટલી ઉદારતાથી કરી શકીએ તેના કરતાં વધારે ઉદારતાથી કરવામાં આવેલી છે. ખ્રીસ્તની સુવાર્તા આપણને ઘણીજ હુંડહથી કહ્યા કરે છે કે, આપણા ઉપર ઉપકારનું એટલું મોટું દેવું છે કે, તે વાળવાને આપણે ગમે તેટલી આપભોગમય સેવા કરીએ તેટલી ઓછી છે.

આપણા પોતાના અંગત અનુભવમાં એવી કેટલી બધી વસ્તુઓ છે કે જેને માટે આપણે બદલામાં કંઈ પણ આપ્યું નથી અને આપી શકીએ તેમ પણ નથી. એ વસ્તુઓ વેચાતી લઈ શકાય તેમજ નથી. જેને નવા કરારમાં "કૃપા" (Grace) કહેવામાં આવે છે, તે ક્ષેત્રમાંની આ બધી વસ્તુઓ છે. કૃપાથી આપણને જે કંઇ આપવામાં આવેલું છે તે એવું છે કે જે આપણે કોઈ પણ રીતે હકથી

પ્રાપ્ત કર્યું નથી. એ તો માત્ર મફત બક્ષીસ છે, અને તેના સંબંધમાં આપણે જે કંઈ કરવાનું છે તે એટલુંજ કે આપણે જેમ બને તેમ તેને યોગ્ય થવું જોઈએ.

આવી વસ્તુઓમાંની એક **કુદરતનું સૌંદર્ય છે.** એ મફત દાન છે જે દુનિયારૂપી ઘરમાં આપણે રહીએ છીએ તેને પ્રભુએ આટલું બધું સુશોભિત કરેલું છે, તેના બદલામાં આપણે કંઈ સેવા કરેલી નથી. સૂર્યોદય અને સૂર્યાસ્ત, વસંત ઋતુ અને વર્ષાઋતુ, પહાડો, નદીઓ અને સાગર, રાત્રીએ તારાઓથી ભરપૂર આકાશ અને ચાંદની, સુંદર વૃક્ષો અને પુષ્પો, પૃથ્વી પર લીલી જાજમ પથરાએલી હોય એવું ઘાસ, વગેરે અનેક વસ્તુઓમાં તેણે ઘણા ઉંચા પ્રકારનું સૌંદર્ય બતાવ્યું છે અને રોજ રોજ બતાવે છે. પણ આ બધું આપણને મહેરબાનીની દાખલ મળે છે, તેને માટે આપણને કંઇ પણ આપવું પડતું નથી; પણ આપણે તે આભાર સહિત લેવું જોઈએ અને તેનો યોગ્ય ઉપયોગ કરવો જોઇએ.

આ ઉપરાંત **આપણી અગાઉ જે મહાપુરૂષો થઈ ગયા** તેઓ પણ ઈશ્વરની મહેરબાનીથી મળેલા છે, અને મફત દાન છે. જેમ પૂર્વ તરફની બારીદ્વારા સૂર્ય પ્રકાશે છે, તેમ તેઓદ્વારા આપણા આત્મિક પ્રકાશને સારૂ પ્રભુ પ્રકાશ્યો છે. આપણને આજે તેમનાં જીવનચરિત્રોનાં પુસ્તકો અથવા તેમનાં લખેલાં પુસ્તકો વેચાતાં મળી શકે ખરાં, પણ તેમનું જીવન એ તો ઈશ્વરી બક્ષીસજ છે. એફેસીઓ પર પાઉલે જે પત્ર લખ્યો તે આપણને જુજ કિમ્મતે મળે, પણ પાઉલની કિમ્મત તો આપણાથી ભરી શકાયજ નહિ. એ પ્રમાણે પૃથ્વી પર થઈ ગએલા બધા પીર પેગંબર, સાધુસંતો, મહાપુરૂષો અને મહાત્માઓ એ કેવળ ઈશ્વરીજ પ્રસાદી છે અને તેને તેવી ગણીનેજ આપણે કૃતજ્ઞતાપૂર્વક સ્વીકારવી જોઇએ. એવા આશીર્વાદ તો પૈસાથી ખરીદાય એમ હોયજ નહિ. તેમ ઈશ્વર તેમને વેચતો પણ નથી; આપણે તેમના સાટામાં કંઇ પણ આપી શકીએ તેમ નથી. એ તો આપણને જન્મથીજ મળે છે, અને દુનિયા એવા આશીર્વાદોથી ભરપૂર છે એ જાણીને આપણે ખુશી થવું જોઇએ, અને તેમને યોગ્ય રીતે વાપરવા જોઇએ.

તેવીજ રીતે **આપણા બધા માનવી સંબંધો** પણ મહેરબાનીરૂપ છે. આપણા બાળપણનો પહેલો અનુભવ સેવા કરવાનો નહિ પણ સેવા પામવાનો છે. જે માતાએ આપણો ભાર ઉપાડયો અને જન્મતાંવેંત પ્રેમથી આપણી સેવા કરવા માંડી તેને માટે આપણે અગાઉથી કંઈ દામ આપ્યા નહોતા; આ બધું આપણને મફત મળ્યું અને એ બધું તેણે કંઈ પણ લીધા વગર કે લેવાની આશા રાખ્યા વગર આપણે વાસ્તે કર્યું હતું, અને તે આપણે તેને માટે દેવાદાર છીએ એવા કશા પણ ભાન વગર લીધા કર્યું હતું. આવી રીતે ગૃહજીવન સ્વાર્થરહિત પ્રેમ ઉપર રચાએલું છે; સૌથી પહેલાં બાળકોની તદ્દન નિઃસ્વાર્થતાથી સેવા કરવામાં આવે છે, પણ ત્યાર પછી એવી આશા રાખવામાં આવે છે કે તેઓ કૃતજ્ઞતાપૂર્વક પોતાનું જીવન ગુજારશે. કેટલાક સંબંધો તો એવા છે કે જેમાં આપણે પહેલાં કામ કરીએ અને પછી આપણને તેનો બદલો મળે; પણ ગૃહમાં તેથી ઉલટું છે, કારણ કે ત્ય

આપણા ઉપર પહેલાં પુષ્કળ પ્રેમ કરવામાં આવે છે, અને એ પ્રેમનો બદલો આપણે પાછળથી કૃતજ્ઞતાપૂર્વક વાળવાનો છે. વળી ખરી મૈત્રી અને ખરો પ્રેમ એ પણ મફત દાનજ છે. એવી વસ્તુઓ તો ખરીદી શકાયજ નહિ, કારણ કે તે લેવડદેવડની વસ્તુઓ જેવી વ્યાપારીની વસ્તુઓ નથી, પણ તે તો કૃપાની અથવા મહેરબાનીની વસ્તુઓ છે. જેને એ વસ્તુઓ મળેલી છે, તે જો સમજુ હોય તો તે એવા અનિર્વાચ્ય દાનને માટે નમ્રતાથી આભારી રહેશે.

આટલા માટે આપણે આપણા સામાજિક જીવન, જેના જુદા જુદા આશીર્વાદો માટે આપણા બાપદાદાઓએ પોતાનો ભોગ આપેલો છે, તે તરફ નજર નાખીએ, અથવા આપણા પોતાના અંગત અનુભવ તરફ નજર નાખીએ, તો આપણને ચોક્કસ માલમ પડશે કે આપણા જીવનનો આખો પાયો એવી માત્ર મહેરબાની દાખલ મળેલી વસ્તુઓ પર રચાએલો છે કે જેનો બદલો આપણે કદી પણ વાળી શકીએ નહિ. આનો અર્થ એવો નથી કે આપણું બધું જીવન માત્ર મહેરબાનીથીજ ભરેલું છે, અથવા તો તે નરી મહેરબાનીજ છે; મહેરબાનીથી જુદો અને તેથી વિરૂદ્ધ અનુભવ પણ આપણને રોજ રોજ થાય છે. દુનિયામાં **અન્યાય** પણ છે. આપણને ઘણી વાર એવું એવું સહન કરવું પડે છે કે તે સહન કરવાને યોગ્ય આપણે કંઇજ કર્યું હોતું નથી. વળી પૃથ્વી પર **અદલ શિક્ષા** પણ થાય છે; આપણે જે કંઈ ખોટું કર્યું હોય તેને માટે આપણને કેટલીક વાર અહીંનેઅહીં યોગ્ય બદલો મળે છે. **અદલ બદલો** પણ અહીં મળે છે; આપણાં શુભ કામનું ફળ આપણને કેટલીક વાર અહીંનેઅહીં મળે છે. પણ આ જુદા જુદા પ્રદેશોની આજુબાજુ અને તેમની અંદર કૃપાનો પ્રદેશ વ્યાપી રહ્યા છે; અને આ ચાર પ્રદેશમાંના કયા પ્રદેશ સાથે આપણો સંબંધ વધારે છે તે ઉપર આપણા જીવના સારાનરસાપણાનો આધાર રહેલો છે. જો આપણે જીવનમાં અન્યાય સહન કરવો પડે છે, એ વાત ઉપર વધારે ભાર મૂકીએ તો પછી આપણામાં એક પ્રકારનું ઝેર આવી જાય છે. આપણે જીવનમાં સખત શિક્ષા વેઠવી પડે છે એ વાત પર જો ભાર મૂકીએ તો આપણે કઠોર થઇ જઈએ છીએ. જીવનમાં યોગ્ય બદલો મળે છે, એ વાત પર જો આપણે ભાર મૂકીએ તો આપણે આત્મસંતોષી અને અભિમાની થઈએ છીએ. પણ ઉચ્ચ ચારિત્ર્યવાળો માણસ તો આ બધા કરતાં જુદાજ ભાવનો માણસ છે. તે પોતે એમ માને છે કે મારા ઉપર અસંખ્ય આશીર્વાદો વરસાવવામાં આવ્યા છે અને ઉપકારો કરવામાં આવ્યા છે, અને તે મેળવવા જેવું મેં કંઇજ કર્યું નથી. તે એમ સમજે છે કે, તેના પોતાના પર તેનાથી કદી વાળી આપી ન શકાય એટલું દેવું છે, તેથી દુનિયા તેને કંઇ આપવા બંધાએલી નથી, પણ તે દુનિયાને માટે પોતાનું જીવન આપી દેવાને બંધાએલો છે. તેથી બીજા લોકો જ્યારે પોતાની માન્યતા પ્રમાણે પોતે જે કંઈ વસ્તુઓને પાત્ર હોય છે તે લેવા માટે પ્રયત્ન કરી રહેલા હોય છે ત્યારે આ માણસ પોતાને જે કંઈ મળેલું છે તેને પાત્ર થવાને પ્રયત્ન કરે છે. તે સર્વત્ર કૃપા, કૃપાજ દેખે છે, તેથી તેનું પોતાનું જીવન પણ કૃપામયજ છે.

૫. જે કોઈ ખ્રીસ્તી ન હોય તેનામાં આવો ભાવ હોવો જોઇએ એ જો સંભવિત લાગે છે, તો પછી જે માણસ ઈસુ ખ્રીસ્તની સાથે ઉદ્ધારક સમાગમમાં જોડાએલો હોય તેની પાસેથી તો આપણે તેના કરતાં પણ કેટલું વિશેષ માગી શકીએ? કારણકે કૃપાનો પ્રદેશ એ ખાસ કરીને ઈસુ ખ્રીસ્તનો પ્રદેશ છે. તે તેનો પ્રતિનિધિ અને પ્રભુ છે. ઇસુ ખ્રીસ્ત આ દુનિયામાં આવ્યો ત્યાર પહેલાં પણ પૃથ્વીમાં કૃપા હતી; પણ જેમ કોઈ પાણીનો પ્રવાહ પહેલાં નાના ઝરાની માફક વહે છે, અને આગળ જતાંજ મોટું સ્વરૂપ લે છે અને તેનું નામ પણ જે ઠેકાણે તે પ્રવાહ મોટો થાય છે તે પરથી પડે છે, તેવીજ રીતે આ કૃપાનું ઝરણ પહેલાં નાનું હતું, પણ તે ધીરે ધીરે ઇસુ ખ્રીસ્તમાં પૂર્ણ જોસમાં આવ્યું, અને ત્યારથી માંડીને આજ સુધી તેનું નામ "આપણા પ્રભુ ઈસુ ખ્રીસ્તની કૃપા" પડયું છે.

ઇસુ ખ્રીસ્તે અન્યાય વેઠયો હતો; તેના માથા પર કાંટાનો મુગટ મૂકવામાં આવ્યો હતો, એમાં તેણે અન્યાયનો અનુભવ કરેલો હતો. અદલ શિક્ષા શું એ તે જાણતો હતો, અને તે માટેજ તેણે માણસોને ચેતાવ્યા હતા કે, તમારે પાઈએ પાઈ ભરી દેવી પડશે (માત્થી ૫; ૨૬). અદલ બદલો શું છે તેની પણ તેને ખબર હતી, અને તેથીજ શુભ કર્મનો બદલો નક્કી મળશે એવું તેણે વચન આપ્યું હતું. પણ તેના જીવનનું ખાસ લક્ષણ જે પરથી તેનો ખરો ભાવ જણાઇ આવતો હતો તે તો એ હતું કે તેના મનમાં પ્રભુની અનહદ કૃપા નિરંતર રમી રહી હતી. જે પ્રેમ આપણે જનમ્યા પણ નહોતા ત્યાર પહેલાંનો આપણી આજુબાજુ વીંટળાઇ રહેલો છે, આપણને ભાન પણ ન હોય છતાં જે પ્રેમ આપણા પર ઝઝુમી રહે છે, જે આપણી અવળાઈ હોવા છતાં આપણી પાછળ પાછળ આપણને શોધવા નીકળે છે, અને જે પ્રેમ, દૂર દેશમાં લાંબા વખતથી ભટકી ગએલા છોકરાને જેમ બાપ ભેટે છે, તેમ આપણને ઘેર બોલાવે છે અને આપણો આવકાર કરે છે, તે પ્રેમ આપણે કદી પણ દામથી કે મહેનતથી ખરીદી શકતા નથી. જે પ્રેમ આપણને મફત મારી આપે છે—અને મારીથીજ એમ સાબીત થાય છે કે આપણે તે પ્રેમને અપાત્ર છીએ, તેના પર આપણો દાવો નથી, પણ તેથી જે ઉલટું તેને આપણે પાત્ર છીએ,—તે પ્રેમ નરી કૃપા છે. ચોથી સુવાર્તામાં બરાબર કહ્યું છે કે, તે "કૃપાથી ભરપૂર" હતો (યોહાન ૧; ૧૪).

આ ઉપરાંત, ઈસુના શિષ્યોને મર્મવેધક રીતે લાગ્યું છે કે, ઇસુના જીવન અને મૃત્યુથી જગતને અર્થે કરવામાં આવેલો ભોગ, જે વડે તેનું શિક્ષણ આખા જગતમાં એક મહાન જ્યોતિરૂપે પ્રજ્વળી રહ્યું છે, અને જેનો પ્રકાશ સહુને પહોંચ્યો છે, તે આપણે માથે એવું ભારે દેવું છે કે જે આપણે કદી પણ પાછું વાળી શકીએ નહિ. પાપીઓ પોતાનાં પાપની પૂરી શિક્ષા ખમી શકતા નથી. તેનું કેટલુંક પરિણામ પાપ કરનારને શિક્ષા દાખલ વેઠવું પડે છે ખરૂં, પણ કેટલુંક તો તેમની સાથે જે નિર્દોષ હોય છે તેમને પણ ખમવું પડે છે; અને તેનો અમુક ભાગ તો જે લોકો પોતાની રાજીખુશીથી પાપીનો ઉદ્ધાર કરવાનું માથે

લે છે તેઓ પોતે ખમે છે. આ કૃપાનો નિયમ મનુષ્યના બધા જીવનમાં વ્યાપી રહેલો છે. જ્યારે ખ્રીસ્તે આપણે માટે અને આપણા તારણને માટે પૂર્ણ આપ-ભોગમય જીવન ગાળીને આખરે વધસ્તંભ પર પોતાના પ્રાણનો ભોગ આપ્યો, ત્યારે તેણે આજ નિયમને ઉચ્ચ કરીને તેનો મહિમા બતાવ્યો હતો.

હવે કોઇ માણસ જો ખરેખર ખ્રીસ્તી હોય, અને તે પોતાની આજુબાજુ પિતૃઓએ ઉદારતાથી આપેલો ભોગ જુએ, અને તેના દરરોજના જીવનમાં તેને એમ લાગે કે મને એવાં દાન અને બક્ષીસોનો આશીર્વાદ મળેલો છે કે જેનો બદલો હું કદી વાળી શકું નહિ; અને તેથી વિશેષ ઈશ્વરનો પ્રેમ જે ખ્રીસ્તે પ્રગટ કર્યો છે તેથી પોતાને આશીર્વાદિત થએલો જાણે, તેની દયાથી માફી પામેલો, તેની આશા-ઓથી મુક્ત થએલો સમજે અને આ બધાંથી તે એમ સમજે કે હું વધસ્તંભનો એટલો બધો ઋણી છું કે તેનું દેવું મારાથી કદી વાળી શકાયજ નહિ, તો નવા કરારમાં જે આપભોગમય સેવાના જીવનનો મહિમા ગાવામાં આવ્યો છે, તેવું જીવન ગાળવું એ તેની માત્ર ફરજ છે. જંગલી મૂર્તિપૂજક ધર્મમાં અને ખ્રીસ્તી ધર્મમાં જે ફેર છે તે એ છે કે, મૂર્તિપૂજક ધર્મમાં જીવનના અર્થ એવો કરવામાં આવે છે કે તેમાંથી પોતાના સ્વાર્થ અર્થે જેનાથી જેટલો લાભ લેવાય તેટલો લેવો; અને ખ્રીસ્તી ધર્મમાં તેનો અર્થ એવો કરવામાં આવે છે કે જીવન ખ્રીસ્તના વધસ્તંભથી રક્ષાએલું છે, વળી જે અનહદ કૃપા આપણા પર થએલી છે તેને લીધે નમ્ર અને આભારી થવું, અને એવું જાણવું કે આપણી ક્યારનીએ એટલી બધી સેવા કરવામાં આવી છે કે જેનો બદલો વાળવો તે અશક્ય છે. આવા વિચાર અને ભાવનું અનિવાર્ય પરિણામ તો એ છે કે તેથી આપણા દિલમાં ભોગમય અવિશ્રાંત સેવાનો ભાવ ઉત્પન્ન થશે, અને એ સેવા આપણે કોઈ ઉપર ઉપકાર કરીએ છીએ એવા વિચારથી કરીશું એમ નહિ, કારણકે આપણે પોતે અમાપ દેવામાં ડુબેલા છીએ, એટલુંજ નહિ પણ આપણે બીજાને એવું કંઈજ આપી શકીએ એમ નથી કે જે આપણને પ્રથમ મળ્યું ન હોય. ત્યારે આપણો ભાવ એક જુવાન સૈનિકના ભાવ જેવો થશે; તેણે ફ્રાન્સમાં લડવા જતી વખતે કહ્યું હતું કે, "હે પ્રભુ, પૃથ્વી અને સમુદ્રના સર્વ સમુદાયો કરતાં તેં મારે વાસ્તે ઘણું વેઠયું છે; તો જે અનેક ઉપકારો મારા પર તેં કર્યા છે, તેનો લક્ષાંશ પણ જો હું આ મારા જીવનના ભોગ વડે આપી શકું તો હું પોતાને ભાગ્યશાળી સમજીશ. આમેન."

# પ્રકરણ બારમું.

## વિજયી જીવન.

### રોજનાં વાંચન.

કેટલાએક લોકો કહે છે કે, આપણા બંધુઓની સેવા કરવી એ આપણી ફરજ અને આપણો અધિકાર છે. એ વાત ખરી, પણ તેમાં ધર્મને અને એ બાબતને શું લાગેવળગે છે? શું સેવા એવી રીતે થઈ ન શકે કે જેમાં ઈશ્વરનું નામજ મુદ્દલ ન આવે, અને જેમાં સેવા કે ઉપયોગિતાનાં હેતુ, વ્યવહાર અને પરિણામ માત્ર માનવી સંબંધોમાંજ સાચવી રખાય? આવા આવા પ્રશ્નો આજે ઠેકાણે ઠેકાણે કરવામાં આવે છે. ઇશ્વર સાથેના સમાગમનો આત્મિક અનુભવ અને માણસ-જાતની વ્યાવહારિક સેવા એ બન્ને બાબતો એક બીજાની સાથે સંયુક્ત હોય એવું દેખાતું નથી. જુદા જુદા માણસોના જુદા જુદા સ્વભાવ પ્રમાણે કેટલાક માણસો એમ કહે છે કે, આત્મિક ઉંડો અનુભવ હમેશાં સેવામાંજ પરિણમતો નથી, અને બીજા કેટલાક એમ કહે છે કે, સેવા કરવાની ઉત્કંઠા અને ધર્મ એ બે નિરાળી બાબતો છે.

**બારમું અઠવાડિયું, પહેલો દિવસ.**

"આપણે ભાઇઓ પર પ્રીતિ રાખીએ છીએ, એથી આપણે જાણીએ છીએ કે મરણમાંથી નીકળી આપણે જીવનમાં આવ્યા છીએ. જે પ્રેમ રાખતો નથી તે મરણમાં રહે છે. જે કોઇ પોતાના ભાઇ પર દ્વેષ રાખે છે તે મનુષ્યઘાતક છે; અને તમે જાણો છો કે કોઇ મનુષ્યઘાતકમાં અનંતજીવન રહેતું નથી. એથી આપણે પ્રેમ શું છે તે જાણીએ છીએ, કેમકે તેણે પોતાનો પ્રાણ આપણી વતી આપ્યો; અને આપણે પણ ભાઇઓને સારૂ આપણા પ્રાણો આપવા જોઇએ. પણ જેની પાસે આ જગતનું દ્રવ્ય હોય, ને પોતાના ભાઇને ગરજ છે એવું જોયા છતાં તેના પર તે દયા ન કરે, તો તેનામાં દેવની પ્રીતિ શી રીતે રહી શકે? બાળકો, આપણે શબ્દથી નહિ, અને જીભથી નહિ, પણ કૃત્યમાં તથા સત્યમાં પ્રીતિ કરીએ." ૧ યોહા. ૩; ૧૪-૧૮.

આપણા પ્રત્યે ઇશ્વરનો પ્રેમ, ઈશ્વર પ્રત્યે આપણો પ્રેમ અને આપણા બંધુઓ પ્રત્યે આપણો પ્રેમ, એ બધું યોહાનના વિચારમાં સાથે ને સાથે રહે છે.

જોન સ્કોટસ એરિજેના નામનો એક પુરાતન તત્ત્વચિંતક કહે છે તે પ્રમાણે "ઈશ્વરને એક પ્રકારના પ્રેમથી અને આપણા પાડોસીને બીજા પ્રકારના પ્રેમથી ચાહવાનું આપણને ફરમાવવામાં આવ્યું નથી; તેમ વળી આપણે આપણા ઉત્પન્નકર્તાને આપણા પ્રેમના એક ભાગથી ચાહીએ અને સૃષ્ટિને બીજા ભાગથી ચાહીએ એમ પણ આપણને શિખવવામાં આવ્યું નથી; પણ આપણે એકજ અને અખંડ પ્રેમથી ઈશ્વરને અને આપણા પાડોસીને ચાહવા જોઈએ." સેવામય જીવનમાં ઇશ્વરની શી જરૂર છે એ વિષે ઘણા માણસોને જે મુશ્કેલી લાગે છે, એનું કારણ એ છે કે, **ઇશ્વર વિષેનો આ અતિ અગત્યનો વિચાર તો તેઓ તદ્દન વિસરી જાય છે કે, ઇશ્વર એ નિત્ય, વર્તમાન, સર્વવ્યાપી પ્રેમનો આત્મા છે,** અને તે સર્વ પ્રેમનો મૂળ ઝરો છે. તેઓ એવું સમજે છે કે, ઇશ્વર કોઈ ઘણે દૂર રહેનાર તથા અલગ રહેનારો એક જણ છે; વળી જેનામાં "આપણે જીવીએ છીએ, હાલીએ છીએ અને હોઈએ છીએ" એવો તે નિત્ય વર્તમાન આત્મા છે, એ વાત તેઓ ભૂલી જાય છે. તેઓની આગળ "ઇશ્વર" એમ કહેતાં તેઓ અનંત આકાશનો અને અનંતકાળનો વિચાર કરવા લાગે છે; પણ ઇસુના કહેવા પ્રમાણે હાલ ને હાલ અને હાજરાહજુર એવો આત્માનો ફળરૂપ પ્રદેશ જેમાં જીવંત જળ વહે છે તેનું તેમને કશું ભાન નથી. આપણ સહુને બે જાતની એટલે જડ અને આત્મિક વસ્તુઓ સાથે નિત્ય કામ પાડવું પડે છે. આ બેમાંથી કયી વસ્તુ શાશ્વત સૃષ્ટાનું સ્વરૂપ બરાબર બતાવે છે, એ આપણા જીવનનો મુખ્ય પ્રશ્ન છે. **ઇશ્વર ઉપર વિશ્વાસ રાખવો એનો અર્થ એ છે કે આપણાં શરીરો કરતાં આપણા આત્માઓ શાશ્વત સત્યને પ્રકાશિત કરે છે, એવું માનવું.** વળી ઈશ્વર ઉપર વિશ્વાસ રાખવો એનો અર્થ એ છે કે, આપણામાં જે કંઈ ઉત્તમ અને ઉત્કૃષ્ટ છે તે શાશ્વત સ્વરૂપ છે, અને જ્યારે જ્યારે આપણે ન્યાયીપણા અને પ્રેમની સામે સંબંધમાં આવીએ છીએ ત્યારે ત્યારે આપણે ઇશ્વરનીજ સાથે વાસ્તવિક રીતે સંબંધમાં આવીએ છીએ, કારણ કે "દેવ પ્રેમ છેજ."

## પ્રાર્થના.

"ઇશ્વર સર્વદા તત્પર છે, પણ આપણે સર્વદા અતત્પર છીએ; ઈશ્વર આપણી પાસે છે, પણ આપણે તેનાથી દૂર છીએ; ઇશ્વર આપણી માંહે છે, આપણે બહાર છીએ; ઈશ્વર ઘેર છે, આપણે બહાર પારકા જેવા છીએ. કોઇ બોધક કહે છે કે, 'ઇશ્વર ધાર્મિકને સાંકડા માર્ગદ્વારા વિશાળ માર્ગમાં લઇ જાય છે, અને આખરે તેઓ એક વિસ્તૃત અને ખુલ્લા મેદાનમાં આવે છે.' એટલે કે જે આત્મા ઈશ્વરની સાથે એક થયો છે તેના ખરા સ્વાતંત્ર્યમાં તેઓ પ્રવેશ કરે છે. પ્રભુની પાછળ ચાલવામાં પ્રભુ આપણને સહાય આપો કે તે આપણને પોતા પ્રત્યે લઇ જાય. આમેન."

જોન ટૌલર (ઈ. સ. ૧૨૯૦-૧૩૬૧).

**બારમું અઠવાડિયું, બીજો દિવસ.**

"હે ભાઇઓ, તમે સાવધ રહો, રખેને તમારામાંના કોઇનું હૃદય અવિશ્વાસના કારણથી ભુંડું થાય, અને તેમ તે જીવતા દેવથી દૂર જાય. પણ જ્યાં સુધી 'આજ' કહેવાય છે, ત્યાં સુધી તમે દિનપ્રતિદિન એક બીજાને ઉત્તેજન આપો, કે પાપના કપટથી તમારામાંનો કોઇ કઠણ હૃદયનો ન થાય. કેમકે જો આપણે આરંભમાં રાખેલો ભરોસો અંત સુધી દૃઢ રાખીએ, તો આપણે ખ્રીસ્તના ભાગીદાર થયા છીએ." હેબ્રી. ૩; ૧૨–૧૪.

આ પરથી એવું દેખાય છે કે, ઈશ્વર પર વિશ્વાસ રાખવો કે ન રાખવો એ નાનીસૂની વાત છે, એવું આ ફકરાનો લેખક ધારતો નહોતો. તેને તો સ્પષ્ટ રીતે એમ લાગતું હતું કે ખરા ખ્રીસ્તી જીવન અને ખરી ખ્રીસ્તી સેવાનો આધાર તેના પર રહેલો છે. આજે વિજ્ઞાનશાસ્ત્રને લઈને ઘણા લોકો એમ માને છે કે, સૃજન કરનારી શક્તિનું ખરૂં સ્વરૂપ આપણા આત્મા નહિ, પણ આપણાં શરીર પ્રકટ કરે છે, પણ તેથી અવિશ્વાસ વિષે નવા કરારમાં જે મત દર્શાવેલો છે તેમાં કંઈ ફેરફાર પડ્યો નથી. જે વિશ્વમાં આપણે રહીએ છીએ તેનું વર્ણન કરતાં એક વિજ્ઞાનશાસ્ત્રી કહે છે કે, "દૃશ્ય જગતમાં શ્વેત ગંગા એ એક નાનો ટુકડો છે; આપણું સૂર્યમંડળ આ શ્વેત ગંગામાં એક બિંદુમાત્ર છે, અને આપણો ગ્રહ કે આ આપણી પૃથ્વી એ તો આ બિંદુનું પણ બિંદુ છે. હવે આ બિંદુના બિંદુ ઉપર અસ્વચ્છ કોલસા અને પાણીના બનેલા લોચાઓ આમતેમ થોડો કાળ ફર્યા કરે છે, આખરે જે તત્ત્વોના તે બનેલા હતા તેમાં તે પાછા મળી જાય છે." જગત વિષે આવો વિચાર ધરાવવામાં આવે તો એકાદ વ્યક્તિ, પોતાના કાળની અને આગળના કાળની સામાજિક અને ધાર્મિક અસરને લઈને સેવામય જીવન ગાળી શકે તો ગાળી શકે, એ સંભવિત છે; પણ જો બધાજ માણસો આવોજ વિચાર ધરાવે, અને જગત વિષે માણસના મનમાં બીજી કોઈ જાતનો વિચાર હોય નહિ, તો પછી માણસોના તારણ અર્થે અને સામાજિક ન્યાયીપણાના સ્થાપન અર્થે આપભોગમય સેવા આ પૃથ્વી પર કેટલી થોડી, બલકે નહિજ જેવી થાય.

**પ્રાર્થના.**

"ઓ પ્રભુ, અમારા પ્રકાશ અને અમારા તારણ, તું અંધકાર અને અજ્ઞાનની રાત્રિ દૂર કર અને જે લોકોને વહેમ અને શંકા છે તેઓને સત્યનો અને જ્ઞાનનો પ્રકાશ આપ; કે તેમની આશા તારામાં દૃઢ થાય અને ખારીલા દુશ્મનોના હલ્લા વ્યર્થ જાય. તેમના વિશ્વાસને ખડક પર સ્થાપિત કર, એટલે ખ્રીસ્તના વિશ્વાસમાં જડ ઘાલીને તેઓ પ્રેમમાં તેમની પરિપૂર્ણતા પામે. આમેન."

વિદ્યાર્થીઓને માટે પ્રાર્થનાપુસ્તક.

**બારમું અઠવાડિયું, ત્રીજો દિવસ.**

"વહાલાંઓ, આપણે એક બીજા પર પ્રેમ રાખીએ, કેમકે પ્રેમ દેવથી છે, અને જે પ્રેમ કરે છે તે દરેક દેવથી જનમેલો છે, અને દેવને ઓળખે છે. જે પ્રેમ કરતો નથી, તે દેવને ઓળખતો નથી; કેમકે દેવ પ્રેમ છે. દેવે પોતાના એકનાએક પુત્રને જગતમાં મોકલ્યો, કે આપણે તેનાથી જીવીએ, એ પરથી આપણા પર દેવનો પ્રેમ પ્રગટ થયો. આપણે દેવ પર પ્રેમ રાખ્યો, એમાં પ્રેમ નહિ, પણ તેણે આપણા પર પ્રેમ રાખ્યો અને પોતાના પુત્રને આપણાં પાપનું પ્રાયશ્ચિત્ત થવા માટે મોકલ્યો, એમાં પ્રેમ છે. વહાલાંઓ, જો દેવે આપણા પર એવો પ્રેમ રાખ્યો, તો આપણે પણ એક બીજા પર પ્રેમ રાખવો જોઇએ. કોઇએ દેવને કદી જોયો નથી; જો આપણે એક બીજા પર પ્રેમ રાખીએ, તો દેવ આપણામાં રહે છે, ને તેનો પ્રેમ આપણામાં સંપૂર્ણ થએલો છે. આપણે તેનામાં રહીએ છીએ, ને તે આપણામા [ રહે છે ], તે પરથી આપણે જાણીએ છીએ કે તેણે પોતાના પવિત્ર આત્માનું [ દાન ] આપણને આપ્યું છે." ૧ યોહા. ૪; ૭–૧૩.

ઇશ્વર ઉપર વિશ્વાસ રાખવાથી જે તાત્કાલિક પરિણામો આવે છે, તેમાંનું એક યોહાન અહીં બતાવે છે. તેને એમ ખાતરી થએલી છે કે માનવી જીવનમાં જે કંઇ પ્રેમ છે તે બધો ઇશ્વરથી ઉપજેલો છે અને તેનું મૂળ તેમજ પરિણામ અનંત છે; તે છાછરા પાણી જેવો નથી, કે જે મનુષ્યજીવનોમાં અનાયાસે આવી ગયો હોય, પણ તે અનંત જળાશયોમાંથી ઉદ્દભવેલો છે, અને ભવિષ્યમાં તેનાં અનંત પરિણામો નીપજવાનાં છે. ક્રોમવેલના એક માણસે કહ્યું છે કે, "**માણુસમાં જે જે ઉંચા ગુણો છે તે બધા માત્ર ઈશ્વરની શક્તિઓનાં બિંબ છે, એ ખરેખર ઉંચા પ્રકારનું જ્ઞાન છે.**" એક વખત આપણામાં આવો વિશ્વાસ ઉપજ્યો કે પછી જેમ ચોકીદાર સમજે છે કે હું એકલો નથી, પણ મારી આજુબાજુ એક મોટું લશ્કર એ કાર્યમાં જોડાએલું છે, અને તેની બધી યોજના એક ડાહ્યો સેનાપતિ કરે છે, તેમ આપણી સેવાના કાર્યમાં આપણે એકલા નથી, પણ આખું વિશ્વ આપણી સાથે સેવાના કાર્યમાં જોડાએલું છે, અને તે સેવાકાર્યનો પ્રયોજક તે મહાન ઈશ્વર છે, એવું ભાન આપણને થાય છે. જે કોઇ ખરો ખ્રીસ્તી છે તે મુળથીજ જેનો ઉદ્ધાર થઈ શકે એવું ન હોય એવી કોઈ દુનિયાનો ગમે તે રસ્તે ઉદ્ધાર કરવાનો પ્રયત્ન કરતો નથી; પણ તે તો તેના પ્રેમના પ્રવાહને એવો ખુલ્લો રાખવાનો પ્રયત્ન કરે છે કે, જે દ્વારા સનાતન પ્રેમ મનુષ્યજીવનમાં વહે.

## પ્રાર્થના.

"ઓ સર્વશક્તિમાન અને પરમદયાળુ પ્રભુ, અમે તારી વિનંતી કરીએ છીએ કે, એવું કર કે આજે તને જે કંઇ પ્રિય હોય તેજ અમે ઉત્કંઠાથી ઇચ્છીએ, શાણ-પણથી શોધીએ અને સપૂર્ણ રીતે સફળ કરીએ. તારા નામનો મહિમા થાય એવી રીતે તું અમારી દુનિયાઈ સ્થિતિ ગોઠવ, અને અમે તને વિનંતી કરીએ છીએ કે, તું અમારી પાસે જે કંઈ કરાવવા ઈચ્છતો હો તે વિષે તું અમને એવું જ્ઞાન, એવી ઈચ્છા અને શક્તિ આપ કે, અમારે જેવું તે કરવું જોઈએ તેવી રીતે અમે તે પૂર્ણ કરીએ; વળી અમે પ્રાર્થના કરીએ છીએ કે, તારી પાસે આવવાનો અમારો માર્ગ સહિસલામત, સીધો અને અંત સુધી પૂર્ણ એવો કર. ઓ પ્રભુ, અમને દૃઢ અંતઃકરણ આપ કે જેને કોઈ પણ અયોગ્ય ભાવ અધમતા તરફ ઘસડી ન જાય; અમને અજિત હૃદય આપ કે જેને કોઇ પણ સંકટ જીર્ણ કરી ન શકે; અમને એવું પ્રમાણિક હૃદય આપ કે જેને કોઇ અયોગ્ય હેતુ આડેઅવળે લલચાવી જાય નહિ. હે પ્રભુ અમારા દેવ, વળી અમને તને જાણવાની સમજ, તને શોધવાની ખંત, તને પ્રાપ્ત કરવાનું જ્ઞાન, અને આખરે તને પકડી રાખવાનું વિશ્વાસુપણું આપ; અમારા પ્રભુ ઇસુ ખ્રીસ્તદ્વારા અમે માગીએ છીએ. આમેન."

થોમસ એકવઈનાસ (ઇ. સ. ૧૨૨૫–૧૨૭૪).

### બારમું અઠવાડિયું, ચોથો દિવસ.

"ત્યારે ઇસુએ ઉત્તર આપ્યો કે, અરે અવિશ્વાસી તથા આડી પેઢી, તમારી સાથે હું ક્યાં સુધી રહું? ક્યાં સુધી હું તમારૂં સહન કરૂં? તેને અહીં મારી પાસે લાવો. પછી ઇસુએ તે ભૂતને ધમકાવ્યું, એટલે તે તેનામાંથી નીકળી ગયું; અને તે છોકરો તે ઘડીથી સાજો થયો. પછી શિષ્યોએ એકાંતમાં ઇસુની પાસે આવીને પૂછ્યું કે, અમે તેને કેમ કાઢી શક્યા નહિ? તેણે તેઓને કહ્યું કે, તમારા અવિશ્વાસને લીધે; કેમકે હું તમને ખચીત કહું છું કે, જો તમારામાં રાઇના દાણા જેટલો પણ વિશ્વાસ હોય તો તમે આ પહાડને કહેશો કે, તું અહીંથી ખસીને ત્યાં જા, એટલે તે ખસી જશે; અને તમને કંઈ અશક્ય લાગશે નહિ." માત્થી ૧૭; ૧૭–૨૦.

આપણે આગળ કહી ગયા તેમ ઈશ્વર પર વિશ્વાસ રાખવો તે જીવનનું ઉંચું તત્ત્વજ્ઞાન કે અવિશ્વાસની નિરાશામાંથી બચાવનાર એક વિચાર કે ધીરજથી સેવા કરવાને પોષક કોઈ હેતુ, માત્ર એટલુંજ નથી. પણ **તે તો એવી શક્તિનું મુળ છે કે જે દ્વારા આપણે ઘણું કાર્ય કરી શકીએ છીએ.** માણસ-જાતનું કલ્યાણ કરનાર સેવકને કેટલી બધી વાર મુશ્કેલીઓના પર્વતો સામે ઉભા રહેવું પડે છે, અને તેમને દૂર કરવાનો પ્રયત્ન કરવો પડે છે! ખાસ કરીને આપણે જ્યારે પુખ્ત વયના થઇએ છીએ અને જ્યારે ખુલ્લી આંખે આપણને મનુષ્યજીવન,

તેનાં પાપ, અત્રળાઈ, પ્રમાદ, સુદિન જોવાની નાખુશી, અને અટકાવનારાં વિઘ્નો વગેરેનો અનુભવ થએલો હોય છે, ત્યારે મનુષ્યજાત બહુ આગળ વધી શકે, એવું આપણે સહેલાઇથી માની શકતા નથી. પણ ઈશ્વર પર વિશ્વાસ રાખવાની સાથે સાથે આપણા મનમાં આ વાત નક્કી થાય છે કે, **જે કંઈ આપણે કરવું જોઈએ, તે આપણે કરી શકીએ છીએ.** જે કોઈ ઈશ્વર પર ખરેખરો વિશ્વાસ રાખે છે, એક મત તરીકે નહિ પણ ખરી રીતે, તો તેને ખાતરી થશે કે, "કરવું જોઈએ" અને "થઇ શકે" એ બન્ને એક માનાં જોડ બચ્ચાં છે; અર્થાત્ એ બન્ને બાળનો જુદી નથી, પણ એકજ છે. જે કોઇ એમ કહે છે કે, જે કંઈ કરવું જોઈએ તે થઇ શકે તેમ નથી, તો એ ખરેખરો નાસ્તિક છે; જે માણસ એવું કહે છે તે પ્રભુ પર વિશ્વાસ રાખનાર નથી.

## પ્રાર્થના.

"ઓ પ્રભુ, અમે તને વિનંતી કરીએ છીએ કે, આ મુશ્કેલીના કાળમાં, જ્યારે જ્ઞાન અને વિશ્વાસ વચ્ચે વિરોધ દેખાય છે, અને માણસનું મન સમજી ન શકે એવી નવી નવી વાતો પુષ્કળ એકઠી થતી જાય છે; બધા જુદા જુદા ધર્મોના માણસો તારામાં વધારે ને વધારે એકત્ર થતા જાય છે; સમાજના જુદા જુદા વર્ગોમાં અને અમારાં પોતાનાં મનોમાં ભલા અને ભુંડા વચ્ચે જુના કાળના જેવુંજ યુદ્ધ ચાલી રહ્યું છે; અને મોજશોખ પરનો પ્રેમ અને દેહની વાસનાઓ અમારી અને તારી વચ્ચે આવી હમેશાં અંતર પટાવ્યા કરે છે; અને અમે આ બધી વસ્તુઓને છોડી સ્વર્ગનો પ્રકાશ જોવાને આવી શકતા નથી, પણ સંકટના સાગરમાં આમતેમ ઉછળ્યા કરીએ છીએ—ત્યારે તું અમારો માર્ગદર્શક, સામર્થ્ય અને પ્રકાશ થા, કે અમે સર્વદા તારા પ્રત્યે દૃષ્ટિ કરતાં, જે ખડક પર અમે ઉભા છીએ તેને જોઇએ, અને જે વચન તું બોલ્યો છે તેના પર શ્રદ્ધા રાખીએ. આમેન."

બેન્જામિન જોવેટ.

## બારમું અઠવાડિયું, પાંચમો દિવસ.

"પછી જયારે તે દેવને એટલે બાપને રાજ્ય સોંપી દેશે, જ્યારે તે સઘળી રાજ્યસત્તા તથા સઘળો અધિકાર તથા પરાક્રમ તોડી પાડશે ત્યારે અંત આવશે. કેમકે તે પોતાના સર્વ શત્રુઓને પગ તળે નહિ દાબે ત્યાં સુધી તેણે રાજ કરવું જોઇએ. જે છેલ્લો શત્રુ નાશ પામશે તે મરણ છે, કેમકે દેવે સઘળાંને તેના પગ તળે આધીન કર્યાં; પણ જ્યારે તેણે કહ્યું કે, સઘળાંને આધીન કરવામાં આવ્યાં છે, ત્યારે સઘળાંને સ્વાધીન કરનાર નિરાળો છે, તે સ્પષ્ટ દેખાય છે. પણ જ્યારે સર્વેને તેને આધીન કરવામાં આવશે, ત્યારે જેણે સર્વેને તેને આધીન કર્યાં છે, એને દીકરો પોતે પણ આધીન થશે, જેથી દેવ સર્વમાં સર્વ થાય." ૧ કોરીંથી. ૧૫; ૨૪–૨૮.

**આખરે વિજય થશે એવી આશાનું** જે વચન પાઉલ અહીં દર્શાવે છે તે પરથી પણ જણાય છે કે પ્રભુ પર જીવંત વિશ્વાસ રાખવો એ જરૂરનું છે. માત્ર વિજ્ઞાન અને જડવાદની નજરે જોતાં ધર્મનો અને સત્યનો અંતે વિજય થશે એવી આશા કે એવો સંભવ પણ નથી. માત્ર વિજ્ઞાન પરથી તો એવુંજ જણાય છે કે, માણસજાત આમનેઆમ મહેનત અને શ્રમ ઉઠાવ્યા કરશે અને છેવટે નાશ પામશે, આખરે સૂર્ય પણ ઠંડો પડી જશે, અને આખું સ્થૂળ વિશ્વ (એ સિવાય બીજું વિશ્વ તો તે માનતો નથી) અદૃશ્ય થશે. પણ ઇશ્વર પર વિશ્વાસ રાખવાથી માણસને આ જગતમાં કે બીજા જગતમાં અથવા બન્નેમાં આખરે સત્યનો વિજય છે, એ વાત પર શ્રદ્ધા બેસે છે. આથી સેવા કરવા માટે કેટલું બધું ઉત્તેજન મળે છે! આ નજરે જોતાં જેટલો આત્મભોગ આપીએ તેટલો ઓછો છે. "તેને સોંપેલી મારી અનામત તે દહાડા સુધી સાચવી રાખવાને તે શક્તિમાન છે" (૨ તીમોથી ૧; ૧૨).

**પ્રાર્થના.**

"ઓ સનાતન પ્રભુ, આખી મનુષ્યજાતના પિતા, તારામાં અમે 'જીવીએ છીએ, હાલીએ છીએ, અને હોઇએ છીએ' તું આખી માણસજાત પર દયા કર. તેમનાં અજ્ઞાન, મૂર્ખતા, દુર્બળતા, અને પાપ પર રહેમ કર. ઓ પ્રભુ, જુદી જુદી પ્રજાઓ માટે તારો ઝુંડો ઉપાડ, અને તેમને તારા મહિમાવાન વિસામામાં લઈ જા. 'જેમ સમુદ્ર પાણીથી ભરપૂર છે, તે પ્રમાણે પૃથ્વી યહોવાહના જ્ઞાનથી ભરપૂર' થઈ જાય. ઓ પ્રભુ, તારા પુત્ર અમારા પ્રભુ અને તારક ઈસુ ખ્રીસ્તના મહિમા અર્થે તારૂં રાજ્ય જલદી લાવ, અને સાર્વકાળિક ન્યાયીપણું લાવ. આમેન."

દેવના નગરને માટે પ્રાર્થનાઓ.

**બારમું અઠવાડિયું, છઠ્ઠો દિવસ.**

"કેમકે, ભાઇઓ, તમને તો સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને બોલાવેલા હતા, માત્ર એટલુંજ કે તે તમારી સ્વતંત્રતા શારીરિક વિષયભોગને અર્થે ન વાપરો, પણ પ્રેમથી એકબીજાની સેવા કરો." ગલાતી. ૫; ૧૩.

"તમારો પ્રેમ ઢોંગ વગરનો હોય: જે ભુંડું છે તેને ધિક્કારો, જે સારૂં છે તેને વળગી રહો. ભાઇઓ પ્રત્યે જેવો પ્રેમ ઘટે છે તેવો ગાઢ પ્રેમ એક બીજા પર રાખો; માન આપવામાં પોતાના કરતાં બીજાને અધિક ગણો." રૂમી. ૧૨; ૯, ૧૦.

"જેમ અમારો પ્રેમ તમારા પર પુષ્કળ છે, તેમ પ્રભુ એક બીજા પરના તથા સર્વ માણસો પરના તમારા પ્રેમમાં પુષ્કળ વધારો કરો." ૧ થેસ્સા. ૩; ૧૨.

"પણ ભાઇ પરની પ્રીતિ વિષે કોઇને તમારા પર લખવાની કંઇ જરૂર નથી, કેમકે તમે પોતે એક બીજા પર પ્રેમ રાખવાને દેવથી શિખવેલા છો." ૧ થેસ્સા. ૪; ૯.

"તમે સત્યને આધીન રહીને ભાઇઓ પરની નિષ્કપટ પ્રીતિને માટે તમારાં મન પવિત્ર કર્યાં છે, માટે ખરા અંતઃકરણથી એકબીજા ઉપર આગ્રહથી પ્રીતિ કરો." ૧ પીતર ૧; ૨૨.

"જે કોઇ પોતાના ભાઇ પર પ્રેમ રાખે છે, તે પ્રકાશમાં રહે છે, અને તેનામાં ઠોકર ખાવાનું કારણ નથી." ૧ યોહાન ૨; ૧૦.

સેવામય પ્રેમ પર નવા કરારમાં કેટલી બધી વાર ભાર મૂકવામાં આવ્યો છે તેનો વિચાર કરો. પણ જે જે વચનો પર એવો ભાર મૂકવામાં આવેલો છે, તે વચનોને ઈશ્વર પર વિશ્વાસ અને અમરપણા પર જે વિશ્વાસ રાખવામાં આવેલો છે તેથી જુદાં પાડી શકાતાં નથી. પહેલી સદીની ખ્રીસ્તી મંડળીના લોકો જેઓ એક બીજા પર પ્રેમ રાખતા હતા તેઓ એક બીજાના વિશ્વાસને દૃઢ કરતા હતા, તેમજ એક બીજાના આત્મિક અનુભવને વધારે ગુઢ કરતા હતા. નવા કરારમાં પ્રેમ અને વિશ્વાસ વચ્ચે આવો અભેદ્ય સંબંધ છે તેનું એક કારણ એ છે કે તે લેખકો એમ સમજતા હતા કે પ્રેમથી જે કોઇ બીજાની મોટામાં મોટી સેવા કરી શકે તે તો તેના વિશ્વાસને સચેત અને દૃઢ કરવો એ છે. લોકોને અન્ન, વસ્ત્ર, ગૃહ વગેરે જોઈએ, એ બધું ખરૂં; અને નવા કરારમાં એવી જાતની સેવા કરવામાં આવી છે એ પણ જોવામાં આવે છે; **પણ આ સર્વ ઉપરાંત અને સર્વથી વિશેષ અગત્ય તો એ છે કે લોકોને ઇશ્વરની જરૂર છે.** નવા કરારની દૃષ્ટિમાં જે શ્રેષ્ઠ સેવા તે તો એજ છે કે, લોકોને પ્રભુની ખરી ઓળખાણ આપવી, અને તેની પાસે જવાનો માર્ગ પોતાના ધાર્મિક જીવનથી પ્રકાશિત કરવો, અને ખ્રીસ્ત પર વિશ્વાસ ન રાખનારને તેના પર વિશ્વાસ રાખતો કરવો. ઈસુ ખ્રીસ્તે માણસોની બને તેટલી રીતે સેવા કરી હતી. પણ તેણે માણસોની જે ઉત્તમોત્તમ સેવા કરી તે તો એજ કે તેણે ઈશ્વરને પ્રગટ કર્યો, કારણ કે માણસોની મોટામાં મોટી જરૂરજ એ છે કે ઈશ્વર સંબંધી જ્ઞાન પામવું. માણસોને આ જ્ઞાન પામવાની જેવી ભૂખ અને તરસ છે તેવી બીજા કશાને માટે નથી. ટેનિસન નામના એક પ્રખ્યાત અંગ્રેજ કવિએ પોતાના એંશીમા જન્મદિને કહ્યું હતું કે, "શા માટે લોકો મારા પ્રત્યે આટલો બધો ઉપકારનો ભાવ રાખતા હશે તે હું જાણતો નથી; મે તેને યોગ્ય કંઈ કર્યું હોય એવું મને યાદ નથી; સિવાય કે અમરપણા પર મે મારા વિશ્વાસને હમેશાં કાયમ રાખ્યો છે." ખ્રીસ્તી ધર્મ પ્રમાણે વિશ્વાસ રાખવો, તેનું સત્ય ખાતરીપૂર્વક માનવું, અને તે પ્રમાણે જીવન ગાળી બીજાની પાસે પણ તે મનાવવું, એ માણસજાતની ઉંચામાં ઉંચી સેવા છે.

## પ્રાર્થના.

"ઓ અનંત દયાળુ અને કરૂણાળુ ઈશ્વર, તારા હાથમાં સર્વે માણસોનાં હૃદયો છે; અમે તને વિનતી કરીએ છીએ કે, જે અસંખ્ય લોકો તને જાણતા નથી તેમના અંધકારથી ઢંકાએલા આત્માઓ પર તું કૃપાથી દૃષ્ટિ કર. તેમને સત્યના ઉદ્ધારક જ્ઞાનથી પ્રકાશિત કર. તારી સુવાર્તાનાં બિંબ તેમના પર નાખ, અને તેઓ તું જે દેહમાં પ્રગટ થએલો ઇશ્વર છે તેના પર દૃઢ વિશ્વાસ કરે, એવું કર. તારા રાજ્યમાં સર્વે વિદેશીઓને લાવ; ઇસ્રાએલના બહિષ્કૃત માણસોને સમેટ અને આખી પૃથ્વી પર તારૂં નામ પ્રગટ કર. ઇસુ ખ્રીસ્તદ્વારા અમારી આ માગણી સ્વીકાર. આમેન."

બિશપ હોલ (ઈ. સ. ૧૫૭૪-૧૬૫૬).

## બારમું અઠવાડિયું, સાતમો દિવસ.

"તો એ વાતો પરથી આપણે શું અનુમાન કરીએ? જો દેવ આપણા પક્ષનો છે તો આપણી સામો કોણ? જેણે પોતાના દીકરાને પાછો રાખ્યો નહિ, પણ આપણ સર્વને માટે તેને સોંપી દીધો, તે કૃપા કરીને આપણને તેની સાથે બધુંએ કેમ નહિ આપશે? દેવના પસંદ કરેલા ઉપર કોણ દોષ મૂકશે? તેઓને ન્યાયી ઠરાવનાર દેવ છે, તો તેઓને દોષિત ઠરાવનાર કોણ? જે મુઓ, હા, જે મુએલાંમાંથી પાછો પણ ઉઠ્યો તે ખ્રીસ્ત ઇસુ છે, તે દેવને જમણે હાથે છે, તે આપણે સારૂ મધ્યસ્થી પણ કરે છે. ખ્રીસ્તના પ્રેમથી આપણને કોણ જુદા પાડશે? શું વિપત્તિ, કે વેદના, કે સતાવણી, કે દુકાળ, કે નગ્નતા, કે જોખમ, કે તરવાર? લખ્યું છે કે,

તારે લીધે અમે આખો દિવસ માર્યા જઈએ છીએ,
કપાવાનાં ઘેટાંના જેવા અમે ગણાએલા છીએ.

તો પણ જેણે આપણા ઉપર પ્રેમ રાખ્યો છે, તેને આશરે આપણે એ બધી બાબતોમાં વિશેષ જય પામીએ છીએ. કેમકે મારી ખાતરી છે કે મરણ કે જીવન, દૂતો કે અધિકારીઓ, વર્તમાનનું કે ભવિષ્યનું, કે પરાક્રમીઓ, ઉંચાણ કે ઉંડાણ, કે કોઇ પણ બીજી સૃષ્ટ વસ્તુ, દેવની જે પ્રીતિ ખ્રીસ્ત ઇસુ આપણા પ્રભુમાં છે, તેનાથી આપણને જુદા પાડી શકશે નહિ." રૂમી. ૮; ૩૧-૩૯.

પાઉલનું જીવન કેવું વિજયી હતું! અને જેણે કહ્યું હતું કે, "હિમ્મત રાખો; જગતને મેં જીત્યું છે." તેના પર વિશ્વાસ રાખવાથી અને તેના સમાગમથી કેટલા

હજારો લોકો પાઉલની પેઠે વિજયી જીવન પામ્યા છે. ધર્મને સેવાની સાથે શો સંબંધ છે એવું કોઇ પૂછે, તો તેને આજ જવાબ મળવો જોઈએ કે, **આ દુનિયામાં સૌથી ઉપયોગી વસ્તુ વિજયી જીવન છે,** અને એવા જીવનનું મૂળ માણસને ઇશ્વરનો આત્મિક અનુભવ થવો જોઇએ એ વાતમાં રહેલું છે માણસજાતનું જે મોટામાં મોટું દુઃખ તે આત્મિક વાતના સંબંધમાં છે; તેની નિષ્ફળતા આત્મિક પ્રદેશમાં છે. માણસની પાયારૂપ કે પ્રથમ જરૂર આંતરિક, અખૂટ, નાહિમ્મત ન થાય એવું અને વિજયી જીવન છે. લોકોને જડ વસ્તુઓ આપવાથી તેઓ ઘણે અંશે એવાને એવાજ રહે છે; પણ તેમની આગળ ઉચ્ચ, ઉજ્જ્વલ, અને વિજયી જીવનનો નમુનો મૂકવાથી માત્ર તેમના સંજોગોમાં ફેરફાર થાય છે એટલુંજ નહિ, પણ તેથી તો માણસો જાતે બદલાઇ જાય છે.

ધાર્મિક વિશ્વાસથી સેવાકાર્યને એવી એવી વસ્તુઓ પૂરી પાડવામાં આવે છે કે જે વિના આપણને ખરી રીતે ચાલે તેમ નથી: જીવનનો આત્મિક કે આદર્શમય અર્થ, અવિશ્વાસની પ્રાણહારક નિરાશામાંથી બચાવ, ધીરજથી સેવા કરવા માટે સબળ હેતુ, કાર્ય કરવાની શક્તિ, વિજય પામવાનું વાજબી કારણ, માણસની મોટામાં મોટી જરૂર પૂરી પાડે એવો આત્મિક સંદેશ અને વિજયી જીવન પામવાને માટે જરૂરનાં સાધન, આ બધાં વાનાં ધાર્મિક વિશ્વાસથી સેવાને પ્રાપ્ત થાય છે.

## પ્રાર્થના.

"ઓ વિશ્વાસુ પ્રભુ, અમે તને પ્રાર્થના કરીએ છીએ કે, તને, અને તારી ખાતર સર્વ લોકોની સેવાને અર્થે, અર્પિત કરેલાં એવાં વિશ્વાસુ હૃદયો તું અમને આપ. અમને તારા પ્રત્યે શુદ્ધ પ્રેમથી ભરપુર કર, આ પ્રેમમાં અમને દૃઢ રાખ, જે વિશ્વાસ પ્રેમદ્વારા કાર્ય કરે છે તે અમને આપ, અને અમને મૃત્યુ પર્યંત વિશ્વાસુ રાખ. ઈસુ ખ્રીસ્ત અમારા પ્રભુદ્વારા માગીએ છીએ; આમેન."

ક્રિસ્ટિયાના જી. રોસેટી.

## અઠવાડિયાનું વિવેચન.

૧. વ્યાવહારિક ઉપયોગિતાની જે જુદી જુદી સેવામાં ખ્રીસ્તી ભાવ ખરી રીતે ઉતરવો જોઇએ તેનો આપણે આપણા અભ્યાસમાં અત્યાર સુધી વિચાર કરતા આવ્યા છીએ. પણ દુનિયાની સહુથી મોટી સેવા તો એ છે કે દુનિયા આગળ પ્રકાશિત, પ્રતાપી અને વિજયી જીવન બતાવવું. ફ્રાન્સિસ ઝેવીઅર નામનો એક મહાન મિશનરી થઇ ગયો. તે તેની લાંબી લાંબી ધર્મપ્રચારક મુસાફરીઓને માટે, તેના અથાગ શ્રમ અને અખૂટ ભક્તિભાવને માટે, અને તેની નીડરતા વગેરેને માટે પ્રખ્યાત છે, તે યોગ્યજ છે. પણ આ મિશનેરીનો ખરો ગુણ જાણવો હોય તો તે તેની બાહ્ય સેવાનું કોઇ પણ જાતનું વર્ણન બતાવી શકતું નથી, પણ તે ગુણ તો તેના એક સાથીએ તેના વિષે જે કહ્યું છે તેમાં દેખાય છે. "અમારી મંડળીમાંનો કોઇ સાધુ જો કોઈ વાર દુઃખી કે દિલગીર હોય તો સુખી કે આનંદી થવાને વાસ્તે

તે ઝેવીઅરની પાસે જઈ તેનું મુખ જોનો." માણસ શું કરે છે, તે પરથી ઉપજતી સેવા કરતાં માણસ કેવો છે, તે પરથી ઉપજતી સેવા તે ખરેખર સૌથી મોટી સેવા છે.

ઘણા લોકો ઉપયોગી થવાને અને સેવા કરવાને એકદમ આતુર થાય છે, પણ આ વાતનો એટલે વિજયી જીવનનો વિચાર કરતાં તેઓ ઢીલા થઈ જાય છે. એ લોકો એમ સમજે છે કે આપણી સેહેજસાજ ઇચ્છા હોય અને તેની સાથે જરા મહેનત લઈએ, એટલે સેવા થઇ ગઇ, અને દરેક જણ જેને ઈચ્છા હોય તે, ઉપયોગી થઇ શકે છે. પણ ઇસુ ખ્રીસ્તે ન્યાયકાળ વખતનું જે દૃષ્ટાંત આપ્યું છે (માત્થી ૨૫; ૩૧-૪૬) તેમાં જે સાદી સાદી સેવાનું વર્ણન આપ્યું છે, તે પણ આવા ભાવથી ખરી રીતે થઈ શકતી નથી. ભૂખ્યાંને અન્ન, તરસ્યાને જળ અને નગ્નને વસ્ત્ર આપવાં તે બાહ્ય કાર્ય છે અને તે ઇચ્છા કર્યે કરી શકાય છે. પણ આવાં સેવાકાર્યોથી એક માણસ બીજાની કેટલી સેવા કરી શકે, તે તો સેવાદાનોની સાથે કેવી અદૃશ્ય વસ્તુનું મિશ્રણ કરવામાં આવે છે તે પર આધાર રાખે છે. કેટલીક વાર આવું બાહ્ય દાન પામીને દાન લેનાર વખતે ગુસ્સે અને પોતાને નીચું જોવા જેવું થયું એવો, અથવા તો નિરૂપકારી, અને વખતે દિલાસો પામેલો અને ઉત્તેજિત થએલો દેખાય છે. એમર્સન કહે છે કે, "જ્યારે હું બીજાને સેવાનાં કાર્યદ્વારા અર્પિત થવાનો પ્રયત્ન કરૂં છું, ત્યારે હું માત્ર બુદ્ધિની ચાલાકી બતાવું છું, પણ તેથી વિશેષ કંઈ કરતો નથી. એવાં આપણાં સેવાકાર્યોને લોકો કેરીની માફક ખાઇ જાય છે, અને આપણને તેના ગોટલાની પેઠે ફેંકી દે છે. પણ તમે તેમના પર પ્રેમ બતાવો એટલે તેઓ તમારી નિકટ આવશે, અને તમારામાં સદા આનંદ પામશે" જ્યાં સુધી હલકામાં હલકી સેવા પણ તે સેવા કરનારના વ્યક્તિત્વથી આત્મિક અર્થવાળી થતી નથી ત્યાં સુધી સેવા કરવામાં આવી છે, એવું કહી શકાય નહિ. [ટાલ્સ્ટાય નામના કોઇ એક રૂશિયાના મહાત્મા આગળ એક વખત કોઈ ભિખારી આવ્યો, અને તેણે કંઈ માગ્યું. તેના જવાબમાં ટાલ્સ્ટાયે કહ્યું કે, "ભાઈ, મારી પાસે તને આપવાને કંઇજ નથી." આ ઉપરથી પેલો માણસ ગળગળો થઇ ગયો અને કહ્યું કે, "તમે મને ઘણું આપ્યું છે, કારણકે તમે મને 'ભાઇ' કહીને બોલાવ્યો છે." નાનામાં નાની સેવાની સાથે પણ જો આવો ભાવ ન હોય તો તે સેવા વ્યર્થજ છે.]

હવે આવાં બાહ્ય કાર્યો જેવાં કે અન્ન, જળ, વસ્ત્રનું દાન કરવું, તેમાં જો આવા ભાવની જરૂર છે, તો પછી ઈસુ ખ્રીસ્તે સેવાનું જે બીજું કાર્ય આપણી આગળ મૂક્યું છે તેમાં તે ભાવની કેટલી બધી જરૂર છે! "હું માંદો હતો ત્યારે તમે મને જોવા આવ્યા." આપણો કોઈ મિત્ર કોઇ મોટું કાર્ય કરી રહ્યો હોય અને તેમાં તે એકાએક કોઇ મોટી માંદગીમાં સપડાઈ જાય, તેની કામ કરવાની શક્તિ જતી રહે, તેની યોજનાઓ ભાગી પડે અને એ બધું જાણીને તમે તેને દિલાસો આપવા જાઓ ત્યારે તમે તેને માત્ર નામનો દિલાસો આપીને સંતોષ પામી શકતા નથી તેમ તેની ખરી સેવા કરી શકતા નથી. તે વખતે આપણે

આપણા મિત્રને યોગ્ય સહાય એટલે તેનું પડતું મૂકેલું કામ ચાલુ રાખવાની સહાય કરી શકતા નથી તે માટે આપણને દુઃખ થાય છે. આવો પ્રસંગ નહોતો આવ્યો ત્યારે પહેલાં તો આપણે આત્મસંતોષી હતા, પણ આજે આપણા મિત્રને સહાય કરવા જેટલી આપણામાં શક્તિ ન હોવાથી આપણને દુઃખ લાગે છે આ પરથી આપણને એવી પ્રાર્થના કરવાનું મન થાય છે કે, હે પ્રભુ, મને વધારે બળવાન વિશ્વાસ અને વધારે ઉમદા ભાવ આપ, કારણકે મારા મિત્રને હું કઈ રીતે વધારેમાં વધારે રીતે ઉપયોગી થઇ શકું, એનીજ જરૂર છે.

બીજાને ઉપયોગી થવાને માટે ખરો પ્રયત્ન કરીએ ત્યારેજ આપણને ખબર પડે છે કે, આપણે કેટલા અધમ છીએ, આપણો ભાવ કેટલો દુર્બળ છે, અને એમ થાય ત્યારેજ તે વધારે નવું અને ઉચ્ચ જીવન ગાળવા માટે પ્રભુ પર આધાર રાખે છે. ખ્રીસ્ત આપણને સેવામય જીવન ગુજારવાનું ફરમાવે છે, અને એ સેવામય જીવનજ બીકથી આપણને ખ્રીસ્ત ઈસુ અને પ્રભુની પાસે મોકલે છે. ટોલ્સ્ટોયે એક વખત એક ઉત્સાહી યુવક સુધારકને કહ્યું હતું કે, “ મારા મિત્ર, તું જગતને માટે બહુ પરસેવો ઉતારે છે, પણ પહેલાં તારા પોતાને માટે થોડો ઉતાર. જો તારે જગતને સારૂં કરવું હોય તો તારે પોતે પોતાથી બની શકે તેટલા સારા થવું જોઈએ... જ્યાં સુધી ઇશ્વરનું રાજ્ય તું તારા પોતાના હૃદયમાં નહિ આણે ત્યાં સુધી પૃથ્વી પર તે તારાથી લાવી શકાવાનું નથી.”

જે કોઈ આ જગતમાંના ઉંચામાં ઉંચા સેવાપરાયણ જીવનનો એટલે ખ્રીસ્તના જીવનનો ભાવ પોતામાં લાવવા ઈચ્છતું હોય તેણે બરાબર સમજવું જોઇએ કે, દુનિયાને સૌથી વધારે જરૂર વિજયી જીવનની છે, અને તે સિવાય બીજી બધી વસ્તુઓ નકામી છે. ઇસુએ ગરીબ અને માંદા લોકોની જે સેવા કરી હતી જે માણસોની શારીરિક જરૂરિયાતોની વ્યાવહારિક સેવા હતી, તે અસાધારણ હતી, અને એ સેવા જગતમાં આજે પણ યાદ રહી છે, અને તે સેવાનો કરનાર સેવાના પરમ આદર્શ તરીકે જગતમાં સ્વીકારાયો છે, તેનું કારણ એટલુંજ છે કે એ સેવાનું મૂળ તેના અદ્‌ભુત આત્મિક ગુણવાળા જીવનમાં હતું, જે વિના માણસો રહી શકેજ નહિ.

સેવામાં ઈસુની જે મહત્તા હતી તેનું ખરૂં રહસ્ય યોથી સુવાર્તામાં આ પ્રમાણે સમજાવવામાં આવ્યું છે કે, “ બાપે સઘળાં વાનાં મારા હાથમાં સોંપ્યાં છે, અને હું દેવની પાસેથી આવ્યો છું, અને દેવની પાસે જાઉં છું, એ જાણીને ઈસુ જમણ પરથી ઉઠે છે, અને પોતાનાં લુગડાં ઉતારીને તેણે રૂમાલ લીધો, અને તેને પોતાની કમરે બાંધ્યો, ત્યાર પછી વાસણમાં પાણી રેડીને, શિષ્યોના પગ ધોવા તથા કમરે બાંધેલા રૂમાલથી તે લુછવા લાગ્યો” (યોહાન ૧૩ : ૩-૫). કેટલી હલકી જાતની સેવા, અને તેને માટે કેવી અસાધારણ તૈયારી ! પોતાની પાસે અનહદ આત્મિક સત્વ છે એવું જાણતો હતો, છતાં તેણે વાસણ અને રૂમાલ લઇને એક સાધારણ ગુલામની પેઠે પોતાના શિષ્યોના પગ ધોયા. આ જોઇને આપણને પહેલાં તો એમ લાગે

છે કે ઇસુ ક્યાંથી આવે છે અને પાછો ક્યાં જવાનો છે. એ આવી હલકી જાતની સેવા કરે છે, એ આશ્ચર્ય પમાડનાર બાબત છે. પણ એ વિષે વધારે વિચાર કરતાં આ બીજો વિચાર પણ આવે છે કે, એ કાર્ય થઇ ગયાંને આજ વીસ સૈકાં થયાં તોપણ આપણે તે યાદ કરીએ છીએ, આત્મનકારમય સેવાના આદર્શ તરીકે તેને જોઇએ છીએ, અને તે કાર્યમાં એવી મહત્તા સમાએલી છે કે તેનું સ્મરણ માત્ર આપણને રાંક બનાવી દે છે; અને એનું કારણ એટલુંજ છે કે અધમમાં અધમ સેવા ઉચ્ચમાં ઉચ્ચ જીવન ગાળનારે કરી. એ ફકરાના બન્ને ભાગ એક બીજાના સંબંધીઓ છે. એ સેવાકાર્યને અવિસ્મરણીય કરનાર તો તે કાર્ય કરનાર જે વ્યક્તિ છે તે છે. એ દીન સેવાનું દ્વાર બહુ નાનું છે, પણ તે દ્વારા કેટલો પ્રકાશિત સૂર્ય ચળકતો હતો કે જેને લઈને તે હમેશને માટે મહિમાવાન થએલું છે!

હવે જ્યારે આપણે એમ કહીએ કે ખરા ખ્રીસ્તી લોકોની પોતાના બંધુઓની બધી રીતે સેવા કરવાની ફરજ છે, ત્યારે સાથે સાથે આપણે આ વાત પર ભાર મૂકવો જોઇએ કે, સેવા કરવામાં ઈસુનો આ ભાવ જો હોય નહિ તો, તે સેવાનું ફળ કંઈજ આવવાનું નથી. માત્ર તે બાહ્ય અને વ્યર્થ છે. માણસોની મોટામાં મોટી જરૂર તો એ છે કે તેઓ સેવા કરનાર મહાપુરૂષોના સંગ પામે, કારણ કે તેઓના સંગના એપથીજ તેઓમાં વિશ્વાસ અને હિમ્મત ઉપજે છે, અને તેથી ઈશ્વર પર અને માણસ પર શ્રદ્ધા બેસે છે. વળી સાધારણ માણસો નિરાશ, નિરૂત્સાહી અને બીકણ થઈ ગએલા હોય છે, તેઓને આવા પુરૂષોના સમાગમની જરૂર છે, કે જેઓનાં દર્શન અને વિશ્વાસ તેઓને નીડર બનાવે છે, અને તેથી વળી તેઓ ચારિત્ર્યવાન, ઉત્સાહી અને નિર્ભય બને છે. એક વખત એક યુવક, જે હાલમાં હાર્વર્ડ યુનિવર્સિટિમાં પ્રોફેસર છે, તેને ફિલિપ્સ બ્રુકસ નામના એક પ્રખ્યાત માણસને કંઈ વાત પૂછવાને માટે મળવું હતું તેના મગજમાં એક વાત ઘણા વખતથી ઘોળાયા કરતી હતી. પણ તેના કંઇ ખુલાસો તેને જડતો નહોતો અને આથી તે બ્રુકસની મુલાકાત કરવા માગતો હતો. તેની સાથે કેમ વાત કરવી તેનો તેણે આગળથી ખુબ વિચાર કરી રાખ્યો હતો, અને પ્રશ્નની રચના પણ મન સાથે બરાબર ગોઠવી રાખી હતી. જ્યારે બ્રુકસને તે મળ્યા ત્યારે તેણે તેની સાથે એકાદ કલાક વાતચિત કરી, અને તેને ઘણો આનંદ થયો. મુલાકાત દરમિયાન પોતામાં કંઇ નવુંજ જીવન દાખલ થયું હોય એમ તેને લાગ્યું. પણ ઘેર પહોં-ચતા પહોંચતાં તેને યાદ આવ્યું કે, જે વાત બ્રુકસ સાથે કરવા ધારી હતી તે તો રહીજ ગઇ. પણ તેણે કહ્યું કે, "ફીકર નહિ, મારે જે જોઈતું હતું તે કંઈ અમુક વાતનું નિરાકરણ નહોતું, પણ કોઈ પ્રતાપી, વિજયી પુરૂષનો સમાગમ હતો." જગતની મોટામાં મોટી જરૂર આજ પણ એજ છે; અને એ જરૂર પૂરી પાડવી એ જગતની મોટામાં મોટી સેવા છે.

૨. આપણી અંગત સેવાનો ખરો ગુણ અને તેની ખરી કિમ્મત સેવા કરનાર વ્યક્તિના ગુણ કે ચારિત્ર્ય પર આધાર રાખે છે એટલુંજ નહિ પણ **સામાજિક**

**સેવાની** સાર્થકતાનું મૂળ પણ એજ છે. માણસ યોગ્ય રીતે જીવન ગાળી શકે માટે કેટલાક સામાજિક અને આર્થિક ફેરફારો થવાની જરૂર છે, એવું જે આપણે કહી ગયા છીએ તે બરાબર છે. પણ જ્યાં સુધી માણસોનાં મનમાં ખરો ફેરફાર થાય નહિ, એટલે માણસનું આંતરિક કે આત્મિક જીવન બદલાય નહિ ત્યાં સુધી પહેલું તો આવા ફેરફારો થઈ શકનારજ નથી, અને જો કોઈ પણ રીતે થયા તોપણ તે લાંબો કાળ ટકી શકતા નથી. માણસના સામાજિક જીવનમાં જે કંઈ થાય છે, પછી તેનો પ્રદેશ ગમે તેટલો વિશાળ હોય કે તેના સંજોગો ગમે તેટલા બાહ્ય હોય, પણ તેના સંબંધમાં એક પ્રબોધકે કહ્યું છે તે બરાબર છે કે, "આ લોક પર વિપત્તિ, એટલે તેઓની કલ્પનાઓનું ફળ, હું આણીશ" (યિર્મે. ૬ ; ૧૯).

દાખલા તરીકે, જે છેલ્લા યુદ્ધનું કડવું ફળ આજના જમાનાના માણસો હજુ સુધી ચાખે છે તેનું મૂળ કારણ શું છે? રાજદ્વારી પુરૂષો તેનું કારણ સમજાવતા કહેશે કે રાજકીય પુરૂષોની ટૂંકી નજર કે તેમના સ્વાર્થ એ કારણોને લીધે એમ થયું. અર્થશાસ્ત્રીઓ કહેશે કે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે આર્થિક વ્યવસ્થા અને આર્થિક સબંધ જેવાં જોઇએ તેવાં નહોતાં, અને એ કારણને લીધે યુદ્ધ થયું. આ વાતોમાં સત્ય છે ખરૂં, પણ તે થોડું થોડું, એ પૂરૂં સત્ય નથી. એટલુંજ ખરૂં કારણ નથી, ખરી વાત તો એ છે કે તેનુ કારણ માત્ર રાજદ્વારી કે આર્થિકજ માત્ર નથી, તેનું મૂળ એથી ઉંડું છે, અને જેમની બુદ્ધિ પરમેશ્વરે સતેજ કરી હોય તેઓજ તે ખરી રીતે જોઈ અને સમજી શકે છે. આવા જ્ઞાની પુરૂષો અને પ્રવક્તાઓ કહેશે અને કહે છે કે એ જુદ્ધનું મુળ કારણ માણસજાત અથવા જુદા જુદા દેશોના લોકોના ધનના લોભમાં, સ્વાર્થમાં અને દૈહિક સુખનાં સાધન શોધવામાં રહેલું છે. કોઇ પણ કાર્ય ગમે તેટલું મોટું હોય અને તેનો વિસ્તાર આખી દુનિયામા હોય, છતાં તેનું કારણ માણસના હૃદયમાં ને વિચારમાં રહેલું છે.

જે જુના વિચારો માણસજાતના દિલમાં સખત રીતે ચોંટયા હતા તેને લીધે આ મોટી રાજકીય ઉથલપાથલ થઇ. અને આ મોટો સતાપ હાલના લોકોને વેઠવો પડે છે. તે બધા જુના વિચારો આવા પ્રકારના છે, એટલે કે, દેશ દેશનો અને જાતિ જાતિનો સબંધજ એવો છે કે તેમની વચ્ચે વખતો-વખત યુદ્ધ થવું જોઈએ; જુદી જુદી વ્યક્તિઓએ પરસ્પર સહકાર કરવો જોઇએ અને સદ્ભાવ બતાવવો જોઇએ. પણ જુદા જુદા દેશો પરસ્પર તેમ કરી શકતા નથી; આર્થિક ઉન્નતિ અને સર્વોપરિપણું પ્રાપ્ત કરવાને બળ વાપરવુંજ પડે છે; અને તે માટે સર્વ દેશોએ મોટાં મોટાં લશ્કરો રાખવાં જોઈએ, દરિયાઈ કાફલાઓ ઉભા કરવા જોઈએ, યુવકોને માણસોનો સંહાર કરતાં શિખવવું જોઈએ, અને વિજ્ઞાનશાસ્ત્રની બધી શોધખોળનો ઉપયોગ માણસોની જેમ બને તેમ જલદી અને ત્રાસદાયક હિંસા કરવામાં કરવો જોઇએ. યુદ્ધ અનિવાર્ય છે, એટલુંજ નહિ પણ તે ઇચ્છવા યોગ્ય છે, અને તેથી માણસજાતમાં અમુક પ્રકારનું નૈતિક બળ આવે છે: આવા આવા વિચારો જડ ઘાલી બેઠા છે, અને

તેમાંથી યુદ્ધ નીપજે છે. હવે જો દુનિયા પર આ છેલ્લા યુદ્ધ જેવી વિપત્તિઓ વારંવાર આવી ન પડે એવું આપણે ઇચ્છતા હોઈએ તો માત્ર રાજકીય કે આર્થિક પ્રશ્નોનો નીવેડો લાવવાથી બસ થાય તેમ નથી. આખી માણસજાતે પેલા જુના વિચારો છોડી દેવા જોઈએ, અને તેને માટે ખરો ઉંડો પશ્ચાત્તાપ કરીને નવા વિચારોને જુનાનું સ્થાન આપવું જોઈએ. માણસના અંગત ચારિત્રને તેમજ આંતરરાષ્ટ્રીય સબંધોને પણ આ વાત લાગુ પડે છે કે, "હૃદયમાંથી જીવનનો ઉદ્‌ભવ છે" (નીતિ. ૪; ૨૩).

અંતર્દૃષ્ટિવાળા માણસને કે જ્ઞાની પુરૂષને દુનિયામાં થતા મોટા આર્થિક ફેરફારો અને ઉથલપાથલો તથા અવાજ કરતાં લશ્કરો, વગેરે પારદર્શક પડદા જેવાં લાગે છે, જે દ્વારા પાછળ ખરૂં શું રહેલું છે તે દેખી શકાય છે. ખરૂં તો એ છે કે, માણસોનાં મનો વણકરના કાઠલા જેવાં છે. જેમ તે આમતેમ આખો વખત હિલચાલ કરે છે તેમ ઉપર કપડું વણાતું જાય છે, તેમ આપણા વિચારો આપણું ભવિષ્ય ઘડે છે. માણસોના મનમાં રહેલા લોભ અને દ્વેષ, કામ અને ક્રોધ એ સર્વ મનુષ્યજીવનમાં જે કંઇ ઉથલપાથલ થાય છે, તે કરે છે.

**આટલા માટે, માણસોની ખરામાં ખરી સેવા જે વિના બીજી બધી સેવા નમુલી છે, તે આત્મિક છે.** તે સેવા માણસોને જુદી જુદી જાતનું જ્ઞાન આપવામા, સત્ય શિખવવામાં, વિશ્વાસ ઉપજાવવામાં અને સત્સંગથી શુદ્ધ હૃદયો અને ખરો ભાવ આપવામાં સમાએલી છે. જો આ જાતની સેવા ન કરીએ તો પછી બાહ્ય સેવા ગમે તે પ્રકારની કરીએ પણ તેથી કંઇ ખરૂં ફળ પ્રાપ્ત થતું નથી. બાહ્ય વસ્તુ કે સંજોગોની કિમ્મત નથી પણ તેમાં જે પ્રાણ કે ભાવ રહેલો છે તેનીજ ખરી કિમ્મત છે. દાખલા તરીકે અમેરિકામાં પ્રજાસત્તાક રાજ્ય છે, પણ તેથી એમ નથી સમજવાનું કે જ્યાં જ્યાં એવું રાજતંત્ર હોય ત્યાં ત્યાં અમેરિકામાં જેવી સ્થિતિ હોય તેવીજ હોવી જોઇએ. તેવા રાજતંત્રવાળા ઘણા દેશોમાં પણ હજુ પણ નિરંતર ઝઘડા ચાલ્યા કરે છે. માત્ર રાજ્યના અમુક પ્રકારના બંધારણથી લોકોમાં કોઈ નવો ભાવ જાગૃત થાય છે અને દેશ રક્ષાય છે એમ નથી, પણ એ તો માણસનું મન કેવું છે તે પર બધો આધાર રહે છે. અમેરિકન એમ માને છે કે દારૂનો વ્યાપાર સમૂળગો બંધ કરવો જોઈએ. તુર્ક લોકો એવા અમલ નીચે પહેલેથીજ રહેલા છે કે જેમાં તેમના પેગંબરના દિવસથી માંડીને આજ સુધી દારૂનો નિષેધ કરવામાં આવેલો છે, તો પણ ફક્ત એટલી બાબતથીજ તેમનું વ્યક્તિગત કે પ્રજાકીય જીવન કંઈ ઉચ્ચ થએલું નથી. કોઇ એમ ધારે કે માત્ર પ્રજાસત્ત સ્થાપવાથી યુદ્ધ હમેશને માટે બંધ થશે, તો એ પણ માત્ર ભ્રમણા છે, કારણ કે જ્યાં સુધી જનસમુદાયના મનમાં મોટો ફેરફાર થાય નહિ ત્યાં સુધી બાહ્ય સંસ્થાઓ ગમે તેટલી અને ગમે તેવી સ્થાપવામાં આવે, પણ તેથી બહુ લાભ નથી. તેણે ભૂલવું ન જોઈએ કે આવી સંસ્થા તો સહકાર પ્રદેશમાં સૌથી વિશાળ અજમાયશ થશે; વળી તે તો ધર્મસ્વાતંત્ર્ય, ધૈર્ય, શુભેચ્છા અને વિશ્વાસ ઉપર અપૂર્વ

અંકુશ મૂકનાર થશે. જ્યાં સુધી માણસોના સંકુચિત વિચારો વિકાશ પામ્યા ન હોય ત્યાં સુધી આવી સંસ્થાઓ બહુ સાર્થક થવાની નથી. ઔદ્યોગિક પ્રદેશમાં સુધારો કરનાર માને કે મજુરવર્ગને ઓછું કામ કરવાનું હોય અને વધારે ફુરસદ મળે તો ધાર્યું પરિણામ નીપજે. તેણે પણ યાદ રાખવું જોઇએ કે જ્યાં મહેનત મજુરી કરનારને વધારે ફુરસદ છે ત્યાંજ ફુરસદનો ઘણો દુરૂપયોગ કરવામાં આવે છે; લોકો આળસુ બને છે, અને હુન્નરની ખીલવણી થતી નથી. વળી આવી ફુરસદથી મનુષ્યહિતનું કંઈજ મહાન પરિણામ અત્યાર સુધી બહાર પડયું નથી. શેઠ કે મજુર બન્નેને વાસ્તે બાહ્ય ફુરસદ મેળવવી એ એક વાત છે; અને એ ફુરસદનો સદુપયોગ કરે એવું જીવન પ્રાપ્ત કરવું એ બીજી વાત છે. બાહ્ય સુધારાઓ વિષે આવેશી થઈને ઘણા માણસોએ બાહ્ય સુધારા પ્રાપ્ત કર્યા છે, પણ પરિણામે ખરૂં જોતાં તેનું ફળ શૂન્ય છે. કારણ કે બાહ્ય સુધારા કાયમના અને સ્થાયી ક્યારે થાય? જ્યારે તે સુધારાઓ જ્ઞાન અને સત્ય, ઇશ્વર અને ઈશ્વરપરાયણતાવાળાં જીવનોમાંથી ઉદ્દભવે, એવાંજ જીવનો વડે ટકાવી રાખવામાં આવે અને તેનું ફળ પણ મનુષ્યોને એવાંજ જીવનોવાળાં કરે એવું થાય ત્યારેજ. [એમર્સન નામના એક મહાન અમેરિકન ચિંતકે કહ્યું છે કે, "અનુકરણ એ મૃત્યુ છે!" અને એ સત્ય જીવનના પ્રત્યેક પ્રદેશને લાગુ પડે છે. કોઇ પણ ધાર્મિક, સામાજિક કે રાજકીય સ્થિતિ કે સુધારા દાખલ કરવા માટે પ્રયત્ન કરવો હોય તો પ્રથમ જરૂરની બાબત એ છે કે માણસનું જીવન માંહેથી બદલાવું જોઈએ, અને તેમ થાય ત્યારેજ બાહ્ય સ્થિતિ ખરી રીતે સુધરી શકે છે.]

૩. આપણી સંગત અને સામાજિક સેવા સાર્થક કરવા માટે આપણે માણસનું આંતરિક જીવન કેવું છે તે પર આધાર રાખવો પડે છે, એટલુંજ નહિ પણ ગમે તે રૂપમાં **તે સેવાને કાયમ ચાલુ રાખવાનો** આધાર પણ આખરે એજ પાયા પર રહે છે. આપણી આજુબાજુ આપણે કેટલા બધા એવા લોકો જોઈએ છીએ કે જેઓ એક વખત સેવા કરવાને બહુ આતુર હતા પણ આજે તેઓ ઠંડાગાર થઇ ગયા છે. તેઓ લોકોપયોગી કાર્ય કરવા માટે આમતેમ દોડધામ કરતા હતા અને પોતાનો ભોગ આપવાને પણ તૈયાર થઇ જતા હતા, પણ આજે તેમની સ્થિતિ જુદીજ છે. તેઓ આરંભે શૂરા હતા પણ આખરે ધીમા થઈ ગયા છે. ઇસુએ ઘર બાંધનારનું જે દૃષ્ટાંત આપ્યું હતું તે તેમને બરાબર લાગુ પડે છે કે, "આ માણસ બાંધવા લાગ્યો, પણ પૂરૂં કરી શક્યો નહિ" (લુક ૧૪; ૩૦).

સેવામય જીવનને લગતી આ બાબત માણસોને આજકાલ ઘણીજ મુશ્કેલ થઈ પડી છે. ઈસુ ખ્રીસ્તના વખતમાં પણ એવુંજ હતું. તેને કંઇ હમેશાં એવા પૂરેપૂરા પાકા સ્વાર્થીજ લોકો મળતા નહોતા કે જે તેની માગણીનો અસ્વીકાર કરે અને તેના શિક્ષણને તુચ્છ ગણે. ઘણા લોકો તો તેને જોઈનેજ તેના પ્રત્યે આકર્ષાતા, તેનાં વચનોથી દોરાતા અને ઉશ્કેરાતા; પણ આમાંનો ઘણો ખરો ઉત્સાહ તો માત્ર જેમ ઉભરો એકાએક ચઢી આવે છે તેના જેવોજ હતો. એ

ઉભરો લાંબો કાળ ટકે એવો કંઇ ભાવ તેમાં હુનોજ નહિ. તેઓ તરત પાછા પડી જતા અને તેનું શિક્ષણ ભુલી જતા. પત્થરવાળી ભોંયની પેઠે "જડ ઘાલેલી ન હોવાથી તે સુકાઈ ગયા." તેવીજ રીતે આજ સુધી ઇસનું જીવન એટલું બધું આકર્ષક છે, તેના આદર્શો એટલા બધા અનુકરણીય છે, અને નિઃસ્વાર્થ સેવામય જીવનના પ્રથમ પ્રયત્નો એટલા બધા લાભદાયી લાગે છે કે, ઘણા માણસો ઈસુના જીવનને અનુસરતું જીવન ગાળવાને તૈયાર થઇ જાય છે પણ ખરી સેવાનો માર્ગ સરળ નથી. જેઓને મદદ કરવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ તેજ લોકો હઠીલા, કૃતઘ્નો અને સુધારી ન શકાય એવા નીવડે છે. તેઓ ઉપકારને બદલે અપકાર પાછો વાળે છે. જે સ્થિતિમાંથી આપણે તેમને બચાવવા ચાહીએ છીએ તેજ સ્થિતિને તેઓ વધારે વળગી રહેવા લાગે છે. આવી સ્થિતિમાં ભલામાં ભલા માણસોના મનમાં કીટ્સ નામના કવિને થયું હતું તેમ થાય છે: "મનુષ્યપ્રકૃતિ વિષે મારો અભિપ્રાય ઉંચો છે, પણ માણસો વિષે તે હલકો છે." જેણે સામાજિક સુધારો કરવા પર પોતાનું ધ્યાન લગાડયું છે, તેને એ સુધારાઓની પ્રગતિ કેટલી મંદ લાગે છે, ઘણીવાર તો તે કાર્ય સુધારાના સંપૂર્ણતારૂપી વચનના દેશમાં પહોંચતાં પહેલાં અરણ્યની કંટાળાજનક મુસાફરી જેવું લાગે છે! આલ્પાઈન પર્વતના શિખર પર ચઢવાની ત્રણ મંજલો કહેવાય છે: પહેલી મંજલ તો એવી છે કે તે "બિલકુલ ચઢાય નહિ તેવી;" બીજી "બહુજ જોખમવાળી," અને ત્રીજી "આનંદપર્યટન જેવી." ઉત્તરધ્રુવ કે હિમાલયના એવેરેસ્ટ શિખર પર જવું સહેલું છે, પણ માણસજાતના મનની સ્થિતિ પલટવી ઘણી મુશ્કેલ છે. સામાજિક સુધારાઓની ટોચે પહોંચતાં પહેલાં ઘણો લાંબો કાળ જવાનો!

આ બધી વાતોનો સાર એ છે કે જે લોકો ખ્રીસ્તી ધર્મ પ્રમાણેનું સેવામય જીવન ગાળવાની શરૂઆત કરે છે તેમાંના થોડાજ આખર સુધી ટકી રહે છે. કામમાં ઝુકાવવું સહેલું છે. સેવામય જીવન વહાણના જેવું છે. તે બારામાંથી નીકળે છે ત્યારે કિનારા પરના લોકો તાલીઓનો ગડગડાટ કરે છે, તેણે વાવટો પણ ચઢાવેલો હોય છે, અને જાણે કે આનંદભેર તે પોતાની સફરની શરૂઆત કરે છે. પણ એટલામાંજ વહાણની કસોટી પૂરી થતી નથી. ખરી કસોટી તો હજી બાકી છે. જ્યારે તોફાન થાય છે, સમુદ્રનાં મોજાં ઉંચાં ઉંચાં ઉછળે છે, અને પવન પણ પ્રતિકૂળ હોય છે, ત્યારે જો વહાણ ટકી રહે, અને એ બધું વટાવીને જો તે સામે બંદરે સહીસલામત જઈ પહોંચે ત્યારે તે કસોટીમાંથી ખરી રીતે પસાર થયું કહેવાય. સેવામય જીવન આવુંજ છે. શરૂઆતે તો લોકો વાહવાહ કરે છે, અને આપણને માન મળે છે, પણ તરતજ વિઘ્નો આવવા લાગે છે. વાહવાહ કહેનારાજ સામા થાય છે. જે લોકોની સેવા કરવા નીકળી પડયા હોઇએ છીએ તેઓ દુષ્ટ, અજ્ઞાન અને અનુપકારી, આળસુ, પ્રમાદી, અને દ્વેષી માલમ પડે છે. આ બધાં વિઘ્નોરૂપી તોફાન સેવામય જીવનરૂપી વહાણની સામે થાય છે **આવી સ્થિતિમાં સેવામય જીવન ગાળનારનો એકજ આધાર છે, અને તે તેનો પોતાનો**

**આંતરિક વિજયી ભાવ, સ્થિર હેતુ, અચલ વિશ્વાસ અને ઉજજવલ રહેનારી આશા, એજ છે.** જેનું જીવન આ બધાં વાનાંઓથી સજ્જ હોય તેજ આપભોગમય જીવન આખર સુધી ગાળી તેની ફતેહમંદ સંપૂર્ણતાએ પહોંચી શકે છે.

૪. આપણી અંગત અને સામાજિક સેવાની સાર્થકતા અને તેનું સ્થાયીત્વ માણસના આંતરિક આત્મિક મૂળ પર આધાર રાખે છે. એવું આપણે જોયું; તો એ પરથી સ્પષ્ટ થાય છે કે, ખ્રીસ્તી ધર્મ ઉપયોગિતા કે સેવાથી ભરપૂર છે. માત્ર એટલુંજ નહિ પણ, ખ્રીસ્તી ધર્મનાં સત્યો અને સિદ્ધાંતો એ સેવા કે ઉપયોગિતાને માટે અગત્યનાં છે, અને તે વડેજ માણસોના જીવનમાં આત્મિક ફતેહ મેળવાય છે. મનુષ્યજીવનની મોટામાં મોટી હાનિ તે પૈસાની તંગી કે એવું કોઇ દૈહિક દારિદ્રય નથી, પણ એ તો આત્મિક દુર્બળતા છે; અને આ દુર્બળતા સર્વ ઠેકાણે જોવામાં આવે છે; ગરીબોની ઝુંપડીમાં તેમ રાજાઓના મહેલોમાં, બંગલામાં તેમજ અભણમાં, જોવામાં આવે છે. માણસોના આત્માઓ ઘણી રીતે દબાઇ જાય છે અને તેમ થતાં તેઓ પશુ જેવા થઇ જાય છે. કેટલીક વાર આ જગતની ભયંકરતા અને કઠોરતા જોઇ અને અનુભવી આપણું હૈયું શૂન્યવત બની જાય છે અને આપણી આત્મિક શક્તિઓ બહેર મારી જાય છે; કેટલીક વાર આપણે જુદાં જુદાં સંકટથી એવા કચરાઇ જઇએ છીએ કે આપણે બધું આત્મિક ભાન ભૂલીને મૂઢ થઇ જઇએ છીએ; કેટલીક વાર પાપથી આપણને ઘણું સહન કરવું પડે છે, તોપણ, જેમ કૂતરા જેઓનો માર ખાય છે તેઓનાજ હાથ ચાટવાને પાછા આવે છે, તેમ આપણે તેજ પાપો ભણી પાછા ગેલ કરતા વારંવાર પાછા આવીએ છીએ: વળી કોઈ વાર નિરાશા આપણા મનનો કબજો એવી રીતે લઈ લે છે કે, આપણને માણસના સામાજિક જીવનને માટે કોઇ પણ કાર્ય વિષે કશો ઉત્સાહ રહેતો નથી, અને કોઇ પણ જાતના સુધારાની આશા રહેતીજ નથી.

આવા આત્મિક ભ્રમણા, અધર્મીપણા અને નિરાશાના ભોગ થએલાની જે સેવા કરવી જોઈએ તે કંઈ માત્ર હાથવતી કરી શકાતી નથી. કોઇપણ **વસ્તુ** આપ્યે તેમને લાભ થવાનો નથી. તેમની ખોટ આત્મિક બાબતની છે. જેઓ પોતે વિજયી જીવન ગાળે છે તેઓજ માણસોની આવા ઉંડામાં ઉંડી અછતો પૂરી તેમની સેવા કરી શકે. અલિસ ફ્રિમાન પામર કરીને કોઇ બાઇ એક કોલેજની પ્રથમ પ્રેસિડેન્ટ હતી. તેને એક દિવસ કોઇએ ઠપકો આપ્યો કે, તમે જાહેર વ્યાખ્યાન તો કંઈ બહુ આપતાં નથી. પેલી બાઈ જે વ્યક્તિગત સેવા કરનારી હતી તેણે જવાબ આપ્યો કે, "આપણે વ્યક્તિઓનું ભલું કરવાનું કામ છે, આપણે તેઓને કોઈપણ રીતે જો જાગૃત કરીએ તો તે બસ છે. આપણે એ પાંચને જાગૃત કરીએ; એ બીજા દસ, પંદર કે પચ્ચીસને જાગૃત કરે; અને એ વળી બીજાને, એમ એ ચાલ્યાજ કરવાનું." આવી રીતે આપણા સંગ આપીને સેવાકાર્ય કરવું એ ખરેખર સ્તુતિપાત્ર છે, પણ એવી રીતે કામ કરવા પહેલાં આપણે પોતાને એ

પૂછવું જોઇએ કે, આપણા વ્યક્તિત્વમાં શું કંઈ ઉચ્ચતા છે કે જેની દુનિયા દરકાર કરે, અથવા આપણામાં કંઇ આપવા જેવું છે કે નહિ. ઘણા લોકો પોતાને લોકસેવામાં આપી દેવાને તત્પર છે, પણ તેમનું ચારિત્ર્ય એટલું બધું નમાલું હોય છે કે તેથી દુનિયાને કંઈ લાભ થતો નથી. ઈસુ ખ્રીસ્તના કહેવા પ્રમાણે સેવા કરવાનું કામ એટલું બધું ઉંડું અને આંતરિક છે કે આપણે તેને હલકું ગણવું ન જોઇએ. આપણે એમનેએમ સેવા કરી શકતા નથી; તેને માટે ઘણી તૈયારીની જરૂર છે. "તેઓને સારૂ" ઇસુ કહે છે કે, "હું પોતાને પવિત્ર કરૂં છું."

સર બાર્ટલ ફ્રેર નામનો એક ગૃહસ્થ સ્કોટલાંડમાં કોઇને ત્યાં મુલાકાતે જતો હતો. જે ગૃહસ્થને ત્યાં તે ઉતરવાનો હતો તેણે પોતાના એક નોકરને તેને લેવાને સ્ટેશને મોકલવાનો વિચાર કર્યો. આ નોકરે પૂછ્યું કે, આવનાર ગૃહસ્થ કેવા છે, તે તમે મને જરા કહો તો તેમને ઓળખી કાઢતાં મને મુશ્કેલ ન પડે; ત્યારે શેઠે જવાબ આપ્યો કે, "જ્યારે ગાડી સ્ટેશનમાં આવશે, ત્યારે તને એક ગૃહસ્થ દેખાશે. **તે ઉંચા હશે, અને કોઈને મદદ કરવાના કામમાં તે લાગેલા હશે.**" ખ્રીસ્તી આદર્શનું આ બરાબર દૃષ્ટાંત છે. સાઠ કરતા વધારે પેઢીઓ થયાં અથવા આશરે બે હજાર વર્ષથી આપણી આગળ એક મહાન વ્યક્તિ ખડી છે, તે તેના ઉચ્ચ જીવન, શક્તિ અને પ્રેમથી સહુનાં મન હરી લે છે, અને તેના આકર્ષણથી અને પ્રાબલ્યથી માણસજાત આકર્ષાયા વગર રહેતી નથી. ઉચ્ચતા અને સેવા કરવાની વૃત્તિ એ બન્ને તેનામાં સંપૂર્ણ રીતે જોડાએલાં છે; અને જ્યાં જ્યાં ઉચ્ચ માણસો ક્ષુદ્ર સેવામાં લાગેલાં દેખાય છે, ત્યાં ત્યાં તેઓમાં માણસો ઈસુ ખ્રીસ્તનું સ્વરૂપ--મહાન, ઉચ્ચ વ્યક્તિ બીજાને મદદ કરે છે--થોડે કે વધારે અંશે જુએ છે.

આ ઠેકાણે જે વિચાર કરવામાં આવ્યો છે તેનો અર્થ એમ નથી કે આપણે **પહેલાં** સેવા કરવાને યોગ્ય થવું, અને **પછી** સેવા કરવા નીકળવું. વિજયી જીવન અને વ્યાવહારિક સેવા અથવા સેવા કરવાની યોગ્યતા અને સેવા કરવી તે, અમુક પહેલું અને પછી બીજું, એમ કાળાનુક્રમે ગોઠવી શકાય તેમ નથી: તે બન્ને સાથે સાથેજ રહે છે, વધે છે, પરસ્પર અસર કરે છે. અને એ બન્ને બાબતોને એક બીજા વગર ચાલે તેમ નથી. નવા કરારમાંનો 'હેબ્રીઓને લખેલો પત્ર' (૬; ૪ ૫) વાંચતાં આપણને માલમ પડે છે કે તેમાં પહેલા જમાનાના પૂર્ણ ખ્રીસ્તી જીવનનું ખરૂં વર્ણન આપવામાં આવ્યું છે; અને તે વર્ણનની પરિસીમામાં આ વાતનો બધો સાર આવી જાય છે; તે પ્રથમ કાળના ખ્રીસ્તીઓએ "આવનાર યુગના પરાક્રમનો અનુભવ કર્યો" હતો. તેઓ એમ માનતા હતા કે એવો દિવસ આવશે કે જ્યારે પૃથ્વી ઉપર પુણ્યનો અને ધર્મનો જય થશે, અને ત્યારે ઈશ્વરની લાંબા કાળથી પક્વ થતી યોજનાઓ પરિપૂર્ણ થશે. એ આવનાર યુગની તેઓ પ્રેમથી આશા રાખતા હતા, તેના આદર્શોને તેઓ ચુસ્ત રીતે વળગી રહ્યા હતા, તેને વાસ્તે તેઓ મરવાને પણ તૈયાર હતા, જે યુગ હજુ આવેલો નહોતો તેના તેઓ ભક્તો હતા.

પ્રથમ પેઢીના ખ્રીસ્તીઓ અને વિધર્મીઓ વચ્ચે જે મોટો ભેદ હતો તે એ હતો કે, હાલનો યુગ જોકે પાપમય હતો, તો પણ વિધર્મીઓ, ડેમાસની પેઠે "હાલના જગત પર પ્રેમ રાખતા" હતા; અને ઈસુના અનુયાયીઓ આવનાર પુણ્યકાળ માટે યત્ન કરતા હતા, અને તેની રાહ જોતા હતા. તો જો કોઈને ખરા ખ્રીસ્તી થવું હોય તો તેણે પૃથ્વી પરથી દ્વેષ અને ક્રોધનું રાજ્ય ટળે અને તેની જગાએ ઇશ્વરપરાયણતા, ન્યાયીપણું અને ભ્રાતૃભાવનું રાજ્ય સ્થાપિત થાય તેને માટે પૂર્ણ પ્રયત્ન કરવો જોઈએ. આ જગતમાં ઈશ્વરનું રાજ્ય આવે એવો તેણે વિશ્વાસ રાખવો, તેને માટે પ્રાર્થના કરવી અને તેને માટે પ્રયત્ન કરવો જોઇએ. આ ખરા ખ્રીસ્તી જીવનની મુખ્ય ઇચ્છા, તેનો માર્ગદર્શક તારો અને તે જીવનને નિયંત્રિત કરનારૂં ધોરણ છે.

હવે જો પ્રભુથી બનાવાએલી વધતી સારી દુનિયા, જેનાં મૂળ પ્રીતિમાં ઘાલેલાં અને તેમાંજ જેનો પાયો નાખેલો છે, તેને માટે જો આપણે ખરી ભક્તિ કરતા હોઈએ તો તેમાંથી કેટલાંક અદ્‌ભુત પરિણામ ઉપજવાનાંજ એટલે કે, જે પાપ કે પાપોથી ઇશ્વરના રાજ્યના આગમનનો અટકાવ થાય છે એવાં આપણાં પોતાનાં પાપનો અંગત પશ્ચાત્તાપ, એ રાજ્યના આદર્શોને યોગ્ય આંતરિક જીવનની આપણામાં ઈચ્છા, જે આત્મિક શક્તિઓ વડેજ તે રાજ્યના આગમનની ખાતરી રખાય છે તે શકિતઓની પ્રાપ્તિ, અને આ ખ્રીસ્તી વિજયનો સુદિન જલદી આવે તે માટે દરેક શુભ કાર્ય કે પ્રવૃત્તિ પ્રત્યે આપણી સહાનુભૂતિ, અને તેમાં આપણો પ્રયત્ન. આ બધાં પરિણામો ઈશ્વરના રાજ્ય પ્રત્યેની વફાદારીથી પ્રાપ્ત થાય છે. પુણ્યવંત વિજયી જીવન એ કંઇ એકાંતમાં ભક્તિ કર્યે પમાય છે એમ નથી; એ તો ઇશ્વરના રાજ્ય પ્રત્યે પૂર્ણ ભાવ રાખવાથી અને તેને માટે પ્રયત્ન કરવાથીજ પ્રાપ્ત થાય છે.

સમાપ્ત.